The Department of Public Instruction, Bombay.

# BERQUIN'S

# CHILDREN'S FRIEND.

TRANSLATED INTO GUJARATI.

REVISED BY

THE GUJARATI TRANSLATOR, ED. D.

VOL. I.

NINTH EDITION.

5,000 Copies.



Bombay:
GOVERNMENT CENTRAL BOOK DEPÔT.

1889.



*Price Seven Annas.*

૩૭૦૪

મુંબઈ ઇલાકાનું સરકારી કેળવણીખાતું.

# ગુજરાતી બાળમિત્ર

ભાગ ૧.

કેળવણીખાતાના ગુજરાતી ટ્રાન્સ્લેટરે

તપાસી સુધાર્યું.

આવૃત્તિ નવમી.

પ,૦૦૦ પ્રત.



મુંબઈ:
ગવર્નમેંટ સેંટ્રલ બુક ડિપો.

ઇસવી સન ૧૮૮૯.



કીમત સાત આના.

# પ્રસ્તાવના.

જે બાલકો શિક્ષારૂપ ગ્રંથોવિષયે સારો પરિશ્રમ કરેછે તેમને યદ્યપિ બીજા ગ્રંથકર્તાઓના જેવો કીર્તિને લાભ હોતો નથી, તથાપિ વાસ્તવિક કાર્યથકી જોતાં એવું જણાયછે કે એવા કવિઓના ગ્રંથ મોટમોટા અધિક ઉપયોગી અને અધિક ઉપકારક છે. નાનાં બાલકોમાં મર્યાદા તથા સદ્ગુણ આણવા, તેમજ કુમાર્ગથકી સંરક્ષવું, તેમને જ્ઞાનનું ભાવું આપવું, અને તેમની બુદ્ધિ વિચારક્ષમ કરવી, એ વિષે ઉદ્યોગ કરવો મહાન પંડિતોને પણ યોગ્ય છે. અલ્પમતિ છે તે છોકરાંની પ્રવૃત્તિ, નિવૃત્તિ, તેમનું રમવું, રીસાવું, તેમના હર્ષવિષાદ જોઇને તે અજ્ઞાન આપણે મનમાં આણવા યોગ્ય નથી એમ કહે, પરંતુ જેમની લોકહિતઉપર દૃષ્ટિ છે, જે દીર્ઘ દૃષ્ટિ [illegible] કે એક મનુષ્યનાં સત્કર્મ દુષ્કર્મથી સઘળી સૃષ્ટિનો ફેરફાર થઇ જાયછે: તે છોકરાને વિષે પણ સદ્ગુણ દુર્ગુણ જોઇને, તેમના વિચારવિષે અનાસ્થા કરતા નથી. જોનારા હતા તેમણે સિકંદર બાદશાહ બાલક હતો, તવારેજ તેની બુદ્ધિમાં વ્યાપકતા જોઇ. આગળ તેણે સર્વ પૃથ્વીનાં રાજ્યો ઉલટ પાલટ કર્યાં, શરીર તો સર્વનાં તેટલાંજ, પણ તે માંહેલા રહેનારની યોગ્યતા ભિન્ન ભિન્ન છે, તે ઘણું કરીને નાનપણથકી સારી માઠી શિક્ષાપ્રમાણે પરિણામને પામેછે; માટે મનુષ્યનું ભાવી સ્વરૂપ ઉત્તમ શિક્ષા ઉપર છે. એમાટે જે માણસ બાલકોને શિક્ષાવિષયે પોતાના ગુણનો ઉપયોગ કરેછે, તેનો પરિશ્રમ કેટલો સ્તુત્ય કહેવો!

આ ગ્રંથકર્તાએ બે વાતો મનમાં આણીને ગ્રંથ કર્યોછે; એક તો બાલકોનું રંજન; બીજું તેમને સદ્ગુણ સહજ લાગે. પ્રતિ વાર્તામાં સદાચરણ સુજનતા એઓની પ્રશંસા છે; એમાં મોટી મોટી અઘટિત ઘટનાની વાર્ત્તા કહી નથી; જે બાલકોને નિત્ય પરિચયમાંહેની તેજ કહીછે. તેમને જે સદ્ગુણ લાગવામાટે

છે. તે તેમના સામર્થ્યની બહાર નથી; વાર્તા કહીછે તે તેમનાં જેવાં બાલકોની, તેમનીસાથે રમનારાઓની, તેમનાં માબાપોની, તેમનાં બ્હેનભાંડુની; ચાકર, જેનીસાથે તેમને નિત્ય પ્રસંગ હોયછે તેની: અને પશુ, જેમના નિત્ય જોવામાં આવેલાં તેઓની, ભાષા પણ બાલબોધ યોગ્ય છે. હર્ષવિષાદનાં જે જે કારણો દેખાડયાંછે તેમાટે જે તેમનાં મનમાં વિકાર ઉત્પન્ન થાયછે, તે સ્પષ્ટ કર્યાંછે; તેમના અન્યાયના જે ખોટા પરિણામ તેજ તેમની બુદ્ધિમાં આણીને તેમનાં પારિપત્ય કરીને સૂચવ્યાંછે: અને સદાચારથકી જે મનને સમાધાન ઉત્પન્ન થાયછે, તેજ તેમના સત્કર્મનું ફળ કહ્યુંછે. એમાં જે જે કહ્યુંછે તેણે કરીને, તેમણે સદાચરણ એ સર્વ સુખોનું સાધન, માટે તે ઉપર પ્રીતિ કરવી; દુરાચરણ એ સર્વ દુઃખોનું અને પશ્ચાત્તાપનું ઉત્પત્તિસ્થાન માટે તે વર્જવું.

આ ગ્રંથ છોકરા છોકરી એ બેઉને પણ ઉપયોગી છે: અને એ બેઉને ઉપયોગી પડવા માટે બેઉના પ્રસંગ એકત્ર આણીને વાર્તા જોડીછે. પ્રતિ વાર્તામાં ભિન્ન ભિન્ન પ્રકાર દેખાડયાછે: અનેક સદ્ગુણ દુર્ગુણની પ્રશંસા, અથવા નિંદા, વાર્તાના પ્રસંગે આણીછે. ઘણીએક વાર્તાના બાલકોને વિષે અનુભવ પણ લઈ જોયાછે. કંઈ કંઈ નાટક પણ યોજ્યાંછે, તેણે કરીને તેમને હાવભાવયુક્ત નિઃશંકપણેથી ચાર જણમાં બોલતાં આવડે. લજ્જાએ મોં મરડેછે તે મરડવું નહિ. પાત્રમાં માબાપોને પણ મિશ્રિત કર્યાંછે, તેણે કરીને બાલકોના આનંદ ભોગવવાને તેમને પણ છૂટ આપીછે.

આ ગ્રંથ બાલકોને ભણાવ્યાથી તેમને નાનપણથકી અનાયાસે બોલવાનો અભ્યાસ થશે, તેમનો શબ્દસંગ્રહ વધશે, તેમને અનેક વ્યવહાર, અનેક રીતિ, નીતિ સમજાશે, બુદ્ધિ સદસદ્વિચારક્ષમ થશે, તેમનું હૃદય કોમળ થશે, માતાપિતાનેવિષે તેમનો પ્રેમ વધશે, બ્હેનભાંડુને વિષે તેમની પ્રીતિ વધશે; ઈશ્વરનેવિષે ભક્તિ વધશે, આગળ મોટ મોટી વિદ્યા શીખવાને સુગમ થશે. પ્રાયશઃ

તેમને હાથે જે ગ્રંથ લાગેછે તે તેમની બુદ્ધિમાં ભરાવાને અવઘડ છે. એ ગ્રંથથકી, જેવો ઉપદેશ મનમાં ભરાશે, તેમ અન્ય ગ્રંથથકી થનાર નહિ; તે સમજણને ઊંડા, અભિરૂચિને રૂક્ષ, ઉપદેશને તીક્ષ્ણ, બાલકોના ચિત્તમાં વાંચવાવિષે તેવી પ્રીતિ ઉત્પન્ન કરનાર નહિ. આ ગ્રંથમાં તેમ નથી; અહિં તેમની ભાષા, તેમની રમત, તેમના ઉદ્યોગ, તેમના અપેક્ષિતો કહ્યાંછે, માટે તેમને વાંચતાં વાંચતાં પ્રીતિ ઉત્પન્ન થઇને ઊલટું તેમને ન સમજતાં સહજ સારા ગુણ આવે, માટે એને બાળમિત્ર નામ યોગ્ય છે.

આ ગ્રંથનો કર્ત્તા બર્કિવન કરીને કોઈ મહાવિદ્વાન્ ફ્રાન્સ દેશમાં થઈ ગયો. એના ઉપકાર સર્વ વિલાયતમાં સંભારેછે; એની વાણીએ આશ્રામિત જે રસ કહ્યો તે ઊભો રહેછે; એનું વર્ણન યથાતથ્ય, બાલકત્વથકી માનસિક વિકાર, ઇંચિવૈચિત્ર્ય, ઇત્યાદિક ધર્મનું યથાસ્થિત સ્વરૂપ વર્ણનવિષે જે પ્રશંસનીય; જેનો લેખ અચેતનને ચેતના આણેછે; કોઇપણ વિષય જેણે આદર્યો તો શ્રવણયોગ્ય થાયછે.

આ બાળમિત્ર ગ્રંથ પૂર્વે ફ્રેન્ચ ભાષામાં હતો, તેમાંહેથી ઇંગ્રેજીમાં આવ્યો, તેમાંહેથી મરાઠીમાં થયો અને તે ઉપરથી ગૂજરાતીમાં કર્યોછે. ફ્રેન્ચ તથા ઇંગ્રેજી ભાષા એનો વિચાર કરતાં જે ભાષા આજ સેંકડો વર્ષ થયાં સુધરતી આવીછે, જેમાં સર્વ વિષયો ઉપર ગ્રંથ છે, જેમાં સર્વ મનમાંહેલા અભિપ્રાય શબ્દે કરીને બોલાય, એટલા શબ્દ છે, જે મોટમોટા બુદ્ધિવાનોને પરિચિત છે, તો એવી ભાષામાં જે રસ થયોછે, જે રસ મરાઠી ભાષામાં પણ થવો કઠણ, તે ગૂજરાતી ભાષામાં તો કેમજ થશે? જે ભાષામાં આજદિવસસુધી વ્યાકરણ, કોશ, કોઇએ કર્યાંજ નથી, જેમાં વિદ્વાન લોકનું ચિત્ત રમ્યુંજ નથી, જેમાં શબ્દસંગ્રહ થોડો, જેની બોલવાની શૈલી પ્રૌઢ નથી, એ ઉપર વળી આ ભાષાંતર પણ યથામતિ છે; માટે સર્વે કૃપા કરીને એમાંહેના દોષ સામું લક્ષ ન દેતાં ગુણ માત્ર લેઇને મારી સેવા સ્વીકારવી એ મારી પ્રાર્થના.

## અનુક્રમણિકા.

# બાળમિત્ર.

## નાનો ભાઈ.

વેણી એ નામે એક છોકરી હતી, તે એક દિવસે મોટે પરોઢીએ ઊઠી. તેના મનમાં હતું જે વાડીમાં જઈને ફૂલ વીણું, અને મારી મા સૂતી છે તે જાગે નહિ એટલામાં એને તેનો હાર કરીને આપું. તેમાટે છોડી મેડાઉપરથી હેઠળ આવવાને તૈયાર થઈ, એટલામાં તેનો બાપ ગોવિંદ નામે હતો, તે તેની ઓરડીમાં આવ્યો; અને છોડીને કેડે બેસાડીને, હમેશ હસતો બોલેછે "બેટા, તું મારી સાથે ઉતાવળી ચાલ, હું તને કાંઇ દેખાડું, તે જોઇને તને ઘણો આનંદ થશે." વેણીએ મોટે હર્ષે કરીને પૂછ્યું "બાપા, તે શું છે મને કહેશો?"

બાપ કહેછે "છોડી, પરમેશ્વરે તને ગઈ રાતે નાનો ભાઈ આપ્યોછે." તે બોલી "નાનો ભાઈ! કયાં છે તે મને જોવા દો; મને તેની પાસે ઉતાવળો તેડી જાઓ." પછી બાપે તેને તેની માએ જ્યાં જણ્યું હતું, તે ઓરડીનાં કમાડ ઊઘાડીને માંહે લીધી; ત્યાં ખાટલા આગળ એક પરાઈ બાયડી હતી તેને વેણીએ પહેલાં કોઇ દહાડો ઘરમાં દીઠી નહતી; તે તે અવતરેલા છોકરાને બળોતિયામાં વીંટતી હતી તે જોઇને વેણીએ બાપને નાના પ્રકારના પ્રશ્ન કર્યા, તેના ઉત્તર દેઇને બાપે જાણ્યું જે, મેં એના કોડ પૂરા કર્યા. તે વખત તે ફરીને બાપને પૂછવા લાગી—"બાપા, આ ડોશી કોણ છે? જુઓ, તે કેવી મારા નાનાભાઇને બાંધેછે! તેને એ દુઃખવશે એમ તમને બીક લાગતી નથી, બાપા?"

ગોવિંદ.—તું બીશ નહિ, છોડી, આ ડોશી ભલી છે; એને મેં છોકરાનું જતન કરવા માટે બોલાવીછે.

વેણી.—પણ બાપા, આ છોકરો મારી માનો, તે એણીએ હજુ જોયુંછે કે નહિ ?

ગંગાબાઈ.—(ખાટલાનો પડદો ખસેડીને બોલેછે) હા, છોડી, મેં એને જોયોછે; મને કહે વારૂ, એને જોઇને તને હર્ષ થયો કે નહિ ?

વેણી.—હા, મા, મને ઘણો હર્ષ થયો; તેમને નાનો સારો સોબતી રમવાને આપ્યો; એનું મોં જુઓ કેવું સારૂં છે! એને રાતુંજ જેવું કોઇ કહેશે. ક્યાંથી દોડતો આવ્યોછે? બાપા, હું એની સંઘાતે રમું ?

ગોવિંદ.—તે કેમ થાય બચ્ચા? એનાથી ઊભા રહેવાતું નથી; તું જો, એના પગ કેવા કુમળા છે!

વેણી.—ઓ: હો! પગ કુમળા છે ખરા; હવે હું સમજી, એને મારી સાથે દોડવામાં હજુ ઘણા દહાડા જોઇએ.

ગોવિંદ.—તે સઘળું થવાની વેળાએ થશે: પહેલાં તો હીંડવું શીખશે, પછી તમે બે જણાં વાડીમાં કૂદશો અને રમશો.

વેણી.—ખરૂંજ શું? અરે બાપુડા, હું તને કાંઈ આપું, એટલે તું મારા ઉપર હેત કરીશ. આ મારી પાસે ચિત્ર છે તે લે, તારે રમવાને. એ શું બાપા? આ લુચ્ચો લેતો નથી. એણે મૂઠીઓ વાળી રાખીછે.

ગોવિંદ.—હાથ કેમ ઉઘાડીએ, તે એને હજુ ખબર નથી; તે સમજવાને કાંઈ મહિના જોઇએ.

વેણી.—એમ છે? અરે મારા બાપુડા. હું તને મારાં સઘળાં રમકડાં આપીશ. કહે હવે તું ખુશી થયો? મને જવાબ દે. બાપા, એ હસેછે. મને વેણી કહે, વેણી; કેમ તું બોલતો નથી ?

**ગોવિંદ.**—એને બોલવાને હજુ બે વર્ષ જોઈએ. હવે વેણી, તું કચ કરીને તારી માને અકળાવીશ હો.

**વેણી.**—જુઓ બાપા, એણે મોંનો ચહેરો ફેરવ્યો, અને એ રૂએછે; મને એવું લાગેછે કે એને ભૂખ લાગીછે. અર મારા લાડકા, તું છાનો રહે, તું છાનો રહે, હું તારે માટે કાંઈ સારૂં સારૂં ખાવાનું આણું.

**ગોવિંદ.**—મારી બેટી, એને ખવાડવાની ખટપટમાં તું પડીશ નહિ; હજુ એને દાંત આવ્યા નથી; તે એ કેમ ખાશે?

**વેણી.**—એનાથી ખવાતું નથી ત્યારે એ જીવશે કેમ? એ શું ભૂખે મરે?

**ગંગાબાઈ.**—ના, દીકરી, એને માટે પરમેશ્વરે મારી ધાઇ-ઓમાં દૂધ કર્યુંછે. એ હમણા તો અશક્ત છે, પણ કાંઇ દિવસ ગયા પછી તું જોજે એ ભુંઈ ઉપર કેવો લોટવા માંડેછે!

**વેણી.**—તે હું કિયે દહાડે જોઈશ? પણ મા, જો તું, એનું ડોકું કેવું સારૂં દેખાયછે! એને હાથ અડાડવાને મને બીક લાગેછે.

**ગોવિંદ.**—તું હાથ અડાડ, પણ હળવે અડાડ હો.

**વેણી.**—વારૂ વારૂ, ઘણોજ હળવે અડાડુંછું. ઓઃ ઓ! કેવો કુમળો છે! જેવો રૂનો ગોળો.

**ગોવિંદ.**—છોડી, નાનાં છોકરાંની ડોક એવીજ હોયછે.

**વેણી.**—બાપા, જો એ પડી જાય, તો ડોકું ભાગીને કડકે કડકા થઈ જાય, નહિ વારૂ?

**ગંગાબાઈ.**—એમાં શી ભ્રાંતિ! પણ અમે એને જાળવીને ઝાલીશું, એટલે એ પડનારો નહિ.

**ગોવિંદ.**—છોડી, પાંચ વર્ષ પહેલાં તું એવીજ નાની હતી તેની તને ખબર છે?

**વેણી**.—એના જેવી નાની! નહિ હો, બાપા. તમે મારી મશ્કરી કરોછો.

**ગોવિંદ**.—મશ્કરી નહિ, બેટી, હું ખરૂંજ કહુંછું.

**વેણી**.—તે મને સાંભરતું નથી.

**ગોવિંદ**.—તે ખરૂંજ, આ હિંડોળો મેં બારણે ક્યારે બાંધ્યોછે તેની તને ખબર છે?

**વેણી**.—ક્યારે? તે જેવો છે તેવોને તેવોજ છે.

**ગોવિંદ**.—તેવોને તેવોજ કેમ હોય! જ્યારે તું આ નાના છોકરા જેવડી હતી ત્યારનો આ હિંડોળો બાંધ્યોછે.

**વેણી**.—ખરેજ શું? પણ કેમ ત્યારે તે મને સાંભરતું નથી?

**ગોવિંદ**.—નાનાં છોકરાં હોયછે તેની પાસે શું હતું, તે કાંઈ સમજતાં નથી. આ તારો નાનો ભાઈ તારા જેવડો થાય, ત્યારે તું એને આજની વાત પૂછજે જે "હું તને તે દહાડે નામ દેતાં શીખવતી હતી તે તને સાંભરેછે?" પછી તને ખબર પડશે કે તેને સાંભરેછે કે નહિ.

**વેણી**.—શું હું પણ માને આમજ ધાવતી હતી?

**ગોવિંદ**—હા, એમાં સંદેહ શો? તારે માટે શી શી મહેનત પડીછે, છોડી! તું એવી નબળી હતી, જે તારાથી કાંઇ ખવાતું ન હોતું. અમે ઘડીએ ઘડીએ ચિંતા કરતાં જે તું હમણા મરીશ. તારી મા કહેતી "અરે મારી બાપુડી, તારો જીવ ચૂંથારો." એમ કહીને તેણીએ તને ઘણે શ્રમે કરીને ધાઇઓનું દૂધ પીતાં શીખવ્યું.

**વેણી**.—અરે મારી મા, ત્યારે મને પહેલું ખાતાં તેંજ શીખવ્યું, નહિ વારૂ?

**ગોવિંદ**.—હા બેટા, તારી માએ તને ધાવતાં શીખવ્યું, ત્યારે તું શરીરે પુષ્ટ થઈ. એવી મહેનત તેણીએ તારેમાટે બે વર્ષ-

મૂકી રાત દહાડો કરી. કોઈ વખત થાક લાગ્યાથી તારી માને લગારેક ઊંઘ આવે, એટલામાં તું રોઈને તેને જગાડે. પછી તે ગભરાતી ઊઠીને તારા ઘોડીઆ આગળ આવે, "વેણી, વેણી, બેટા, છાની રહે, તને ભૂખ લાગી હશે, મારી દીકરી," એમ કહીને પછી તને ધાઈ આગળ ધરે.

**વેણી.**—અને બાપા, મારૂં આ ગળું એના ગળા સરખું ત્યારે કુમળું હતું?

**ગોવિંદ.**—બચ્ચા, એવુંજ હતું.

**વેણી.**—શું! આ મારૂં ગળું! જે આજ આટલું કઠણ છે તે! ઓઃ હો! તેવું હોત તો ક્યારનું એ ભાગી ગયું હોત.

**ગોવિંદ.**—તે ખરૂં, પણ અમે તને ઘણી સંભાળીછે. કેટલાક દહાડા સુધી તારી માએ સઘળાં સુખ એકકોરે નાખી દીધાં હતાં, અને તું આંખો આગળથી વેગળી પડે માટે કંઈ જવું મૂકી દીધું. જ્યારે જ્યારે તેને કામ માટે તને મૂકીને જવું પડે ત્યારે તે તારી ઘણી ચિંતા કરે, અને દાઈને સોંપીને તેને કહે, "રળિયાત, હું એને તમારે સ્વાધીન કરૂં છું; તમે પેટના છોકરાની પેઠે એને જાળવજો હો." અને તને સારીપેઠે સંભાળે, માટે તારી મા તેને વારે વારે કાંઈ ઇનામ આપે.

**વેણી.**—અરે મારી ભલી મા! પણ બાપા, મને દોડતાં આવડતું ન હોતું એવી હું ક્યારે હતી? જે હું આજ અર્દ્ધ ગાઉ દોડ કહેતાંમાં દોડું; જુઓ, હું ત્રણ ચાર ફલંગોમાં ઓરડીને પેલીમર જાઉં; એ શું મને કોઈએ શીખવ્યુંછે?

**ગોવિંદ.**—તારી માએ અને મેં તને શીખવ્યુંછે. તું પડી જાય તો તને વાગે નહિ, માટે અમે મુખમલની ટોપી કરીને તને માથે ઘાલતાં; પછી નરમ દોરી ઝલાવીને હીંડાડિયે. કોઈ વખત અમે બાગમાં સામાસામી બેશિયે; તને વચ્ચે

એકલી કાંઇ ઝાલ્યાવિના ઊભી કરીને " મારી પાસે આવ એમ કહીને, એકવાર હું, એકવાર તારી મા, આગળ લાંબા હાથ કરીએ; તે વખત તું લગાર અડબડીયું ખાય, એટલે અમારો જીવ ઊડી જાય. કોઇ વખત અમે તારી પાસે ચાંલણગાડી ઝલાવીને હીંડાડિયે. એવી એવી યુક્તિઓ કરીને તુને હીંડતાં શીખવ્યુંછે.

વેણી.—મારેમાટે તમને એટલી મહેનત પડીછે એ મને ખબર નહોતી. ત્યારે બોલતાં પણ તમેજ મને શીખવ્યું હશે તો!

ગોવિંદ.—તે પણ અમારૂંજ શીખવેલું; હું તને ખોળામાં બેસાડીને, બાપા, મા, એ શબ્દ જ્યાંસુધી તું મને પાછા બોલી સંભળાવે ત્યાંસુધી ઝંડીએ ઘડીએ સંભળાવું. આજ જે જે શબ્દ તું બોલેછે તે તે અમે તને શીખવ્યાછે; અને તને વાંચતાં પણ અમેજ શીખવ્યુંછે તે તો તને સાંભરતું હશેજ.

વેણી.—હા, તે મને સારીપેઠે સાંભરેછે. તમે મને પાટી ઉપર અક્ષર કાઢી આપતા અને શીખવતા તે હું શીખું, એટલે તમે મને ખારેક ખાવા આપતા તે લેઇને હું ઘણી ખુશી થતી.

ગોવિંદ.—જો, અમે તારે માટે એટલી મહેનત ન કરી હોત, તો તારી અવસ્થા શી થાત વારૂ?

વેણી.—તો મને મુઆને આજ ઘણા દહાડા થયા હોત. ઓ: હો! અરે મારી સારી મા! મારા સારા બાપ! તમારા ગુણની ઓશીંગણ હું ક્યારે થઇશ?

ગોવિંદ.—એટલું કરતાં પણ તું કોઇ દિવસ મને અકળાવેછે અને તારી માનું કહ્યું કરતી નથી.

વેણી.—હવે હું જીવું ત્યાંસુધી કોઈ દિવસ એવું કરનાર નહિ. તમે મારે માટે એવું દુઃખ ભોગવ્યુંછે, એની મને ખબર આજસુધી નહોતી, બાપા.

ગોવિંદ.—હવે તારા ભાઈનેમાટે અમે કેટલો શ્રમ કરિયે છીએ તે જોતીજા; એટલે તે ઉપરથી તને ખબર પડશે, જે મારે-માટે પણ એના જેવોજ શ્રમ થયો હશે.

એવું બોલવું થયું તે થકી વેણીના મનમાં સઘળી વાતો પછી આવી. પોતાના ભાઈને માટે માને કેટલો શ્રમ પડેછે! તે લગારેક સાજો ન હોય, એટલે એને કેવું દુઃખ થાયછે! અને એના પેટમાં કાંઈ ન જાય એટલે તે કેટલું કષ્ટ પામેછે! એ રુએછે ત્યારે તે કેટલી ગભરાયછે! માને વિસામો આપવા માટે બાપ કેટલે હેતે કરીને છોકરાને સંભાળેછે! અને બે જણાં એને હીંડતાં અને બોલતાં શીખવવાને કેટલો શ્રમ કરેછે! એ સઘળું જોઈને વેણી પોતાના મનમાં કહેછે, "મારાં માબાપે મારેમાટે પણ આવીજ મહેનત કરી હશે." પછી તે દિવસથી વેણીની માબાપ ઉપર મમતા ઘણીજ થઈ; માબાપની હું સર્વ પ્રકારે ઉપકારી છું, એવું તેના મનમાં આવ્યા પછી કોઈ દિવસ તેણીએ માબાપની આજ્ઞા મિથ્યા કરી નહિ, અને તેમને લગારે દુઃખ થાય એવું કોઈ દિવસ કર્યું નહિ.

---

## વર્ષના ત્રણ મુખ્ય કાળ.

બાળો તરતજ ઘઉંનો પુંખ ખાઈને આવ્યો હતો, અને કહેવા લાગ્યો કે "આહાહા! આવો સદા શિયાળોજ હોત તો સારૂં થાત. એનું સુખ શું કહું! એમાં નદીનું પાણી કેવું સ્વચ્છ અને કેવું મીઠું! શાલો, કામળીઓ કેવું સુખ દેછે! પેટમાં

ભૂખ, અન્ન ઉપર પ્રીતિ અને ઊંઘ તો કેવી સારી આવેછે!" તે સાંભળીને ગોવિંદ શેઠ, તેનો બાપ, તેને કહેછે "વારૂ ત્યારે, જેવું કહેછે તેવુંજ મારી સ્મરણચોપડીમાં લખી મેલ." બાળે તેમ કર્યું. પછી શિયાળો ગયો, અને ઊનાળો આવ્યો, ત્યારે સઘળાં વૃક્ષને પલ્લવ ફૂટીને પુષ્પ થયાંછે, અને સુગંધી ટાઢો વાયુ મંદ મંદ આવેછે. ચંદનના લેપ કરીને ગળામાં ફૂલના હાર ઘાલીને લોકો ફરેછે તથા નાના પ્રકારના ટાઢા ઉપચાર કરેછે; બાગોમાં ફુવ્વારા ઊડેછે તેનાં છાંટા શરીરને લાગીને ઘણું સુખ કરેછે; તેમજ, પાકેલાં ફળ, આંબા, ફનસ, જાંબુ, અંજીર, દ્રાક્ષ, ઇત્યાદિક જીભને અમૃતસરખા સ્વાદ આપેછે તે સઘળાં સુખ જોઇને બાળો કહેછે "આહાહા! આવોજ સદા ઊનાળો હોત, તો સારૂં થાત." ગોવિંદ શેઠ બોલ્યો, "છોકરા, તું જેવું કહેછે તેવુંજ મારી સ્મરણચોપડીમાં લખી મેલ." બાળે તેમ કર્યું. પછી ચોમાસું આવ્યું તે વખત ત્યાં ત્યાં લીલી ચાર અને નાના પ્રકારનાં ઝાડ ઊગ્યાંછે, નદીઓના પ્રવાહ ચાલ્યાછે, શાકભાજીઓ સુંદર થઇઓછે, સ્થળે સ્થળે પાણી ભરાયુંછે, તેમાં કાગળનાં નાવ કરીને છોકરાં તરાવેછે, માથાં ઉપર છત્રીઓ, બનાતી ટોપીઓ, ટોપ લેઇને વરસાદમાં લોક ચાલેછે. આગળ ખેતર પાકયાં, તેમાં નાના પ્રકારનાં ધાન્ય થયાંછે તે જોઇને બાળો કહેછે, "બાપા, આ શો ચમત્કાર છે! આ ચોમાસાના દિવસ સદા આવાજ હોત તો ઘણુંજ સારૂં!" બાપ કહેછે, "બેટા, આ તે ચોપડીમાં લખી મેલ." બાળે તે લખ્યું. પછી થોડાક દિવસમાં શિયાળો આવનાર તે વખત બાળો બાપને કહેછે, "આ શિયાળો ન આવે અને ચોમાસુંજ રહે, તો સારૂં થાય.' બાપ બોલ્યો, "એવું થાય તો તને સંતોષ થાય, બેટા?"

**બાળો.**—ઘણોજ સંતોષ થાય, બાપા.
બાપે તે સ્મરણચોપડી કાઢીને બાળાને દેખાડી, અને બોલ્યો, "આ ચોપડીમાં શું લખ્યુંછે તે વાંચ, બાળા."

**બાળો.**—(વાંચેછે) આહા! આવો શિયાળો સદા હોત તો સારૂં થાત.

**ગોવિં૦**—વારૂ હવે (આગળ ચાર પાનાં ફેરવીને) આ વાંચ.

**બાળો.**—(વાંચેછે) આહા! આ આવો ઊનાળો સદા હોત તો સારૂં થાત.

**ગોવિંદ.**—(વળી ચાર પાનાં ફેરવીને પૂછેછે) બાળા, આ અક્ષર કોના તેં ઓળખ્યા?

**બાળો**—એ મારા અક્ષર.

**ગોવિં૦**—તેં શું લખ્યુંછે તે વાંચ.

**બાળો.**—(વાંચેછે) આ ચોમાસું આવુંજ વર્ષસુધી હોય તો સારૂં.

**ગોવિં૦**—આ મને આશ્ચર્ય લાગેછે; જે શિયાળામાં તેં કહ્યું, કે સદા શિયાળો હોય તો સારૂં તેજ તું ઊનાળામાં કહેછે જે ઊનાળો સારો, અને ચોમાસામાં કહેછે, કે ચોમાસું સારૂં; હવે એથી શું સમજવું?

**બાળો.**—જે સઘળા કાળ સારા છે.

**ગોવિં૦**—હા, બેટા. તે તે કાળમાં તે તે કાળના અનેક પ્રકારની સમૃદ્ધિઓ ઉત્પન્ન થાયછે અને પ્રાણીમાત્રને અનેક પ્રકારનાં સુખ થાયછે. આ જગત્ કેમ ચલાવવું, એ પરમેશ્વરને પક્કું માલૂમ છે. એનો વિચાર કરવાને આપણી બુદ્ધિ કેટલી? જો તેં કહ્યું એવું હોત, તો ચોમાસા પછી આપણને શિયાળો અને ઊનાળો નથી એમ થાત. સદા સર્વકાળ વરસાદ પડીને

સઘળાં ઠેકાણાં જળમય થાત. લોક ઘરમાં અટકી રહેત, ધાન્ય કોહી જાત, દુકાળ પડીને લોકોનો નાશ થાત. એટલો અનર્થ થઇને તારો સ્વાર્થ કેટલો થાત ! કહીશ તો, તને વળી કેટલાક દહાડાસૂધી કાગળનાં નાવ કરીને પાણીમાં રમવાનું થાત. માટે, પરમેશ્વરે આ વાત કેવી સારી કરીછે ! જો વારૂ જે કાળની વહેંચણ પણ પોતાને હાથ રાખીછે. એ વાત આપણાસરખા જીવને હાથ હોત, તો કંઇ સુખ નથી એવું થઇને અનર્થ થાત.

---

## લક્ષ્મણ.

એક ઘણો ગરીબ સંતાજી નામે મજૂર હતો. તેને નાનાં નાનાં છ છોકરાં હતાં, તેમનું પેટ કેમ ભરાશે માટે એક દહાડો તેને ઘણી ચિંતા થઇ; તેમાં બીજું એવું થયું જે તે વર્ષમાં અન્ન સારૂં પાકયું નહિ માટે આગલા વરસ કરતાં દાણો બમણો મોંઘો થયો. સંતાજી રાત દહાડો મહેનત કરે, તોપણ છોકરાંને જાડો પાતળો રોટલો પેટભરીને ખવરાવવાને પૂરા પૈસા તેને મળે નહિ ; એવો તે ઘણા દુઃખમાં પડ્યો. એક દિવસ પોતાનાં સઘળાં છોકરાંને પાસે બોલાવી આંખોમાં આંસુ આણીને તે કહેછે, " અરે મારાં વહાલાં છોકરાં, આણ દાણો મોંઘો ઘણો છે ; હું આટલી મહેનત કરૂંછું, તોપણ તમારાં પેટ ભરાય એટલો દાણો મને મળતો નથી ; એવી મારી અવસ્થા છે. તમે જુઓ, સઘળા દહાડાની મારી મજૂરી આટલા એક રોટલામાં ખર્ચ થાયછે, માટે મને જેટલું મળેછે, તેટલામાં નિર્વાહ તમારે કરવો જોઇશે. બીજો કશો ઉપાય નથી. અને એટલે તમારાં પેટ ભરાતાં નથી તે ખરૂં, પણ વારૂ જીવ તો બચશે." એટલું બોલીને

તે છાનો રહ્યો, તે બિચારાથી આગળ બોલાયું નહિ, અને તે આંખો ઊંચી દેવના સામી કરીને રોવા લાગ્યો. તે જોઇને છોકરાં પણ રોવા લાગ્યાં, અને પોતપોતાના મનમાં કહેવા લાગ્યાં, "હે પરમેશ્વર, હે દેવ, અમે ગરીબ, અમે નાનાં, અમે અભાગ્યાં, અમારા ઉપર દયા કર. અમારા બાપને સહાય થા. અમને ભૂખે મરવા દેઇશ નહિ."

સંતાજીએ પછી તે રોટલાના સાત બરોબર કડકા કર્યા, તેમાંનો એક નાનો કડકો પોતે લેઇને બીજા કડકા છોકરાંને વહેંચી આપ્યા. તેમાં એક લક્ષ્મણ કરીને છોકરો હતો તેણે પોતાનો ભાગ લીધો નહિ. તે બોલ્યો, "બાપા, મારે નહિ જોઇએ, આજ મજથી ખવાતું નથી. મને કરાર નથી; મારો ભાગ તમે ખાઓ, નહિતો મારા ભાઇઓને વહેંચી આપો." સંતાજી લક્ષ્મણને હઇયા સરસો લેઇને પૂછેછે, "બચ્ચા, તને શું થયુંછે?" તે કહેછે, "બાપા, મને સુખ નથી, મારૂં શરીર ઘણું બગડ્યુંછે. હું સુઈ રહેવા જાઉંછું." સંતાજીએ છોકરાને તેડીને ખાટલા ઉપર સુવાડ્યો. બીજે દહાડે સવારમાં સંતાજી ઘણો દુઃખી થઇને તેવાજ વૈદ્યને ઘેર ગયો, અને તેને પગે લાગીને કહેછે, "વૈદ્યરાજ, મારો છોકરો ઘેર માંદો પડ્યોછે. મજ ગરીબ ઉપર દયા કરીને તેને જોશો અને ઓસડ આપશો, તો હું તમારો ઉપકાર જન્મસુધી વીસરીશ નહિ." તે વૈદ્ય મોટો ધર્માત્મા હતો. પોતાને સંતાજીપાસેથી કાંઈ મળવાનું નથી, એ તેને પક્કી ખબર હતી, તોએ તે વૈદ્ય તેને ઘેર ગયો, અને લક્ષ્મણના ખાટલાઆગળ જઇને તેની નાડ જોઈ, તો રોગનું લક્ષણ કાંઈ જણાયું નહિ; પણ નબળાઈ ઘણી છે એટલું માત્ર જાણ્યામાં આવ્યું. પછી કાંઈ ઓસડની યાદ લખેછે, એટલામાં લક્ષ્મણ

બોલ્યો, "વૈદ્યરાજ, હું તમને પગે લાગુંછું, મારે માટે કાંઈ ઓસડ મંગાવશો નહિ; હું તે ઓસડ ખાનાર નથી."

**વૈદ્ય.**—તું શામાટે ખાનાર નથી?

**લક્ષ્મણ.**—મને તે પૂછશો નહિ; મારાથી તે કહેવાતું નથી.

**વૈદ્ય.**—છોકરા, તે કહેવામાં તને શું ખોટું છે? તું પણ મને ઘણો હઠીલો છોકરો લાગેછે.

**લક્ષ્મણ.**—વૈદ્યરાજ, હું હઠવાસ્તે કહેતો નથી એવું નથી.

**વૈદ્ય.**—વારૂ ત્યારે, હું તને આગ્રહ કરતો નથી; તારા બાપને પૂછુંછું; હું જાણુંછું જે તે એટલું છાનું રાખશે નહિ.

**લક્ષ્મણ.**—ના, ના, ના. વૈદ્યરાજ, પરમેશ્વરને વાસ્તે એ વાત મારા બાપને જણાવશો નહિ.

**વૈદ્ય.**—અલ્યા તને શું કહિયે! વારૂ, પણ જ્યારે તું મને કહેતો નથી, ત્યારે મારે એ વાત તારા બાપને જણાવવી ઘટેછે.

**લક્ષ્મણ.**—અરે મહારાજ! ના, ના. તે કરતાં હુંજ તમને કહું તે સારૂં; પણ દયા કરીને મારા ભાઈને અને બહેનને આગળથી બારણે કાઢો. વૈદ્યે બીજાં છોકરાંને બારણે મોકલ્યા પછી લક્ષ્મણ બોલ્યો, "વૈદ્યરાજ, આ દુકાળમાં મારા બાપને ઘણી મહેનતે એક રોટલા જેટલા પૈસા મળેછે. તે રોટલામાંથી એક એક કડકો એક એકને ભાગે આવેછે, તેમાંનો ઘણોજ નાનો કડકો બાપ લેછે. મારાં ભાઈ બહેનને ભૂખ્યાં દેખી મને ઘણું ખોટું લાગેછે. સઘળાંઓમાં હું મોટો, સઘળાં કરતાં મારામાં સામર્થ્ય વધું છે, એટલામાટે હું જાણુંછું કે મારો ભાગ મારાં ભાઈ બહેન ખાય, માટે હું ખાતો નથી. એવાસ્તે મેં મંદવાડ લીધોછે, અને મારાથી ખવાતું નથી એમ કહુંછું. પણ હવે હું તમને ફરીને પગે લાગુંછું, આ વાત મારા બાપને કહેશો નહિ." તે સાંભ-

જતાંજ દયાએ કરીને વૈદ્યની આંખોમાં આંસુ આવ્યાં, અને કહેછે, "પણ છોકરા, તને ભૂખ લાગતી નથી?"

**લક્ષ્મણ**.—એમ કેમ થાય? ભૂખ તો લાગેછે, પણ તેમની ભૂખ જોઈને જે દુઃખ થાયછે, તેવું મારી ભૂખે કરીને થતું નથી.

**વૈદ્ય**.—પણ જો તું કાંઈ ખાઈશ નહિ તો વહેલો મરીશ.

**લક્ષ્મણ**.—તે તો હું જાણુંછુંજ, પણ હું સંતોષથી મરીશ, મારા બાપને એટલું એક પેટ ભરવું તો ઓછું થશે, અને હું મરીને પરમેશ્વર પાસે જઈને પ્રાર્થના કરીશ, જે, "મહારાજ, મારા ભાઈઓને અને બહેનોને અન્નવિના મરવા દેઈશ નહિ."

તે છોકરાના એવા બોલ સાંભળીને વૈદ્ય ઘણો વિસ્મિત થયો, અને મનમાં દયા આણીને વૈદ્યે લક્ષ્મણને બે હાથે ઉંચકીને છાતીસરસો ચાંપ્યો. તે કહેછે, "બીશ નહિ, મારા બાપા, તું મરનાર નથી, સર્વનો બાપ જે પરમેશ્વર છે તે તારૂં અને તારા કુટુંબનું રક્ષણ કરશે. મને પરમેશ્વરેજ આહિં મોકલ્યો એમ જાણજે. હું હવે ઘેર જઈને ઉતાવળોજ આવુંછું." એવું કહીને તે વૈદ્ય પોતાને ઘેર દોડતોગયો, અને ચાકરને માથે કંઈક જાતિનાં અન્ન મેલીને તરતજ પાછો આવ્યો અને સંતાજીને અને તેનાં છોકરાંને એક ઓળે બેસાડીને તેમને પેટ ભરીને ખવડાવ્યું. તે ગરીબ છોકરાંઓનો પેટ ભરીને જમવાનો આનંદ જોઈને તે ધર્માત્મા વૈદ્ય ઘણોજ પ્રસન્ન થયો. જતી વેળાએ લક્ષ્મણને કહેવા લાગ્યો, "છોકરા, તું કશી ચિંતા કરીશ નહિ; હું તમને જે જોઈશે તે આપીશ." તે બોલ્યું તેણે મોટી પ્રસન્નતાથી પાળ્યું. તે તેમને નિત્ય અન્ન મોકલી દે. અને તે ગામમાં બીજા પણ કેટલાએક તે વૈદ્યના જેવા ધર્માત્મા પુરૂષ હતા

તેમણે તે વાત જાણી, ત્યારે તે પણ તે છોકરાઓના સમાચાર જોવા લાગ્યા. કોઈ અન્ન, કોઈ પૈસા, કોઈ લૂગડાં, એમ તેઓને આપે. એ પ્રમાણે થોડાજ દહાડામાં તે નાનાં છોકરાંનું કુટુંબ દરિદ્રતામાંથી છૂટ્યું.

એ પ્રમાણે પોતાના બાપને માટે અને નાના ભાઈઓમાટે તે ઉદાર છોકરે જે આચરણ કર્યું તે તે દેશના રાજાએ સાંભળ્યું, ત્યારે તે ઘણું આશ્ચર્ય પામ્યો, અને સંતાજીને પોતાની પાસે બોલાવીને કહ્યું, "તારો છોકરો ઘણો સાધુ છે, તે તને વર્ષોવર્ષ પાંચસેં રૂપિઆ આપશે. લક્ષ્મણ અને તારા બીજા છોકરાઓએ મનમાં આવે તે ધંધો શીખવો; તેમને હું ખર્ચ આપીને શીખવીશ, અને તે જો સારે માર્ગે ચાલશે, તો હું તેમને ભાગ્યવાન કરીશ."

સંતાજી ઘણો પ્રસન્ન થઈને ઘેર આવ્યો, અને લાંબો ભૂંઈ ઉપર થઈને, મને આવો સારો યોગ્ય પુત્ર પરમેશ્વરે આપ્યો માટે, દેવની સ્તુતિ કરવા લાગ્યો.

---

## જમની.

ગોદાવરી બાઈ એ નામે એક ડાહી, ભલી, અને માયાળુ બાયડી હતી. તેની મોટી છોકરી ગંગા એ નામે હતી; તેણીએ એક દિવસ કાંઇક અન્યાય કર્યો, માટે તેને માએ મમતાથી ધમકાવી. તે માના મમતાના શબ્દ સાંભળીને અને પોતાનો અન્યાય સંભારીને રોવા લાગી તે જોઇને તેની નાની બહેન ત્રણ વર્ષની જમની એ નામે હતી તેણીએ હળવે રહીને પછવાડેથી આવીને એક હાથે ઓઢણાનો છેડો લેઇને પોતાની બહેનનાં આંસુ લોહ્યાં, અને બીજે હાથે પોતાના મોંમાંનો સાકરનો કડકો તેના મોંમાં ઘાલ્યો.

હું એમ જાણુંછું કે કોઇ સારે ચિતારે આ ચિત્ર કાઢ્યું હોય તો શું શોભે !

# નાનો સારંગીવાળો.

નાટક એક અંકનું.

## પાત્ર.

ગોપાળદાસ ........................ ધનવાન શેઠ.
કૃષ્ણદાસ........................ ગોપાળદાસનો છોકરો
ગોદાવરી........................ ગોપાળદાસની છોડી.
હીરો ........................ ગોપાળદાસનો ભાણેજ.
ગૌરી
મહાલક્ષ્મી } ગોદાવરીની બ્હેનપણી આ; સામળદાસની છોડીઓ.
દોલતસિંહ........................ નાનો સારંગીવાળો.
ભીમો ........................ ચાકર.

## ઠેકાણું.

ગોપાળદાસનું ઘર.

## પ્રવેશ ૧.

**કૃષ્ણદાસ અને હીરો.**

કૃષ્ણ૦—(હીરાને) સાંભળ્યું ભાઈ, તારે મારૂં એક કામ કરવું જોઇએ.

**હીરો.**—વારૂ જોઉં તો ખરો શું કામ છે. તારી સદા કાંઇ વેઠ હોયજ હોય, ન હોય એવું નહિ.

**કૃષ્ણ૦**—એ શામાટે, તું મારા કરતાં બુદ્ધિમાન છે. ભાઈ, આજ મને ગુરૂજીએ એક સંસ્કૃતનો શ્લોક પ્રાકૃત કરવા આપ્યોછે તે કામ તારાથી સારૂં થશે.

**હીરો.**—શું ? તે તેં હજુ પૂરો કર્યો નથી

કૃષ્ણ૦—પૂરો ક્યાંથી થાય? હજુ તેનો આરંભજ કરવાનો અવકાશ કોને ફાવ્યાછે?

હીરો.—શું? પહેલા પહોર દહાડાથી તે પાછલા પહોર દહાડા સૂધી અવકાશ તને ફાવ્યો નહિ?

કૃષ્ણ૦—તું જો વારૂ મને તે કેમ ફાવે. હું પહોર દહાડે દાતણ કરી રહુંછું; પછી સારીપઠે ભૂખ લાગી જોઇયે માટે દશ ઘડી સુધી મારે બાગમાં આહિં તાહિં દોડવું પડેછે. પછી ચાર ઘડી જમતાં થાયછે. હવે જમીને પાધરોજ ઉદ્યોગે બેસું, તો મારા બાપનો વૈદ્ય કહેછે જે તને મોટો રોગ થાયછે. માટે પેટ ભરીને જમ્યો તે પચાવવા સારૂ થોડીકવાર સૂધી સૂવું જોઇયે, અને કાંઇક ફરવું જોઇયે, તેમાંથી તરત ક્યાંથી નવરો થાઉં?

હીરો.—વારૂ, હવે તો સઘળું થયું, ત્યારે અત્યારથી સંધ્યાકાળ સૂધી કેમ કરતો નથી?

કૃષ્ણ૦—હવે મારે ગાવા બેસવું છે તે તું જાણેછેજ.

હીરો.—પણ ગવૈયો હજુ કયાં આવ્યોછે? તે આવે ત્યાંસૂધી તે કરીશ તો શું થશે?

કૃષ્ણ૦—ત્યાંસૂધી મારે તેની વાટ જોઇ બેશી રહેવું જોઇયે. જે વખત જે કામ કરવાનું તે મૂકીને બીજુ ત્રીજું લીધું તો મારો જીવ ગભરાય, બાપા.

હીરો.—વારૂ, તોપણ ગાઇ રહ્યા પછી કાંઇક દહાડો રહેશે. કરનારો થઇશ તો રાતે સૂતાસૂધી વખત છે.

કૃષ્ણ૦—મને એક ક્ષણનીએ નવરાશ નહિ મળે. મારી બહેન સખીઓને બોલાવણું કરીને તેમની વાટ જોતી બેઠીછે.

હીરો.—તેમને અને તારે શો સંબંધ છે? તે આવશે તો તારી બહેન પાસે આવશે.

કૃષ્ણ૦—ખરૂં, પણ તેમની સાથે રમવાને બહેને મને તેડચોછે.

હીરો.—વારૂ, પણ તે ગયા પછી તારે શું કામ છે?

કૃષ્ણ૦—વાહરે વા: પછી દીવાને અજવાળે કામ કરીને આં- ધળા થઈએ! સારી વાત કહેછે! અને તેમ કર્યું, તોપણ સવારમાં વાત તૈયાર થઈ જોઈએ તે કેમ થાય?

હીરો.—વારૂ, નહિ થાય તેમાં મારૂં શું જશે?

કૃષ્ણ૦—ત્યારે શું, બાપ અને ગુરૂજી મારા ઉપર રીસે ભરાય એવું તારા મનમાં છે?

હીરો.—મને ફોસલાવતાં તને સારૂં આવડેછે, કૃષ્ણા. જોઉં વારૂ ક્યાં છે તે સંસ્કૃત.

કૃષ્ણ૦—મેડા ઉપર મારી ઓરડીમાં છે. હું જઈને આણુંછું, નહિતો તું મારી સાથે ઉપર આવ.

હીરો.—તું આગળ જા. હું પછવાડેથી આ આવ્યો. પેલી તારી બહેન મારીસાથે કાંઈ વાત કરવા આવેછે.

કૃષ્ણ૦—પણ તું આમાંની વાત કાંઈ તેને કહીશ નહિ, હો, સમજ્યો.

## પ્રવેશ ૨.

### ગોદાવરી અને હીરો.

ગોદાવરી.—કાં ભાઈ, કૃષ્ણદાસનું અને તારૂં શું બોલવું થતું હતું? હું જાણુંછું જે રોજની પેઠે તેણે કાંઈ પણ તારી કુચેષ્ટા કરી હશે.

હીરો.—રોજની પેઠે કુચેષ્ટા તો નથી કરી, પણ નિત્યની પેઠે કાંઈ પ્રાર્થના છે, જે હું કાલને માટે એની વતીનું કાંઈ કામ કરી મેલું.

ગોદા૦—અને શું? આ એનું આળસુપણું બાપને જણાવીશ નહિ?

હીરો.—તે હું તો જણાવનાર નહિ, શામાટે જે તને ખબર છેજ કે તારી મા મરી ગયા પછી મારા મામાની પ્રકૃતિ એવી શિથિલ થઈછે કે લગાર તેનું મન દુઃખાયું એટલે તે માંદા પડેછે. અને બીજું પણ હું તેનું અન્ન ખાઉંછું. કદાચિત તેને મન એવું આવશે કે આ મારા છોકરા ઉપરથી મારી મમતા તોડાવીને એના ઉપર થવાને ઇચ્છતો હશે.

ગોદા૦—વારૂ, ત્યારે હું એને મળીશ, એટલે હુંજ એને એ વાનાં કહીશ, પણ હું શું કરવા આવીછું તે તું સમજ્યો? સામળદાસની છોડીઓ આપણે ઘેર આવવાની છે, તેની આગતા સ્વાગતા કરવાને તારે મને સહાયતા કરવી જોઇશે.

હીરો.—વારૂ, બહેન, મારાથી જે થશે તે કરવાને હું સિદ્ધ છું.

ગોદા૦—ઓહો! આ તે તો આવી, ચાલો મેડા ઉપર જઈએ.

---

## પ્રવેશ ૩.

### હીરો, ગોદાવરી, ગૌરી, મહાલક્ષ્મી.

ગોદા૦—આવો મારી બહેનપણીઓ. (તે એક એકને અરસપરસ મળેછે; હીરાને નમેછે; હીરો તેમને નમેછે).

ગૌરી.—આપણને મળ્યાંને બહુ દિવસ થયા હશે એવું લાગેછે, બેન.

મહા૦—ખરૂંજ; ઘણા દહાડા થયા.

ગોદા૦—મને એવું લાગેછે કે એક આખો મહિનો થયો હશે. (હીરો બેસવાને શેતરંજી પાથરેછે.)

ગૌરી.—તું શું કરવા એટલી મહેનત કરેછે?

હીરો.—મારે જે કરવાનું ઘટેછે તે મારે કરવું જોઈએ.

ગોદા૦—મને નિભ્રાંત છે કે ભાઈ હર્ષે કરેછે. મારા કૃષ્ણદાસમાં જો આટલો વિવેક હોય તો પછી શું જોઈએ?

## પ્રવેશ ૪.

હીરો, ગોદાવરી, ગૌરી, મહાલક્ષ્મી, કૃષ્ણદાસ.

કૃષ્ણ૦—(છોડીઓને કાંઈ લગાર આગતા સ્વાગતા કર્યા-વિના) આ તેં ઘણું સારૂં કર્યું. હીરા. પોતે આંહિ રમવાને બેઠા, અને મને ત્યાં વાટ જોતા રાખ્યો.

હીરો.—હું એમ જાણતો હતો કે તું પ્રથમ છોડીઓને માન આપીશ. પણ તેં પહેલી મારીજ પૂજા કરી.

કૃષ્ણ૦—(ચમકીને) ઓહો બ્હેનો, હું તમારી પ્રાર્થના કરૂંછું કે તમને માન દીધું નહિ, માટે રીસ ચઢાવશો નહિ. હું હમણા તમારી સેવામાં આવુંછું.

મહા૦—તું મારી સેવાની ચિંતા રાખીશ નહિ. તારૂં કામ હોય તે કર.

કૃષ્ણ૦—(હીરાને એક તરફ લેઈ જાયછે, અને છોડીઓની નજર વાતો કરવામાં છે એવું જોઇને હળવે રહીને ગુંજામાંથી સંસ્કૃત કાગળ કાઢીને આપેછે) આ લે, સમજ્યો, અને એનું પ્રાકૃત ઉતાવળું કરી આપ.

હીરો.—છ ઓળો! વાહવારે ઘણી મહેનત! તને લાજ આવતી નથી કે?

કૃષ્ણ૦—છાનો રહે, બોલીશ નહિ; તે સાંભળશે.

હીરો.—બ્હેનો, મને આજ્ઞા આપો તો હું એક ક્ષણ જઈ આવું.

ગૌરી.—વહેલા આવજે, અમે વાટ જોઈએ છીએ.

ગોદા૦—તું જાયછે ત્યારે તો ભાઈ તે મીઠાઈ અને થોડોક મુરબ્બો ભીમાની સાથે ઉપર મોકલાવજે.

---

## પ્રવેશ ૫.

કૃષ્ણદાસ, ગોદાવરી, મહાલક્ષ્મી, ગૌરી.

કૃષ્ણ૦—(ગાદી ઉપર બેશીને તકીએ ઓઠીંગણ દેઈને હાથ પગ પ્રસારીને કહેછે ) હું મારે આહિંયાંજ બેસુંછું.

ગોદા૦—હું જાણુંછું જે તારે અમારા પહેલાં અમને પૂછ્યાવિના બેસવું નાહે. એ ગૃહસ્થાઈનું લક્ષણ નહિ.

કૃષ્ણ૦—કોને, તને પૂછું કે શું ?

ગોદા૦—હું આહિં એકલીજ નથી.

ગૌરી.—હવે મેં જાણ્યું જે તારા ભાઈના મનમાં અમે તો કશામાં નથી.

મહા૦—એ એમ જાણેછે કે હું આહિંયાં બેઠોછું તેથીજ એ કૃતાર્થ થયો.

કૃષ્ણ૦—હં: હં: ! બહેનો ાને પણ્ખી ખબર છે, કે મારાવિના તમારે ચાલશે; પણ તમવિના મારે ચાલશે નહિ.

ગોદા૦—વારૂ, એટલું પણ સત્કાર સરખું તો બોલ્યો.

કૃષ્ણ૦—પણ હું ખરૂંજ કહુંછું, બહેન, તું એવું સમજીશ નહિ જે હું આહિંયાં તારે માટેજ બેઠોછું.

ગોદા૦—એ વાતનો તો મને નિશ્ચયજ છે. હું તે શો પદાર્થ ! કાંઈ નહિ, પણ આવા શાણા ભાઈની હું બહેન છું, એટલું મનમાં આણીને પ્રસન્ન રહુંછું. (એટલામાં ભીમો આવેછે. અને પેંડા, બરફી તબકમાં મૂકીને જાયછે.)

કૃષ્ણ૦—હવે આ મીઠાઈ મેંજ વહેંચી હોય તો સારૂં. નહિ વારૂ ?

ગોદા૦—ના, બાવા, ના, તે હું કરીશ. તું એવા કામમાં આડો છે. અને તારે જો કામ કરવું હોય તો આ છોકરીઓની આગળ વાડકીઓ મેલ.

મહા૦—બાઈ, મારે તો આટલા પેંડા નહિ જોઈએ.

ગોદા૦—જેટલા જોઈએ તેટલા લે.

(ગોદાવરી તેની આગળ બરફી ધરેછે. કૃષ્ણદાસ તેના હાથની તાસકને વળગેછે.)

ગોદા૦—(કૃષ્ણદાસને) તને પ્રથમ મેં મોટા ત્રણ કડકા આપ્યા નથી કે?

કૃષ્ણ૦—તોપણ મારૂં પૂરૂં થયું નહિ, બહેન. અરે, ગળ્યા પદાર્થ ઉપર મારી પ્રીતિ ઘણી છે. (તે એક પછી એક, બે ત્રણ ચાર કડકા લેછે અને ગોદાવરી તાસક ખેંચી લેછે.)

ગોદા૦—ભાઈ, તને કાંઈ લાજ નથી આવતી? તુંજ સઘળું લઈ જઈશ ત્યારે પછી અમે શું કરીશું વારૂ?

કૃષ્ણ૦—બરફીની બરણી કયાં છે તે તને ખબર નથી કે શું? ત્યાંથી વળી આણજે એટલે થશે.

ગોદા૦—(બીજી છોડીઓને) બહેનને મહેનત દીધાવિના ભાઈને ચેન પડતું નથી.

કૃષ્ણ૦—હવે એટલું. તું લગાર ઘરમાં જઈશ, તો આ છોડીઓની ચાકરી હું એકલોજ કરીશ.

મહા૦—સાંભળ્યું. ગોદાવરી, હવે તારા ભાઇને કોઈ દાંડ કહેશે.

ગોદા૦—(વાડકીઓમાં મુરબ્બો મેલેછે, અને કૃષ્ણદાસને કહેછે) ભાઈ, આ વાડકી મહાલક્ષ્મીબાઇને આપ. (કૃષ્ણદાસ હાથમાં વાડકી લઈને મહાલક્ષ્મીને આપતાં તેની સાડીઉપર ઊંધી વાળેછે. તે જોઇને તે બે જણીઓ ચમકીને ઊઠિયો.)

ગોદા૦—આ જોયું એનું લક્ષણ. (હળવે કૃષ્ણદાસને) હું સમજાઇશ જે આ તેં જાણીને દુષ્ટાઇથી કર્યુંછે.

મહા૦—અરે પરમેશ્વર! મારી નવી સાડી ચીકટાઈ, હવે મારી મા મને શું કહેશે? અને તેને હું શું કહીશ?

**ગૌરી.**—હરિ હરિ! આ આજ પ્રથમજ પહેરીછે. ઉતાવળી લોટીમાં પાણી લેઇને આવ.

**ગોદા૦**—ના, ના, તે કરતાં કોરે લૂગડે લોહિયે તે સારૂં. આ લે કોરૂં લૂગડું, લોહો એણે. વારૂ હું તો એમ જાણુંછું જે ધોઇએ તેજ સારૂં (ગોદાવરી પાણી આણેછે, ગૌરી પણ આણેછે અને મહાલક્ષ્મીની પાસે જાયછે. એક જણી તેની સાડી ઝાલી રહીછે અને બીજી તે ઉપર પાણી રેડેછે, તેટલામાં તેમની નજર ચૂકાવીને વાસણમાંનો સઘળો મુરબ્બો લેઇને કૃષ્ણદાસ તકિએ બેશીને સ્વસ્થપણેથી ખાયછે.)

**ગૌરી.**—થયું, થયું, ધોવાયું; હવે આવ, સૂકવીએ.

**મહા૦**—એટલું પણ દૈવયોગથી સારૂં થયું જે રસ પાટલી ઉપરજ પડ્યો.

**કૃષ્ણ૦**—(મૂખ ફેરવીને પોતાની મેળે) આ કાંઈ મારો વાંક નહિ.

**ગોદા૦**—આ લે સૂકાયું, હવે મારા ધોયાથી કોઇના જાણ્યામાં નહિ આવે.

**ગૌરી.**—સારૂં થયું જે ડાઘ ગયો, નહિતો આજ મોટી વિપત્તિ પડત.

**મહા૦**—કૃષ્ણદાસ, થયું તે થયું, પણ હવે તમે ફરીથી મારી સેવા કરવાના શ્રમમાં પડશો નહિ.

**ગોદા૦**—બહેનો, હવે આવો આપણે પાછાં બેશિયે. (ગોદાવરી મુરબ્બો પીરસવાને વાસણ હાથમાં ઝાલેછે; તે ખાલી જોઇને કૃષ્ણદાસ ઉપર રીસે આંખો કાઢીને કહેછે.)

આવી રીત તો કંઈ દીઠી નહિ, બહેનો. આપણે સઘળાં ગાભરાં થયાં હતાં, તે વખત આ આવું કરશે એ મારા જાણ્યામાં નહોતું. હશે એક લગાર રહો, હું બીજો મુરબ્બો મંગાવુંછું.

**ગૌરી.**—થયું બહેન, હવે મારે તો બીજો નહિ જોઈએ.

**મહા॰**—મારી સાડી બગડી, તેથી મારૂં મન ખાટું થયું, બહેન.

**કૃષ્ણ॰**—પણ જો મન હોય તો આગ્રહ કરવાની વાટ જોવી નહિ. ચૌટામાં જે જોઈએ તે મળેછે. બુટરો બે બહેન મંગાવશો, કાંઈ ચિંતા કરશો નહિ.

**મહા॰**—ગોદાવરી, તારો ભાઈ અહિં આવશે એ તું જાણતી નહોતી ?

**ગોદા॰**—ના બહેન, પણ અણબોલાવ્યો જે આવ્યો તેને બીજું કોઈ આપે ત્યાંસુધી તેણે વાટ જોવી, દાંડાઈ કરીને લેવું નહિ.

**ગૌરી.**—હવે એને બોલીને દુઃખવીશ નહિ, મને કાંઈ તેનું દુઃખ નથી.

**ગોદા॰**—વારૂ ત્યારે, હવે આપણે શું કરવું? હાં પેલો આપણો સ્નેહી હીરો આવેછે. તે કાંઈ પણ સારી રમત કાઢશે.

**કૃષ્ણ॰**—(દાંતીઆં કરીને અને તેના સરખા ધાંટા કાઢીને) તે પેલો આપણો સ્નેહી હીરો આવેછે. પણ બેહનો, તમારા પહેલાં મારે તેની સાથે કાંઈ બોલવું છે. [કૃષ્ણદાસ હીરા-પાસે જાયછે. છોડીઓ માંહોમાંહે વાતો કરેછે.)

## પ્રવેશ ૬.

ગોદાવરી, મહાલક્ષ્મી, ગૌરી, હીરો, કૃષ્ણદાસ.

**કૃષ્ણ॰**—(હળવે રહીને છાનોમાનો હીરાને) કેમ તે થયું?

**હીરો.**—(હળવે રહીને) હા આ લે, અને તારા આળસની કાંઈ પણ તું લાજ રાખ (મોટા ધાંટા કાઢીને છોડીઓને) બાઈઓ, તમે શું રમનાર છો તે કાંઈ ઠર્યું?

**મહા॰**—ઠરાવવાને તારી વાટજ જોઈએ છીએ ને.

**હીરો.**—મેં એક નાનો સરખો સારંગીવાળો હેઠે બેસાડ્યોછે તે તમારી સેવામાં તૈયાર છે. કહો તો ઉપર બોલાવું. તે કાંઈ ગાનતાન કરશે.

**ગોદા૦**—નાનો સારંગીવાળો ક્યાં છે? તે ક્યાં છે? ઉતાવળો બોલાવ તેને.

**મહા૦**—સ્નેહીને કેમ રમાડવા, એ હીરાભાઈ સારૂં જાણેછે.

**હીરો.**—એ વાતમાં ધર્મ પણ થશે, કેમકે તેનીપાસે સારંગી-વિના બીજું કાંઈ નથી.

**કૃષ્ણ૦**—પણ તેને પૈસા કોણ આપશે, હીરાજી? (છોડીઓ સામું જોઈને) આ બોલેછે, ચાલેછે જેવો જાણે જગતશે-ઠનો દીકરો, પણ પાસે તો ફૂટી બદામ પણ નથી.

**ગોદા૦**—આવું કોઈને બોલવામાં તને હલકાપણું નથી લાગતું? ભાઈ.

**હીરો.**—બોલવા દે બહેન, મને તેની કાંઈ રીસ ચઢતી નથી. ગરીબાઈ એ કાંઈ દોષ નથી. હું પેલા નાના સારંગીવાળા સરખો છું. તે ગરીબ થઈને કેવો સારો છોકરો છે! મારી પાસે એક પાવલી છે, તે હું તેને આપીશ. તે ઉપર એણે સાંજસૂધી ગાવું અને વગાડવું કબૂલ કર્યું છે.

**ગૌરી.**—આપણે સઘળાં મળીને તેને ઉઘરાણું કરી આપીશું.

**મહા૦**—આપણે એને માટે ટીપ કરીશું.

**હીરો.**—હું એને બોલાવું કે? તે હેઠળ ઓટલે બેઠોછે.

**ગોદા૦**—હા, ભાઈ, ઉતાવળો બોલાવ. (હીરો જાયછે, એટ-લામાં ભીમો તાસકમાં એક તડબૂચ લઇને આવેછે.)

---

## પ્રવેશ ૭.

મહાલક્ષ્મી, ગૌરી, ગોદાવરી, કૃષ્ણદાસ.

કૃષ્ણ૦—(ભીમાના હાથમાંથી તાસક ઝુંટવાને જાયછે. ગોદાવરી તેને લેવા દેતી નથી) બહેન, હું સર્વને વહેંચવાને માટે લેઉંછું.

ગોદા૦—હું તારી મહેનત મટાડુંછું. તારા ભાગનું કામ હું કરૂંછું. કોણ જાણે, તેં જેમ બરફી વહેંચ્યા દીધી તેમ ફરીને તું હર્ષમાં વહેંચ્યા દે. (તે તેના કડકા કરેછે અને છોડીઓને આપેછે.)

કૃષ્ણ૦—(એટલામાં તેમાંના બે ત્રણ કડકા લેઈને) હવે તું આ બાકીના કડકા કોને આપનારી છે?

ગોદા૦—આપણો હીરો હેઠે ગયોછે તેને કાંઈ નહિ જોઈએ કે શું?

મહા૦—હું મારો ભાગ તેને આપીશ.

ગૌરી.—હું મારો પણ આપીશ.

કૃષ્ણ૦—(ખોટું લગાડીને) શું તેનું ભાગ્ય છે, જુઓ!

ગોદા૦—શું? તેને એક તડબુચનો કડકો મળેછે તે પણ તારાથી સહેવાતો નથી?

---

## પ્રવેશ ૮.

મહાલક્ષ્મી, ગૌરી, ગોદાવરી, કૃષ્ણદાસ, અને હીરો.

(સારંગીવાળાને હાથે ઝાલીને આણેછે.)

હીરો૦—મારો નાનો સારંગીવાળો તે આ, હું તમને મેળવુંછું હો.

મહા૦ }
ગૌરી. }—છોકરો તો ઘણો ભલો દેખાયછે.

ગોદા૦—તારૂં નામ શું? ભાઈ.

**સારં૦**—( હાથ જોડીને ) જી ગુલામકું દોલતસિંગ કહતે હે.

**ગોદા૦**—તું ક્યાંનો રહેનારો છે?

**દોલ૦**—જી, મૈ તો હિંદુસ્થાનકા રહેનેવાલા હોં.

**મહા૦**—તારે પોતાનો દેશ શામાટે મૂકવો પડ્યો?

**દોલ૦**—જી, બાઈસાહેબ, યહ બાત તો જરા લંબી હે. લેકિન આપકી મરજી હોયગી તો નૌકર થોડેમેં કહેગા.

**ગૌરી.**—સારૂં, કહે.

**દૌલ૦**—મેરા બાપ તો કાશીકા રહેનેવાલા. મેરી મા મર ગઈ, જદસે ઓ બહોત દુઃખી હો ગયા હે. ઉસકું સાથ લેકર મૈ પેટકે મારે ભટકતા ફિરતાહું; ઔર કિનરી બજાકર પેટ ભરતાહું.

**ગોદા૦**—તારો કાંઈ કસબ દેખાડ જોઈએ.

**દૌલ૦**—મૈ મોટા કિસબી નહિ હોં, તોબિ આપકે આગે ચાકરી કરકે દિખાઉંગા. ગુના માફ હોના.

**હીરો.**—જેવું તને આવડતું હોય તેવું થવા દે. અમે તેમાં સંતોષ પામિશું. તું બેસૂર ગાઇશ તે પણ અમારે કબૂલ છે. ( સારંગીવાળો સારંગી લગાવેછે. કૂં કૂં કૂં કૂં આ. મહાલક્ષ્મી હીરાને તડબૂચનો કડકો આપેછે, તે હીરો હાથમાં લેઇને સારંગીવાળા ઉપર લક્ષ દેછે.)

( સારંગીવાળો સારંગી લગાવીને ગાયન ગાયછે. )

ઇસ તન ધનકી કોન બડાઈ, દેખત નયનમે મટ્ટિ મિલાઈ. ધ્રુ૦
હાડ જલે જૈસી લકડેકી મોલી, બાલ જલે જૈસી ઘાંસકી પોલી. ૧
અપને ખાતર મેહેલ બનાયા, આપહિ જાકર જંગલ સોયા. ૨.
કહત કબીરા સુનો મેરે ભૈયા, આપ મુએ પિછે ડૂબગઈ દુનિયા. ૩

**હીરો.**—અહાહા! શું સુંદર ગાયુંછે! બાપડા તું ઘણો વિપત્તિમાં છે નહિ?

દૌલ૦—હાં ખરા, પણ અબ્બીતો મેરી સારંગી મેરેકું પેટકૂં દેતી હે, આજારી પડુંગા તબ ભગવાન હે. મેં મરૂંગા તબ ધરતી માઈ મેરેકું થોડીશી જગ્ગા દેગી, ઔર મુઝે ક્યા ચહિયે.

હીરો૦—પણ બાપા, તું હમણા ભુખ્યો હઈશ નહિ? આ મારી બરફી અને તડબુચનો કકડો લે, અને ખા.

દૌલ૦—નહિ મેરે ખાવંદ; એ તુમજ ખાઓ. મેરેકું જરા રોટીકા ટૂકડા દેઓ સો બસ હોગા.

હીરો.—નહિ, એ તુંજ લે; અને વળી તને રોટલાનો કકડો પણ આપુંછું. (તે ઘરમાંથી રોટલા આણીને તને આપેછે.)

દૌલ૦—મેરે પર આપને બહુત એહેશાન કીયા. લેકિન મૈ યહાં ખાનેવાલા નહિ, ઘરમેં મેરા બુઢા પિતા હે એો ઔર મૈ મિલકર સાથ ખાહેંગે. ઉનને સારે જન્મમેં બરફી નહિ ચખી હોગી.

ગોદા૦—તારા ડોસાનેમાટે આ મારો ભાગ હું તને આપુંછું.

ગૌરી૦—આ મારો પણ લે.

મહા૦—મારો પણ લે.

દૌલ૦—નહિ, નહિ, બાઈસાહેબ. તુમારી બરફી તુમને રખના. હમ લોકકૂં મીઠા ખાનેકી આદત નહિ હે. (તે ઘણોજ આગ્રહ કરેછે ત્યારે તે બરફી લઈને એક બાજુ ઉપર મેલેછે.)

કૃષ્ણ૦—(હળવામાં) તે ખરૂં કહેછે, તેણે એનું મોઢું ગળું બગડશે.

ગોદા૦—તું કેમ રે અમથો વચ્ચે બોલેછે? તારી બરફી તો કોઈ માગતું નથી.

કૃષ્ણ૦—માગીને ફળ શું? તે તો ક્યારનો ગટક કરી ગયોછું.

હીરો૦—(સારંગીવાળાને) છોકરા, થોડી સરખી બરફી મોમાં કેમ નાંખતો નથી?

દૌલ૦—ઓઃ હો! નહિ નહિ, આપને એતી મહેરબાની કરકે મેરેકું દિઈ હૈ તો મેરેકું રજા હોના; મેં રૂમાલમેં લપેટકે જાતી બખત ઘરકું લે જાઉંગા. (તે એક મેલો રૂમાલ કાઢેછે.)
ગોદા૦—રહે લગાર, હું તને એથી ધોયેલું લૂગડું આપુંછું, એ ટલામાં થોડોક રોટલો ખાઈને ખબરદાર થા. (ગોદાવરી લૂગડું આણી આપેછે.)
દૌલ૦—નહિ, મેરી માઈ. મેં યેહાં ગાનેકો આયા હો. ખાનેકો નહિ આયા.
મહા૦—હું હીરાની સાથે નાચું, તું તે રીતે વગાડીશ?
દૌલ૦—તુંમ ચાહો એસા બજાઉંગા.
મહા૦—કૃષ્ણા, આવ, આપણે સઘળાં નાચિયે.
કૃષ્ણ૦—અહ! આજ મારા તો, બહેન, પગ કળેછે.
(તે નાચેછે. કૃષ્ણદાસ બહાર જાયછે.)
ગોદા૦—ગયો તો પીડા ગઈ.
ગૌરી.—હવે આપણે કાંઇ પૈસા એકઠા કરિયે.
મહા૦—હા હું તૈયાર છું, આ લે બેઆની.
ગોદા૦—આ મારી બેઆની.
હીરો.—પ્રથમ હું વિદાઈ આપીશ.
(હીરો દૌલતસિંગને પાવલી આપેછે.)
દૌલ૦—ઇતના તો મેં નહિ લેઉંગા. મેરી બોલી દો આનેકી હૈ.
હીરો.—છોકરા, ના કહીશ નહિ, અમે પ્રસન્નતાથી આપિયે છીએ તે લે.
દૌલ૦—ભગવાન તુમકો સોગણા દેગા.
ગોદા૦—આ લે તારા બાપને માટે જુનું અંગવસ્ત્ર.
દૌલ૦—ભગવાન તુમારા કલ્યાણ કરો! (તે બરશીના કડકા બાજૂ ઉપર મેલ્યા હતા તે જુએછે અને ખેદ પામીને કહેછે) અરે, એ તેમે કોન લે ગયા!
ગોદા૦—શું લુચ્ચો ત્યારે કૃષ્ણો! મારા જાણ્યામાં તો એની બરશી તેણેજ લીધી હશે.

**દૌલ०**—બાઈસાહેબ, લે ગયા તો કુચ્ચ ફિકર નહિ. મેં પિતાજીકે વાસ્તે જરા દિલગીર હુવા.

**હીરો.**—જો કૃષ્ણો તારો ભાઈ નહોત, તો હું આજ એની કેવી ફજેતી કરત જે તું જાણત. હશે, હું એને વળી એક પાવલી કંઈથી પણ ઊછીતી આણીને આપુંછું, એટલે તે એના બાપ-ને માટે તેની બરફી લેશે.

**ગોદા०**—તે ખર્ચ હું તારે માથે નહિ પડવા દેઉં, હું આપીશ. (સારંગીવાળાને) આ લે, છોકરા એક પાવલી. (ગોરી અને મહાલક્ષ્મી પોતાની કોથળિયો ચંચુવાળેછે.)

**ગોરી०**—આ લે વળી ચાર પૈસા.

**મહા०**—આ લે મારી પાસે બે છે.

**દૌલ०**—નહિ, નહિ, યે બહુત હુવે. તુમ મેરેપર જુલમ કરતે હો.

**હીરો०**—શું કરૂં, ભાઈ મારીપાસે બીજા પૈસા નથી. તારીપેઠે હું પણ બીજાને ઘેર ઓશિયાળે પેટ ભરૂંછું.

**દૌલ०**—(હીરાને) તુમને હમકું ઈંદર નહિ લાયા હોતા તો અચ્છા હોતા, તુમ મેરે પર એતી લગટ કરતે હો, કે મેરેસેં ના નહિ કહી જાતી.

**હીરો०**—તું દુઃખી થઈશ નહિ, હવે જા અને બીજે કંઈથી કાંઈ મેળવ.

**દૌલ०**—(જતી વખત સર્વને) તુમારી અલાબલા લેતાહું. ભગ-વાન, તમારી તંદુરસ્તી રખો: ઔર તુમકોં બહોત દૌલત દેઓ.

## પ્રવેશ ૯.

ગોદાવરી, ગૌરી, મહાલક્ષ્મી, હીરો.

**ગોદા०**—જોયું કે નહિ, આજ કૃષ્ણે શું લજવવાનું કામ કર્યુંછે!

**મહા०**—હું જો તેની બહેન હોત, તો તેને ખબર પડત.

**ગૌરી०**—આપણે આનંદમાં વર્મ કરતાં હતાં, તેવામાં તેણે આ-પણો રસભંગ કર્યો.

**મહા०**—હશે, સારંગીવાળાનું પણ તેટલામાં કામ સારૂં જ થશે.

હીરો૦—તે ખરૂ, પરમેશ્વર તમારૂં સારૂં કરો. પણ સારંગીવાળાનું કામ થયું, માટે કૃષ્ણાનો વાંક કાંઈ ઓછો થતો નથી.

(કોણે કમાડ ઉઘાડ્યાં?) આ પાછો તમારો સારંગીવાળો આવ્યો. કાં ભાઈ? શું થયું?

દૌલ૦—(રોતો રોતો) રે ભગવાન! રે ભગવાન! મેરી ખરાબી હુઈ (તે સઘળાં તેની પછવાડે ફરી વળ્યાં.)

ગોદા૦—તને શું થયું, ભાઈ;

દૌલ૦—મેરા સબકુછ ગયા. દેખો દેખો મેરી સારંગી તોડડારી. મેરે પૈસે લૂંટ લિયે. ઔર મેરે પાસસે સબ લે ગયા.

હીરો.—તારી સારંગી કોણે ફોડી? તારા પૈસા કોણે લીધા?

દૌલ૦—ઉનેઈ, જો મેરી બરફી લે ગયા.

ગોદા૦—શું મારા ભાઈએ? એવું કેમ થાય?

હીરો.—શું! કૃષ્ણાએ?

ગૌરી.—ના એવું થાય નહિ.

મહા૦—અરે દુષ્ટ!

દૌલ૦—ઉનેઈ, ઉનેઈ એ કામ કિયા. મૈં દરવાજે બાહેર નિકલતાહું ઇતનેમેં ઓ આયા, ઔર મેરેકો પૂછને લગા, કે તું અપની બિદાઈ પાયા ન હોગા તો મૈં તુઝે તે દેઉંગા. મૈં બોલા, મૈંને પાઈ. ઓ બોલા, ઉન લોકોકે પાસ ઇતને પૈસે કાહાંકે! મેરેકો દિખલાવ ક્યા દિયા સો. મૈં બાવરા, ઓ બરફી લેગયા વહ બાત પૈસે મિલે યહ આનંદસે ભૂલ ગયા ઔર પૈસે કીતને ઓ મૈંને ગિનેબી નહિ થે, સો મૈંને કિનરી જમીનપર ધરકે રૂમાલ કાઢા, ઔર બોલા દેખ યે હૈ; પીછે મૈં ગાંઠ છોડતાહું, ઇતનેમેં ઉને રૂમાલકો હાત ડાલા, તબ ઉસકી લુચ્ચાઈ મેરે નજરમેં આઈ. ફેર રૂમાલકો એક તર્ફ ઓ ખેંચને લગા, ઔર એક તર્ફ મૈં, ઇતનેમેં ઉને આપને દો પગસેં મેરી કિનરી દાબી, સો ફૂટ ગઈ. મૈં ઘબરાકે રૂમાલ છોડદિયા ને કિનરી પકડનેકો ગયા, ઇત્તેમેં ઓ રૂમાલ લેકે દૌડા. મેરી કિનરી ટૂટ ગઈ, પૈસે ગયે, રૂમાલબી ગયા, અબ

મેરા પિતા મેરેકો ક્યા કહેગા ? અરે મેરે પિતાજી ! અબ તું ભૂખે મરેગારે ! હાયરે હાય !

ગોદા૦—ભાઈ, હવે મારીપાસે એક દમડીની બદામો પણ રહી નથી.

ગૌરી૦—આ લે, ભાઈ પૈસા મારી પાસે એટલાજ હતા.

દૌલ૦—મેરી ખાવંદન, મેરેપર બહુત એહસાન હુવા, લેકીન ઉસમેં સારંગી બેચાતી નહિ મિલેગી. હાયરે મેરે બાબા ! વો ઉનકે પાસ પંધર બરસ લગ થી.

મહા૦—આ બે દમડીઓ લે, એ વિના મારી પાસે બીજું કાંઈ રહ્યું નથી.

ગોદા૦—(પોતાની પેટી ભણી દોડેછે ) આ લે મારી અંગુઠી, એ સોનાની છે. જા અને એને વેચ. મારી પાસે બીજી છે તેણે મારૂં કામ ચાલશે.

હીરો૦—બહેન, તે અંગુઠી આપીશ નહિ. તે તારી પાસે રહેવા દે. રહે છોકરા. હું તારૂં સાહિત્ય કરૂંછું. (તે હાથની આંગળીમાંથી વીંટી કાઢેછે અને તેને આપેછે) મારી પાસે બીજી રસેલી વીંટી છે, તેણે હું ચલાવીશ. એના તને પાંચ રૂપિઆ આવશે. એ મારી છે માટે તને આપવામાં મારે કોઈની બીક નથી. માશીએ મારી જન્મગાંઠને દિવસે મને આપી હતી. ( તેણીમેરથી ગોદાવરી અંગુઠી માટે આગ્રહ કરેછે, આણીમેરથી હીરો વીંટી આપવાને આગ્રહ કરેછે, અને તે દૌલતસિંહ લેતો નથી. )

દૌલ૦—નહિ, મેં ઉસમેં એકબી નહિ લેઉંગા. મેરા બાપ કહેગા કે તું ચોરી કરકર લાયા.

ગોદા૦—એકલી મારી અંગુઠી તો લેજ.

હીરો૦—તું મારી વીંટી લેતો નથી કે ? તો હું તારા ઉપર રીસે ભરાઈશ. લે, હું કહુંછું જે લે.

દૌલ૦—રે ભગવાન, તુમેરે આભૂષણ મેં કેસા લેઉં (મોટે પ્રયત્ને લેછે. )

હીરો૦—તે વાતની તું કાંઈ ચિંતા કરીશ નહિ. પરમેશ્વર મને વળી બીજી આપશે. એથી બમણી આપશે. તારે તો તારા બાપનું પેટ પણ ભરવું પડેછે, અને મારે તો બાપજ નથી; માટે તને એ ઘણા કામમાં આવશે.
ગોદા૦—જા, જા, હવે સંભાળીને જજે હો.
દૌલ૦—હાતની અંગુઠી તો પીછી લેઓ, મેરી માઈ.
ગોદા૦—ના, હવે એ મારી નહિ.
ગૌરી૦—( સારંગીવાળાને ) કોઈ દિવસ તું અમારા ઘર આગળ થઈને જાય તો મારી પાસે આવજે, હું તને કાંઈ આપીશ.
મહા૦—અમારૂં ઘર અંબિકાપુરામાં ભગવાનદાસ શેઠની જોડે છે, ત્યાં કોઈને પૂછીશ તો તે સામળદાસ શેઠનું ઘર દેખાડશે.
દૌલ૦—બડે લોકકે ઘરમેં જાનેકી હમસરિખેકો બહોત મુશ્કિલ હૈ. કભી મૈં ગયા હોગા તો કોઈ વખત દો ધક્કે મારકર દરવાજે બાહર નિકાલ દિયા હોગા.
ગોદા૦—હવે એટલું, તારો બાપ તારી વાટ જોતો હશે, અને અમારા બાપને પણ ઘેર પાછા આવવાની વખત થઈ.
દૌલ૦—ક્યા બાઈસાહેબ? તુમારા બાબા જલદી ઘરકો આવેગા?
ગોદા૦—હા, પણ હવે તું અહિંયાંથી ઊતાવળો જા, નહિતો જેણે તારો રૂમાલ ખૂંચી લીધો તે આવીને તને પાછો નાગો કરશે.
દૌલ૦—પણ તુમેરી નિશા હૈ કે મેરે વાસ્તે તુમકું ગાલી નહિ મિલેગી?
હીરો૦—નહિ નહિ, જા તું બીશ નહિ. રામરામ, જા હવે.
દૌલ૦—( જતાં જતાં ) ઓહો! ક્યા ભલે લડકે હૈ.

---

## પ્રવેશ ૧૦.

### ગોદાવરી, ગૌરી, મહાલક્ષ્મી, હીરો.

ગૌરી૦—હીરા, તારી વીંટી ગઈ તેથી મને ઘણું ખોટું લાગ્યું.
મહા૦—તેં અમને આજ સારા માર્ગની શીખામણ આપી.

હીરો૦—મને એ વાતની શીખામણ ગોદાવરીએ આપીછે; કૃષ્ણાના નીચ કર્મનો મારા મનમાં ખેદ થયો. અમથું એકાદું ધર્મનું કામ કરવાને મને ઘણો ઉત્સાહ થાયછે. હવે હું મારી રસેલી વીંટી સામું જોઇને કેવો આનંદ પામીશ!

---

## પ્રવેશ ૧૧.

### ગોપાળદાસ, ગોદાવરી, મહાલક્ષ્મી, ગૌરી, હીરો, દોલતસિંહ.

(તે છોકરાં પાસે પાસે એકઠાં થયાંછે, ગોદાવરી અને હીરો છાનામાના દોલતસિંહની તરફ જુએછે અને એકએકના કાનમાં વાતો કરેછે.)

ગોપા૦—(મહાલક્ષ્મી અને ગૌરીને) સુખી રહો છોડીઓ, મારી ગોદાવરીની પાસે આવીને તમે તેને માન આપ્યું તેથી હું તમારો ઉપકારી થયોછું. હવે આ સારંગીવાળો જે કહેછે તે હું તમારા દેખતાં સાંભળનારો છું, માટે એમાં મારે તમારી સલાહ જોઇએ. આ દાદરમાં મારી વાટ જોતો ઊભો હતો. હું આવ્યોનેજ મને એમ કહેવા લાગ્યો કે તમે અને છોકરાં પાસે હો તે વખત મારે કાંઈ તમારીસાથે બોલવું છે. (દોલતસિંહને) આવ છોકરા, તું શું કહેછે?

દોલ૦—(ગોદાવરી અને હીરાને) તુમને કિરપા કરકે મેરેપર ગુસે નહિ હોના, યે મૈં તુમસે મંગ લેતા હૌં. મેરેકો બોલનાહિ જરૂર હુવા; ક્યોંકિ તુમને જો મેરેપાસસે લેશાયા ઔર મૈં તુમેરે બાબાકે સલાબિના રખા, વો દુરૂસ્ત નહિ હૈ. મૈં ખૂબ જાનતા હૌં, કે છોકરે લોકકે પાસ, આપસકી ઐસી કછુ જિનસ રહતી નહિ હૈ.

ગોપા૦—એ શું કહેછે?

દોલ૦—નૌકર બોલતા હૈ કે, એ છોટે મહારાજને મેરેકો હાક મારી, કે આકર એ બીબી લોકકે સામને કિનરી બજાના

ઇનકે સાથ દુસરે ભી એક છોટે મહારાજ થે, ખુબસુરત, લેકીન બડે લુચ્ચે.

ગોપા૦—શું? મારો છોકરો?

દોલ૦—મહારાજ, મેરેતેં માફ કરના. ઓ સકુન મેરે મુસે આ ગયા. પીછે મેં આયા ને જો મેરેકો આતાથા સો હજર કિયા. યે સભી લોકોને મેરેકો કછુ બગશી, એક રૂમાલ, ઓર મૂઠી ભરકેં પૈસે દિયે. કિતને થે સો મેરેકો માલૂમ નહિ.

ગોપા૦—પછી શું?

દોલ૦—ઓ બગ્શી મૈં મેરે અંધે બાબાકે વાસ્તે લેજાનેવાલા થા, તો ઓ દંડીલા મહારાજ ચોર લેગયા. ઉનકી પરવા મૈં નહિ કિયી હોત. લેકીન બગ્શી લેકર બાહેર ભાગા, ઓર રસ્તેપર છૂપકર બેઠા.

મૈં બડે ખુસીસેં બાહાર નિકલકર જાનેં લગા, તદ ઓ ઓ-ચીતા મેરે પાસ આયા; ઓર ઉને જોરાવરીસેં મેરે પાસસેં રૂમાલ ઓર સબ પૈસે છીન લિયે. ઓર મેરી કિનરી ફાડ ડારી. દેખી (રૂએછે) મેરી સબ દૌલત. જિસમેં મેરા ઓર મેરે બાપકા પેટ ભરતા થા.

ગોપા૦—એવી વાત કેમ થાય? એવું દુષ્ટ અધર્મ કર્મ! મારા છોકરાના હાથથી શું?

ગૌરી૦—તે જ્યાં ત્યાં એવુંજ કરેછે. ગોદાવરીને પૂછો.

ગોપા૦—જા છોકરા, રોઇશ નહિ, હું તારૂં જે ગયું હશે તે ભરી આપીશ. પણ વાત તો સઘળી એટલીજ નહિ કે?

દોલ૦—(ગુજરાતી બોલવા માંડેછે) નહિ, મહારાજ, મારૂં થોડું સુનો. હું ત્યાં એવા દુઃખ પામ્યા, તે સબ વાત આ છોકરાં સાહેબકી પાસે કહેવાકો આવ્યા. એમની પાસે મેરા ગયા એટલા પૂરા કરવાકા પૈસા નહોતા. ત્યારે આ બાઇસા-હેબે મુજકો પોતેકી સોનાકી અંગુઠી આપી, અને આ ભાઇસાહેબે સોનાની વીંટી, ઓ મેરેસે અરે મૈં ચૂકા (મોંમાં હિંદુસ્તાની આવેછે) ત્યારે હું કેસી લેઇ જાઉં? મારા

બાપ કહેશે કે એ ચોરી કરીને આણ્યા. ત્યારે મને મોટા વિચાર પડ્યા, એટલામાં હમને સમજ કે તમારી સવારી ઘેર ઉતાવળીજ આવશે, ત્યારે અહિયાંજ ઊભા રહ્યા કે તૈ જનસે તુમારે સવાધીન કરૂં. આ લો, તોપણ મારે સારંગી નથી. હાય હાય રે મેરી કિનરી, એ મેરે બાબ્બા!

ગોપા૦—આજ શી આનંદની વાત તેં મને કહી! હવે હું તને કે મારાં ઉદાર છોકરાં તમને ઘણાં વખાણું. તું મૂળેજ મોટા દારિદ્રથી પીડાયલો, તેમાં વળી તારૂં સર્વસ્વ ગયું એવું છે, તોપણ પોતાની તરફથી અન્યાય કર્મ થાય નહિ, એવી તારી વાસના! છોકરા, તને સાબાશ છે! તને ધન્ય છે!

દૌલ૦—હાં, ખોટા કામ નહિ કરના, ઉસમેં ઇતના ફાયદા હૈના? ઓ સચ્ચ હૈ, બુરે કામમેં મિલાયા ઉસકો બરકત કભૂ નહિ હોતી. મેરી મૈય્યાનેં બાવા મુજકો યેહી કહતે આયે હૈં કે બેટા, જાન ગયા તો ખૂબ અછા લેકીન બુરા કામ મત કર. ઇસમેં ભગવાન રાજી. અબી મહાજનનેં મુજકો કિનરીકી મહેરબાની કરના, દુસરા મેરેકો કુછ ચાહિયે નહિ. સાંજતક મેં ઇદર ઉદર ફિરકર રોટી મિલાઉંગા.

ગોપા૦—એવું મને દીસેછે જે તારો બાપ અને તું કોઈ મોટા સાધુ છો. ચિંતા કરશો નહિ, પરમેશ્વર તારૂં મારે હાથે કલ્યાણ કરશે. તું અમારી પાસે રહે. પ્રથમ થોડાક દિવસ હીરા પાસે રહે. પછી મારાથી જે તારૂં સારૂં થશે તે કરીશ.

દૌલ૦—ક્યા! યે છોટે સાહેબકે ખિજમતમેં? ક્યા આનંદકી બાત હૈ! (હીરાને નમેછે) પણ, નહિ (ખેદ પામીને) મેરેસેં મેરે બાબાકો એકિલા નહિ રખા જાયગા. મેરે બિના ઓ બચેગા કેસા? ક્યા, મૈં મીઠા મીઠા ખાઉં નેં ઓ ભૂખે મરેગા? મૈં નરમ બિછાનેપર સોઉં નેં ઉસકો ચટાઈબી નહિ મિલેગી? જિસમે મૈં પૈદા હુવા હું, જિનેં મેરેતેં પઢાયા, જિનેં મેરે વાસ્તે આપકી સબ કમાઈ ખર્ચી, જો મેરે સુખસેં સુખી નેં મેરે દુખસેં જો દુખી, ઉસકો આજ બુઢેપનમેં મૈં ડાર દેઉં?

મેં જબ છોટા નાકુવત થા, તદ જિનેં મેરા ગુ મૂત ઊઠાયા; મનમેં કુછ છીટ લાયા નહિ ઉસકી સેવા ડારકે આજ મેં મહારાજ તુમેરે પાસ સુખ ભોગનેકો કૈસા રહૂં? મેરેકો લોક ક્યા કહેંગે; ભગવાન ક્યા કહેગા; મેરા મનભી ક્યા કહેગા; નં એેસઃ કરકે મેરેકો સુખ કૈસા હોવેગા? નહિ નહિ, યે બાત કભી હોનેકી નહિ.

ગોપા૦—ગુણવાન છોકરા, તારો બાપ કોણ, ક્યાંનો રહેનારો છે?

દોલ૦—મેરા બાબા હિંદુસ્થાનકા રહનેવાલા, અબી બૂઢા ઔર અંધા હુવા હૈ. આગે વો બડા ગાવનેવાલા થા. ઉસકો મેં કિનરી બજાકે પોસતા હું. વો થોડાસા ખાતા હૈ, ઔર મેંભી બોહોત ખાતા નહિ. જરાસી રોટી ઔર કુછ તરકારી યેહ હમારા ખાના, ઇતના હમકો ભગવાન રોજકે રોજ દેતા હૈ. કલકી ચિંતા હમ રખતે નહિ. વો ભગવાનપર સોંપતે હૈ.

ગોપા૦—વારૂ, તો હું તારા બાપની પણ ત્રેવડ કરૂંછું, તેને ધર્મશાળામાં આણીને રાખીશ; ત્યાં બીજા અશક્ત ઘરડા ડોસા છે તેમના ભેગું એનું પણ સંરક્ષણ થશે. તને ગમે ત્યારે તું તેને મળવાને જતો જજે.

(દોલતસિંહ તે સાંભળીને કુલાં કૂટીને મોટા હર્ષથી બધા ઘરમાં ફરેછે.)

દોલ૦—ક્યા ધર્માત્મા યે હૈં! ક્યા મેરા બાબા નહિ; યેહ સુનકર વો હરખસેં મર જાયગા. મેરેસે અભી ઇંદર રહ્યા નહિ જાતા હૈ. અબીહી જાકર ઉસકો લેકર આતા હોં (દોડીને બહાર જાયછે! ગોદાવરીએ અને હીરાએ ગોપાળદાસનો હાથ ઝાલ્યોછે. તેની આંખોમાં હર્ષનાં આંસુ આવ્યાંછે તે તે લોહી નાંખેછે.)

---

## પ્રવેશ ૧૨.

### ગોપાળદાસ, ગોદાવરી, મહાલક્ષ્મી, ગૌરી અને હીરો.

ગોપા૦—મારાં લાડકવાયાં છોકરાં! જો છોકરાના ખોટા ગુણ

વિઘ્નકર્ત્તો નહોત તો શો સુખનો દિવસ આજનો હતો! પણ નહિ મને તેનો ખેદ થવો ન જોઇએ. પણ પરમેશ્વરે મને તેમાટે બીજો છોકરો આપ્યોછે. મારા ગુણવાન હીરા, જોતામાં તું પેટનો નથી ખરો, પણ તારૂં મોટપણું જોઇને મેં તને પેટના કરતાં વત્તો ગણ્યો. હા, તુંજ મારો છોકરો. કૃષ્ણો ક્યાં છે? જા તેને મારી પાસે એમનોએમ લેઈ આવ. (હીરો બહાર જાયછે.)

ગોદા૦—તેને હું ચાર ઘડી થઈ કંઇ દેખતી નથી, સારંગીવાળાએ સારંગી વગાડવા માંડી ત્યારનો તે તેની બરણી લેઇને નાશી ગયોછે.

હીરો૦—(પાછો આવેછે) તેને પાસેના મીઠાઇવાળાની દુકાન ભણી જતાં મેં દીઠો, તેને બોલાવવાને મેં ભીમાને મોકલ્યોછે.

ગોપા૦—છોકરાં, મારી ઓરડીમાં જઇને બેસો. તે આવશે એટલે મને ઉત્તર શો કરેછે તે જોઉં; તમારી સાક્ષીનું કામ પડશે ત્યારે હું તમને બહાર બોલાવીશ.

ગૌરી અને મહા૦—ત્યારે હવે અમે રજા લેઈએ.

ગોપા૦—ના, મારાં વહાલાંઓ! આજ તમે અમારે અહિંયાંજ રહો, હું તમારાં માબાપને કહાવી મોકલુંછું, હમણા દોલતસિંહ અને તેનો બાપ, હું જાણુંછું જે અહિં આવશે; આપણે તેને મિજબાની આપીશું. કૃષ્ણાએ આજ મને મોટો દુઃખનો ઘા માર્યો, તેની વેદના મને તમારી સંગતિ વિના ઓછી નહિ થાય.

ગોદા૦—(કાન ધરેછે) મારા જાણ્યામાં કૃષ્ણો આવેછે.

(ગોપાળદાસ ઓરડીનું બારણું ઉઘાડેછે. છોકરાં માંહે જાયછે.).

## પ્રવેશ ૧૩.

### ગોપાળદાસ.

મને ઘણા દહાડા થયાં બો હતોજ, કે એકાદ દિવસ કાંઈ પણ છોકરાના કુલક્ષણનું વર્ત્તમાન સાંભળવામાં આવશે, પણ આ

આવું નીચપણું કરશે એવું હું જાણતો નહોતો. હશે, હજુ સમય છે, ઉપાય કરીશું તો તેના દુર્ગુણ મૂકાવાશે. હરિ હરિ! અરે પરમેશ્વર! આટલી નિદાન ઉપર વાત કેમ આણી!

---

## પ્રવેશ ૧૪.

### ગોપાળદાસ, કૃષ્ણદાસ.

કૃષ્ણ૦—બાપા, શી આજ્ઞા છે?

ગોપા૦—તું ક્યાં ગયો હતો? તું ઘરમાં નહોતો કે શું?

કૃષ્ણ૦—ગુરૂજી બારણે ગયા હતા, હીરો હેઠે હતો, અને હું કેટલીકવાર સ્લેટી ઉપર ભણતો હતો. મને એકલાને ગમ્યું નહિ.

ગોપા૦—ત્યારે હીરો છોડીઓની જોડે રમવાને ગયો, તેમ તું કેમ ન ગયો?

કૃષ્ણ૦—હું એ ગયો હતો, પણ તે મારીસાથે પાંશરી ચાલી નહિ.

ગોપા૦—એ મને આશ્ચર્ય લાગેછે.

કૃષ્ણ૦—પહેલાં તો તેમણે બરફી ખાધી, પરંતુ મને બોલાવ્યો નહિ. નહિ તો નહિ, પણ મારો તિરસ્કાર કર્યો, તથા મુરબ્બો ને તડબૂચ ખાધાં તે પણ મને આપ્યાં નહિ. પછી હીરે રસ્તામાંનો એક અનાડી સારંગીવાળાનો છોકરો આણ્યો, તેને એમણે શેર બશેર બરફી આપી, પણ મને એક કડકો પણ આપ્યો નહિ. તે નાચ્યાં, આરડ્યાં, પણ પોતાની મંડળીમાં મને લીધો નહિ, ત્યારે હું ત્યાં શું કરૂં? માટે બારણા આગળ લોકોની મોજ જોવા ઊભો હતો.

ગોપા૦—બારણાં આગળજ હતો, બીજે કંઈ ગયો નથી શું? ત્યારે રસ્તાના નાકા ઉપર તારે અને સારંગીવાળા છોકરાને શું થયું? મને ખબર થઇ કે તેં તેને માર્યો, તેની સારંગી ફોડી, તેથી તે રોતો ગયો.

કૃષ્ણ૦—હા, તે ખરૂં બાપા, પણ બીજો કોઈ હોત તો સિપાઈ આણીને તેને ચોકીમાં લઈ જાત. સાંભળો, બાપા, મેં તેને બારણે નીકળતાં દીઠો, ત્યારે મારા મનમાં મેં કહ્યું કે હું આ

ગરીબને કાંઈ આપું, કેમકે મને ખબર હતી કે હીરાપાસે કાંઈ નથી, અને આટલી સરખી બક્ષી એના શ્રમ પ્રમાણે ઘણી થોડી વિદાયગીરી છે. એવો વિચાર કરીને મેં મારી કોથળીમાંથી કાંઈ પૈસા કાઢ્યા તે મેં તેને આપ્યા, તે બાંધવાસારૂ તેણે રૂમાલ કાઢ્યો, તે જોઉંછું તો મારી બહેનનો. આજ્ઞુએો પ્રત્યક્ષ, મેં તેને ભાઈ બાપા કહીને સમજાવ્યો જે તું આ મને પાછો આપ, ત્યારે તે મારીસાથે ગાળાગાળીએ આવ્યો, અને રૂમાલ આપ્યો નહિ, ત્યારે મને રીસ ચઢી તેથી મેં તેની ગળચી પકડી માર્યો અને ધક્કા મુક્કી થતાંજ અજાણતાં મારો પગ તેની સારંગી ઉપર પડ્યો.

ગોપા૦—(રીસ ચઢાવીને) છાનો રહે, લુચ્ચા. મારાથી તારૂં સંભળાતું નથી.

કૃષ્ણ૦—(તેની પાસે આવીને તેનો હાથ ઝાલવાને જાયછે) કેમ બાપા! મારા પ્રાણપ્રિય બાપા, તમને એટલી રીસ કેમ ચઢી!

ગોપા૦—(તેનો હાથ તરછોડેછે) જા દુષ્ટ, મને તારૂં મોઢું દેખાડીશ નહિ. તેં મને લજવ્યો. (તે છોકરાંને ઓરડીમાંથી બહાર બોલાવેછે.)

## પ્રવેશ ૧૫.

### ગોપાળદાસ, ગોદાવરી, મહાલક્ષ્મી, ગૌરી, કૃષ્ણદાસ અને હીરો.

ગોપા૦—છોકરાં અહીં આવો. જે મારી મમતાને યોગ્ય છે તે વિના હું બીજાનું મોં જોનાર નહિ. કૃષ્ણા, તું કાળું કર. ફરીથી મારી નજરે પડ્યો તો ચીરી નાંખીશ. પણ રહે, પહેલાં તું તારી શિક્ષા મારે મોઢે સાંભળ ને પછી જા. (ગોદાવરીને અને હીરાને) તમારે વાસ્તે એણે શું કહ્યું તે તમે સાંભળ્યુંજ હશે.

ગોદા૦—હા, બાપા, અને જો અમારૂં ખરાપણું દેખાડવાનું

પ્રયોજન ન હોત, તો બાપા, તમે વત્તા સંતાપ કરો માટે અમે તમારા આગળ કાંઈ કહેત નહિ.

ગોપા૦—(આંખો કાઢીને કૃષ્ણદાસને) છાનોમાનો બેશી રહે. તું જૂઠો છે એ વાતનો મને આગળનો નિશ્ચય છે. ચોરી, ખુનઃ એ જૂઠાનાં કામ, તેમાં ચોરી તો તેં કરીજ, અને લગાર શરીરમાં બળ આવશે એટલે કોઇનો જીવ પણ લેઇશ, તેમાં કંઈ આશ્ચર્ય નથી. બોલ ગોદાવરી.

ગોદા૦—પ્રથમ તો આજ એણે બે પહોર થયાં કાંઇએ કામ કર્યું નથી. એને ભાષાંતર હીરાએ કરી આપ્યું.

ગોપા૦—આ ખરૂં કે? હીરા.

હીરો.—મારાથી ના કહેવાતી નથી.

ગોદા૦—પછી એણે મુરબ્બાના રસની વાડકી મહાલક્ષ્મીની સાડી ઉપર ઢોળી, અને અમે તે ધોઇ નાંખવાની ખટપટમાં હતાં, તે વખત એણે મુરબ્બાની બરણી ખાલી કરી, અમારે માટે લગાર પણ રહેવા દીધો નહિ. પછી બરણીનું શું થયું તે (મહાલક્ષ્મી અને ગૌરી ભણી હાથ કરેછે) આ કહેશે.

ગોપા૦—હવે એટલું. (કૃષ્ણાના સામું જુએછે) તારી લુચ્ચાઈ સઘળી મારા ધ્યાનમાં છે. જા હમણા, રાતનો તારી ઓરડીમાં જઇને બેશ, કાલે સવારમાં હું તને ઘરની બહાર હાંકી મેલીશ. એટલામાં તું ઠેકાણે આવીશ તો સારૂં, નહિતો પછી બીજા ઘણા ઉપાય છે. તારા સરખા નઠારા છોકરા લોકોને ઉપદ્રવ કરેછે, તેનો શું ઉપાય નથી? હીરા, ભીમાને કહે જે આ પોતાની ઓરડીમાં રહેછે કે નહિ, તે મને આવીને કહેજે. અને વળી કહેજે કે તમારા ગુરૂ બારણેથી આવે એટલે તેને મારી પાસે મોકલે.

ગોદા૦ અને હીરો.—(કૃષ્ણાને માટે રદબદલી કરેછે) મારા બાપા, મારા મામા, અમારા સામું જોઇને એનો એટલો અન્યાય ક્ષમા કરો.

ગોપા૦—હું એ વાતમાં કોઇનો એકે શબ્દ સાંભળનાર નથી.

જે બચારે ગરીબે પોતાની મહેનતે પેદા કર્યું તે તેના ઉપર જુલમ કરીને લેછે, તેની પેટ ભરવાની વસ્તુ ભાગેછે, અને વળી પોતે કર્યું તે ઠીક કર્યું એવું ઠરાવેછે, એવો પ્રાણી આ સૃષ્ટિમાં રાખવો નહિ. હું પરમેશ્વરનો મોટો ઉપકાર માનુંછું કે હજુ તમારાં સરખાં બે રત્ન મારી પાસે છે. આવાં આગળ, હું તમારા સુખથી સુખી થઈશ, તે નઠારા છોકરાનું મારે દર્શન ન જોઈએ.

( સઘળાં ઊઠીને જાયછે. )

## મેના.

મેના લો રે મેના, કોઈને મેના જોઈએ? આઃ હો! શી સારી મેના છે! એમ બોલતો એક જણ જમનીના બારણા આગળ થઈને જતો હતો. જમની તે સાંભળીને બારણા આગળ ગઈ, અને જોયું તો એક જનાવર વેચનારો માથા ઉપર મેનાનું પાંજરૂં લઈને જાયછે, તે મેના માંહે ક્રૂદેછે, આ લાકડી ઉપર બેસેછે, અને મીઠા મધુર શબ્દ બોલેછે; તે જોઈને જમની મોહિત થઈને ક્યારે તેની પાસે જાઉં એવે હર્ષે કરીને દોડી. તે થોડાકમાં રહી ગઈ, નહિતો ઓટલાની કોર ઉપરથી પડીજ હોત. છોડી તારે મેના જોઈએ? એવું જનાવર વેચનારે તેને પૂછ્યું. તે બોલી, હા જોઈએ છે, પણ ઊભો રહે લગાર, હું મારા બાપાને પૂછીને આવુંછું. તેણે વારૂ કહીને પાંજરૂં ઓટલે મેલ્યું. જમની દોડતી દોડતી બાપપાસે જઈને કહેછે, બાપા! બાપા! ઉતાવળા આવો.

**ત્ર્યંબકશેઠ**.—આવડી શી ઉતાવળ છે, જમની?

**જમની**.—બાપા, ઓટલા ઉપર એક મેના વેચનારો આવ્યોછે તેની પાસે ઘણી મેનાઓ છે, અને ઘણી સારી છે.

**ત્ર્યંબ**૦—તેમાં તને આવડો હર્ષ કેમ થયોછે?

**જમ**૦—બાપા, જો તમે કહો, તો હું તેમાંની એક મેના વેચાતી લેઉં.

અંબ૦—વેચાતી લેવાને તારી પાસે પૈસા છે?
જમ૦—હા, છે, આ મારી કોથળીમાં.
અંબ૦—પણ તે જનાવરને ચારો કોણ મેલશે?
જમ૦—હું, બાપા, હું, હું મારે હાથે ખવરાવીશ, અને તમે જોશોકે તે મારી થવાને ઘણી ખુશી થશે.
અંબ૦—હા, પણ મને બીક લાગેછે જે—
જમ૦—શાની બાપા?
અંબ૦—જે તું એને ભૂખે કે તરસે એકાદ દિવસ મારીશ.
જમ૦—હું તેને ભૂખે કે તરસે મારીશ? એવું કોઈ દિવસ થવા દેનાર નહિ. પહેલી તેને ખવરાવ્યા વિના હું ખાનાર નહિ.
અંબ૦—છોડી, તું આળસુ છે, એકાદ દિવસ પણ તેને વીસરીશ.

જમનીએ બાપ સંઘાતે એવી બોલી કરી, અને તેનો છેડો ઝાલીને એવી કાંઈ હઠ લીધી કે છેલ્લી વારે તેણે તેને મેના લેઈ આપુંછું એવું કહ્યું, અને તેને લઈને તે ઓટલા ઉપર આવ્યો. પછી તેણે સારા રંગની એક ખૂબસુરત મેના ખોળી લીધી. પછી જમનીનો હર્ષ બ્રહ્માંડમાં માય નહિ. તેણીએ મેના વેચનારાને પૈસા આપવા સારૂ પોતાની કોથળી ઝટ લઈને બાપના સામી કરી તેમાંહેથી મેના વેચનારને અંબકશેઠે પૈસા આપીને પોતાની પાસેના પૈસાનું એક સારૂં તારનું પાંજરૂં મંગાવ્યું, જેની હેઠળ ખાનાં છે, ને જેમાં પાણી રેડવાને બિલોરી પ્યાલાં છે. પછી જમની મેનાને એવા પાંજરામાં ઘાલીને, સઘળા ઘરમાં ફરીને માને, બહેનને, અને ચાકરોને હાંકો મારી મારીને દેખાડવા લાગી. કોઈ બહેનપણી, ઈષ્ટમિત્ર, કે છોકરાં એને મળવા આવે, કે તેની આગળ પહેલી વાત મેનાની કહે, અને કહે કે "આ મારી મેનાસરખું પક્ષી ત્રૈલોક્યમાં નથી. એની પાંખોનો રંગ શો! પીછાં કેવાં કુમળાં! શબ્દ શો મીઠો! ચાલ હું તને તે દેખાડું. તેનું નામ મે છબિલી પાડયુંછે." તે મેના જમની પાસે ઘણું સુખ પામી. જમની સવારમાં ઊઠે એટલે પહેલું કામ એ

જે મેનાને તાજા દાણા અને નિર્મળ પાણી મેલવું. પછી જમનીને દાતણ કરવું. પૂરી, રોટલી, જે કાંઈ ઘરમાં કર્યું હોય તે પહેલું મેનાને મેલવું. વળી તેણીએ મેનાને માટે કાંઇ ગળ્યું ગોળ્યું બરણીમાં ઘાલીને રાખ્યુંજ હોય. તેના પાંજરા ઉપર નિત્ય લીલાં પાંદડાં આણીને બાંધે, શાથી કે તેને તાપ ન લાગે. છબિલીએ પણ તે તેનો ઉપકાર જાણ્યો. તે ઉતાવળીજ જમનીને ઓળખવા લાગી. જમનીના પગ વાગે એટલે તે પાંખો ફડફડાવે, શબ્દ કરે. જમની બચ્ચીઓ કરી કરીને અધમુઈ કરે. આઠ દિવસ થયા નહિ, તેટલામાં તે મેના ગાતાં શીખી અને મીઠા મીઠા સ્વર કાઢવા લાગી. એકાદ વેળા તે ટીપનો સ્વર લંબાવે તે વેળા એવું જણાય જે એ શ્વાસ કાઢીને મરશે. મોટે સ્વરે ગાય, ત્યારે સઘળાં ઘરનાં મનુષ્યોનો આત્મા પ્રસન્ન થાય. જમની તેનો શબ્દ સાંભળતી ચાર ચાર ઘડી સૂધી તેના પાંજરા આગળ બેશી રહે. કોઈ વખત જમની તેને જોતી બેસે ત્યારે હાથમાંનું કામ પણ વીસરી જાય. જમની તેને નિત્ય પહોર સૂધી ગાતાં શીખવે. એવી જમનીને તે મેના ઉપર લત લાગી. એમ કરતાં એક દિવસ બાપે જમનીને ચિત્રામણની ચોપડી આપી. તે ચિત્ર ઘણાં સારાં હતાં, તેમાં જમનીનું મન લાગ્યું. પછી નિત્ય જોતી બેસે. તે દહાડેથી મેના તે વીસરવા માંડી. પછી જમનીને મેના બોલાવે તોપણ તે સાંભળે નહિ. પછી મેનાને કાચી શિંગો કે રોટલો જે નિત્ય મળતાં તે આડે દહાડે પણ મળે નહિ. મેના જમનીએ શીખવેલી મોટી મોટી રાગણીઓ વારે વારે ગાય, પણ તે વ્યર્થ જાય. જમનીની, જન્મગાંઠ આવી ત્યારે બાપે એક પૂતળી આપી. તે મળ્યા પછી તો જમનીને મેના સમૂળગીજ વીસરી. તે પૂતળીનું નામ તેણીએ વહાલી પાડ્યું. તે પૂતળીને લૂગડાં પહેરાવામાં, ઘરેણું ઘાલવામાં, તેની સાથે બોલવામાં, અને તેને હાથમાં લઇને અહિં તહિં નચાવામાં સવારથી તે સંધ્યાકાળસૂધી સઘળી વેળા જમનીની પૂતળીની ખટપટમાં જાય. પછી સંધ્યાકાળે જરા સર-

ખું ખાવાને મેનાને મળે. કોઈ દિવસ તેને નરો ઉપવાસજ પડે. એક દિવસ ત્ર્યંબકશેઠની નજર પાંજરા ઉપર ગઈ, અને જુએછે તો મેના ઊંચી પડીછે, તેનાં પીછાં વેરાઈ ગયાંછે, ડોક, પગ એકઠા થઈને ગોળો થયોછે; કાંઈક ધબધબાટ માત્ર રહ્યોછે, અને શ્વાસ લેવાની પણ શક્તિ નહિ તે જોઈને ત્ર્યંબકશેઠ કહેછે, "જમની, અરે આ તારી મેનાને શું થયું?" તે સાંભળીને જમનીનું મોં તરત ઊતરી ગયું. તે બોલી, "ના બાપા. શું થયું તે કોણ જાણે, હું એને છેક વીસરી ગઈ." એમ કહીને તે ગાભરી ગાભરી થરથર ધ્રુજતી ધ્રુજતી દાણાની ટોપલી લેવાને ઘરમાં દોડતી ગઈ. ત્ર્યંબકશેઠે પાંજરૂં હેઠે ઉતાર્યું. અને જુએછે તો દાણાના ખાનામાં દાણો નહિ અને પ્યાલામાં પાણી નહિ. પછી બોલ્યો, "અરેરે! આમાં અન્નનો દાણો પણ નથી. પ્યાલામાં પાણીનું ટીપું પણ નથી. અરે બિચારા પક્ષી! અરે તું નિર્દયને હાથે કેમ રે પડ્યું! મેં આવું આગળથી જાણ્યું હોત, તો હું તને વેચાતી લેતજ નહિ." ઘરનાં માણસ તે પાંજરા આગળ આવીને કહેવા લાગ્યાં, અરેરે! ગરીબ બિચારી, મેના! ગરીબ રે, પરમેશ્વર! પછી ત્ર્યંબકશેઠે કાંઈક દાણા મેલ્યા, અને નિર્મલ પાણી પ્યાલામાં રેડ્યું. તેને તે મેનાને સાવધ કરવાને ઘણી મહેનત પડી. જમની મોં નીચું ઘાલીને ત્યાંથી નીકળી પોતાની ઓરડીમાં જઈને રોવા બેઠી. તેણીએ રોઈ રોઈને ઓઢણું ભીનું કર્યું. બીજે દહાડે ત્ર્યંબકશેઠે કહ્યું, જે આ મેના આપણા પડોશીનો છોકરો વિઠ્ઠલ છે તેને બક્ષિસ આપવી. તે છોકરો જમની કરતાં સોગણું તે મેનાનું ભરણ પોષણ સારી પેઠે કરશે એવો છે. એવું સાંભળીને જમનીએ ઘણો કંકાસ કરવા માંડ્યો, મોટા ઘાંટા કાઢી કાઢીને રોવા માંડ્યું, અને દુઃખના નિસાસા મૂકીને કહેછે, "અરે મારા પક્ષી! અરે મારી છબિલી મેના! બાપા હું તમને પગે લાગુંછું કે એક વાર મારા ઉપર ક્ષમા કરો, અને એ મેના મારી પાસે રહેવા દો. આજ પછી હું જીવતાં સુધી કોઈ દિવસ મેનાને વીસરનાર નહિ." ત્ર્યંબકશેઠને

તેની દયા આવી, તેણે મેના જમનીને પાછી આપી; અને જમની ઉપર ઘણી રીસ કરીને કહ્યું કે હવે જો એવું ફરીને થશે તો ક્ષમા થશે નહિ, શામાટે જે તું વિચાર કર, કે આ બિચારા જનાવરને આપણે બંદીખાનામાં ઘાલ્યું, અને ચારો ન મેલીએ ત્યારે પછી એ પોતાનું પેટ શાથી ભરે? તને ભૂખ લાગેછે ત્યારે તું માગેછે, પણ છબિલીને ભૂખ લાગે ત્યારે તે પોતાની બોલી લોકોને કેમ સમજાવે? જો હવે કોઈ દિવસ તું એને ભૂખી કે તરશી રાખશે, તો હું.—તે શબ્દ સાંભળીને જમનીની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં. તેણીએ બાપને બાથ ભરાવી, પણ ખેદ કરીને જમનીથી એકે અક્ષર બોલાયો નહિ. જમની વળી છબિલી સાથે રમવા લાગી. એમ કરતાં એક મહિનો ગયો, એટલે ત્ર્યંબકશેઠ બાયડીને તેડીને કાંઈ કામને માટે બીજે ગામ જવા લાગ્યો, તે વખત તેણે જમનીને કહ્યું, "જમની, છબિલીને સંભાળજે હો?" તે બેઉ જણાં ગાડીમાં બેશીને નીકળ્યાં નથી એટલામાં જમની દોડતીકને પાંજરા આગળ ગઈ, અને તેણીએ મેનાને દાણા પાણીની તજવીજ કરી. કેટલીકવાર પછી તેને કાંઈ કામ કરવાનું ન રહ્યું, ત્યારે બહેનપણીને બોલાવીને તેની સંઘાતે બહાર ફરવાને ગઈ; સંધ્યાકાળે પાંચીકુકા રમી; પછી તે ફૂદડી ફરી. એમ કરતાં રાત પડી, ત્યારે તે રમત પૂરી થઈ; પછી તે થાકી અને સૂવાને ગઈ; બીજે દહાડે તે સવારમાંજ ઊઠી ત્યારે તેનું ધ્યાન, મન, સઘળું રમત ઉપર હતું, માટે તે તેવીજ પડોશીને ઘેર વારાણશી અને નંદી એમની પાસે ગઈ. તે દિવસે છબિલીને ઉપવાસ પડ્યો. એ રીતે બીજો દહાડો પણ જમનીને રમતમાંજ ગયો, પણ છબિલી તેને સાંભરીજ નહિ. ચોથે દહાડે ત્ર્યંબકશેઠ ગામથી પાછો આવ્યો. તે તે દાહાડે પાછો આવશે એ જમનીના ધ્યાનમાં રહ્યું નહિ; ત્ર્યંબકશેઠે જમનીને બચ્ચી કરીને આગળથી છબિલીની ખબર પૂછી. જમની કાંઈક ગભરાઇને બોલી, "તે સારી છે, બાપા." તે વખતજ જમની પાણી લેઇને પાંજરા ભણી દોડી જુએછે

તો પાંજરામાંહે મેના ચાંચ બીડીને, પાંખો વેરીને ઊંધી પડીછે. તેનું મડદું જોઇને જમનીએ મોટો ઘાંટો કાઢીને ચીસ પાડી અને, રોવા કૂટવા માંડ્યું, તે સાંભળીને ઘરનાં સર્વ મનુષ્ય ત્યાં દોડતાં આવ્યાં; છબિલીની તે દશા જોઇને ચંબકશેઠ બોલ્યો, "અરેરે પક્ષી! શું દુઃખનું એ મરણ તને આવ્યું! જતી વખત મેંજ તારી ડોક મરડી નાંખી હોત તો આ દુઃખ કરતાં તને ઓછું દુઃખ થાત. હાય હાય! ભૂખે અને તરસે વ્યાકુલ થઇને ઘણે દુઃખે તારો જીવ ગયો હશે! હશે, તું ભાગ્યવાન કે આવી નિર્દય છોડીને હાથથી છૂટી." તે વખત જમનીને એવું થયું કે જો ભૂંઇ માર્ગ આપે તો ભૂંઇમાં સમાઉં.

ચંબકશેઠે મેનાના પેટમાં પરાળ ભરીને તે મડદું પાટીએ કડી જડીને ટાંગી મેલ્યું તે સામું જમનીથી જોઇ શકાય નહિ. જ્યારે તે મડદા ઉપર જમનીની નજર પડે, ત્યારે જમનીની આંખોમાં આંસુ ભરાઇ આવે. જમની બાપને રોજ કહે કે "બાપા, તે મેના મારી નજર આગળથી વેગળી કાઢો." તે કહે જે ના. પછી કેટલાક દહાડા સુધી જમનીએ બાપની પ્રાર્થના કરી, તે સાંભળીને ચંબકશેઠે તે પક્ષી ત્યાંથી કાઢ્યું. પછી જ્યારે જ્યારે જમની મન દેઇને કહ્યું કામ ન કરે, ત્યારે ચંબકશેઠ તે મેનાનું મડદું પાછું ત્યાં ટાંગે; અને સર્વ એમ કહે, "અરેરે! બિચારી છબિલી, આ જમનીએ તારા કેવા હાલ કરીને મારી!" એટલે જમની મોટો પશ્ચાત્તાપ પામીને માબાપની આજ્ઞાપ્રમાણે ચાલે.

---

## છોકરાં જે સ્વતંત્ર થવાને ઇચ્છેછે.

### કાશીરામ.

ઓહોઃ બાપા! હું જાણુંછું કે હું મોટો હોત તો સારૂં થાત. મોટો તમારા જેવડો.

**આશારામ.**—મારા લાડકવાયા, તને એવું શા માટે જણાયછે?

**કાશી॰**—એટલા માટે જે પછી મારે કોઇના કહ્યામાં રહેવું ન પડે, મારા મનમાં આવે તે હું કરૂં.

**આશા૦**—હું જાણુંછું જે પછી તો તું મોટો ચમત્કાર કરીશ.
**કાશી૦**—તે વાતની તો હું પ્રતિજ્ઞાજ કરૂંછું ને.
**આશા૦**—અને જીવી, તને પણ સ્વતંત્ર થાઉં એવું લાગેછે કે ?
**જીવી.**—હા, બાપા, મારા મનમાં પણ એવુંજ આવેછે.
**કાશી૦**—વાઃ વાઃ ! જો અમે બે જણ સ્વતંત્ર થઈએ, તો પછી શું જોઈએ.
**આશા૦**—વારૂ તો છોકરાં, એ તમારો કોડ હું પૂરો કરીશ. કાલે સવારથી તમને છૂટી આપુંછું જે તમારા મનમાં આવે તે કરો.
**કાશી૦**—બાપા, તમે મશ્કરી કરોછો.
**આશા૦**—ના, હું ખરૂંજ કહુંછું. કાલે તમારી મા, કે હું, કે ઘરનું બીજું કોઈ માણસ તમને અટકાવ કરનાર નહિ.
**કાશી૦**—ઓઃ ઓઃ; તેવું થાય તો અમે ઘણાંજ સુખી થઈએ.
**આશા૦**—છોકરાં, એકલી કાલના દહાડાનીજ છૂટી હું તમને આપુંછું એમ જાણશો નહિ; જ્યાંસુધી તમે તમારી મેળે મારી પછવાડે થશો કે બાપા, તમે તમારો અધિકાર લો, ત્યાંસુધીની આપીશ.
**કાશી૦**—ઓઃ હોઃ; એવું થાય તો પછી અમે ઘણા દહાડા મનમાં આવે તેમ ચાલિયે.
**આશા૦**—વારૂ ત્યારે, તમે તમારૂં સંભાળતાં થયાં એ જોઈને મને સારૂં લાગ્યું. ત્યારે હવે કાલથી મોટાં માણસ થવાને તૈયાર થાઓ અને જે મનમાં આવે તે કરો.

એ પ્રમાણે બોલવું થયા પછી તે છોકરાં સૂવાને ગયાં. બીજો દહાડો થયો, ત્યારે તે છોકરાં રોજ સવારમાં ઊઠનારાં તે પહોર દહાડો ચઢ્યો ત્યાંસુધી પથારીમાંજ હતાં. ઘણીવાર સૂઈ રહે. શરીર જડ થાય, કાંઈ સૂઝે નહિ, તેમ કાશીરામને અને જીવીને થયું. છેલ્લીવારે કોઈએ ઊઠાડ્યાવિના તે પોતાની મેળે ગભરાયેલાં આંખો ચોળતાં ઊઠ્યાં. પછી તેમના મનમાં આવ્યું જે આપણે આખો દહાડો જે મનમાં આવશે તે કરીશું, એણે

કરીને તેમનાં મનમાં કાંઈ સારૂ લાગ્યું. પછી કાશીરામ જીવીને કહેછે. બહેન, આપણે શીરામણ કરીને પહેલું શું કરીશું વારૂ?
જીવી.—કેમ રમીશું?
કાશી૦—શું રમીશું?
જીવી.—આપણે ગંજીફે રમીશું.
કાશી૦—તે રમત ખોટી, મને ગમતી નથી, બાવા.
જીવી.—વારૂ ત્યારે કોડીઓએ રમીશું.
કાશી૦—શું આપણે બે જણજ?
જીવી.—ત્યારે ગિલ્લી દંડે, નહિતો સોપારીઓએ.
કાશી૦—મને એવી રમત ગમતી નથી.
જીવી.—વારૂ ત્યારે, તને ગમેછે કઈ તે કહે.
કાશી૦—આપણે લાકડીનો ઘોડો કરીને રમિયે.
જીવી.—ઓઃ હો! નાની છોકરીને કાંઈ તે રમત શોભે?
કાશી૦—તે નહિ તો ઘોડાની રમત રમિયે. તું ઘોડો થા અને હું હાંકનારો થાઉંછું.
જીવી.—હા ત્યારે, કોરડા મારવાને કે? પણ તે દહાડે કોરડો માર્યોછે તે મને હજુ સાંભરેછે.
કાશી૦—હું શું જાણી જોઈને મારૂંછું વારૂ? તું ઉતાવળી ચાલતી નથી માટે મારવું પડેછે.
જીવી.—હા, પણ મને વાગેછે, માટે હું તેવી રમત રમનાર નહિ.
કાશી૦—રહ્યું, તું નહિ રમે? વારૂ તો સસલો કૂતરૂં રમીશ? હું પારધી થાઉં, અને તું સસલો થા, ચાલ હું પછવાડે દોડુંછું.
જીવી.—છી! મારે તારી એ રમત નથી રમવી, તું મારી પછવાડે થઈને મને ગાભરી કરીશ.
કાશી૦—તને મારી એકે રમત ગમતી નથી ત્યારે હું તારી સંઘાથે કોઈ દાહાડો રમનારજ નહિ. સાંભળ્યું?
જીવી.—હું પણ તારી સાથે કદી રમનાર નહિં એ પણ સાંભળ્યું?
એમ બોલીને તે બે જણાં બે ખૂણામાં રીસાઈને ઊભાં, અને ત્યાંને ત્યાં ઘણી વારસુધી રહ્યાં. એક એકની સાથે બોલે

નહિ, અને એક એકને જુએ નહિ. એટલામાં દશ ઘડી દહાડો ચઢ્યા પછી બપોર ઉતાવળા થશે, માટે કાશીરામ બહેનની પાસે આવીને કહેછે, વારૂ ત્યારે, તને જે ગમે તેજ હું કરીશ. ચાલ આપણે સોપારી વતી રમિયે. એક એક દાવે બાર બાર સોપારીઓની શરત.

જીવી.—પણ મારી પાસે સોપારી નથી. તારે મારી પચાસ સોપારીઓ દેવીછે તે મને પહેલી આપ. એટલે રમવાને આવું.

કાશી૦—બઇ. પણ તે મારે કાલના દહાડાની દેવી હતી, આજની નહિ.

જીવી.—એમ? ત્યારે શું તું તે દેવામાંથી નાસર્યો કે?

કાશી૦—જે સ્વતંત્ર છે તેની પાસે કોઈનું કાંઈ લાગતું નથી.

જીવી.—વારૂ ત્યારે, આ તારી ઠગવિદ્યા હું બાપાને કહીશ.

કાશી૦—પણ હવે મારા ઉપર બાપાનો હુકમ નથી.

જીવી.—એમ કહીશ તો હું તારી સાથે રમીશ નહિ.

કાશી૦—તારી ઇચ્છા.

વળી તે એક એક ઉપર ચરવડીને બે જણાં બે ખુણામાં ગયાં. થોડીક વાર પછી કાશીરામ શીશુડો વગાડવા બેઠો; જીવી ગાવા લાગી; પછી તેણે કરકળવા માંડ્યું; તેણીએ નિસાસો મેલ્યો; એમ કરતાં બે ઘડી ગઈ, અને બપોર થયા, ત્યારે કાશીરામે રીસ ચઢાવીને પોતાની છડી બારીમાંથી બહાર નાંખી. જીવીએ પોતાની ઢીંગલી ખૂણામાં પછાડી. તે એકએકના સામું જુએ, પણ શું બોલિયે તે સૂઝે નહિ. છેક્ષી વારે જીવી બોલી, ચાલ કાશીરામ, હું તારો ઘોડો થાઉંછું.

કાશી૦—હવે ઠીક. વારૂ ઘોડાને લગામ જોઇએ તે, મારી પાસે લાંબી દોરી છે; આ જો, એ તું તારા મોંમાં ઘાલ.

જીવી.—હું મોમાં તો નહિ ઘાલું. મારી કેડે બાંધ, કે હાથે બાંધ.

કાશી૦—એ તું ઘેલી સરખી શું બોલેછે? ઘોડાને મોં વિના બીજે ઠેકાણે કોઈ લગામ ઘાલેછે?

જીવી.—પણ હું કાંઈ ખરો ઘોડો નથી.

કાશી૦—તોપણ તું ઘોડો છે એમ માનીને તારે તેવું કરવું જોઇએ.

જીવી.—તેનું કાંઈ કામ જણાતું નથી.

કાશી૦—જે હું આખો દહાડો ઘોડામાં રહુંછું, તે મારા કરતાં તું કાંઈ એ કામમાં વત્તું સમજેછે ?

જીવી.—તેં તે કેટલાક દહાડાસુધી ધૂળમાં રગદોળ્યાંછે, માટે તે હું મોંમાં નહિ ઘાલું.

કાશી૦—તો હું પણ તને બીજે ઠેકાણે બાંધવા દેનાર નહિ; તે કરતાં હું તારી સંઘાતે રમું નહિ એજ સારૂં.

જીવી.—જે તને સારૂં ગમે તે કર.

વળી તે બીજી વાર રીસાયાં, તે એવાં જે પ્રથમ કરતાં વત્તાં. એક એક ઉપર દાંત હોઠ પીસવા લાગ્યાં. પછી કાશીરામે છડી નાંખી દીધી હતી તે લેવાને ગયો, તેટલામાં છડી કોઇએ ભાગી નાંખી. જીવીએ ભુંઇ ઉપરથી ઢીંગલી હાથમાં લીધી. ઢીંગલીનાં લૂગડાં નીકળી ગયાં હતાં. પછી કાશીરામ નિસાસો મૂકવા લાગ્યો. જીવીએ રોવા માંડ્યું. એટલામાં જમવાની વેળા થઇ. આશારામ તેમને પૂછવા ગયો જે કહો તો ભાણું પીરસિયે. તે બે જણાંને તેવાં જોઈને કહેછે, છોકરાં, આજ તમને શું થયુંછે? તે બોલ્યાં, કાંઇ નહિ, બાપા, અને આંખો લોહોતાં તેના પછવાડે રસોડા આગળ ગયાં. તે દહાડે જમવાને નાના પ્રકારનાં પકવાન્ન કર્યાં હતાં. તે જમવાને બેઠાં તે વખત બાપ તેમને કહેછે, છોકરાં, તમે આ પકવાન્ન ઘણાં ખાશો નહિ, એથી તમને ઉપદ્રવ થશે. પણ તમે સ્વતંત્ર છો તેમાટે તમારી ઇચ્છામાં આવે તે ખાઓ, પીઓ. એવું બાપના મોંમાંથી નીકળતાંજ એકે લાડવાના મોટા કડકા કરીને ગટ કર્યા. બીજે ચટણી શાક ભાજીનોજ આહાર કર્યો. તે જોઇને મા બાપના કાનમાં કહેછે, હવે આ છોકરાં માંદાં પડશે. બાપ બોલ્યો, પડશે તો ખરાં, પણ પડવા દો. તેવું થશે ત્યારેજ તેની ટેવ મટશે; અને તે સમજશે જે સ્વતંત્રપણાથી છોકરાંને આવું ભોગવવું પડેછે,

માટે હું એમને વારતો નથી. ધણીની મરજી જોઇને મા પણ છાની રહી. પછી તે છોકરાં ઓડકાર આવે ત્યાંસુધી જમ્યાં. જમીને થોડીક વાર પછી કાશીરામ જીવીને કહેછે, ચાલ મારી સાથે; એમ કહીને તેને તે વાડીમાં લઈ ગયો. આશારામ હળવે હળવે તે ન જાણે એમ પછવાડે જઇને ઓડે ઉભો રહ્યો. તે વાડીમાં મોટો એક પાણીનો હોજ હતો, તેને કાંઠે નાનું સરખું એક નાવડું હતું તેમાં કાશીરામને બેસવાનું મન થયું. જીવીએ તેને વાર્યો, અને કહેવા લાગી, જે આપણે એમાં બેસવું નહિ. બાપ રીસે ભરાશે. કેમ ન બેસિયે? આપણે સ્વતંત્ર છિયે, એ તું વીસરી ગઈ કે? જાણુંછું, જીવી કહેછે, હારે હા, ખરૂં. પછી તે ભાઇનો હાથ ઝાલીને નાવડામાં બેઠી. આશારામ કાંઇક તેમની પાસે પાસે આવ્યો પણ તેમણે દીઠો નહિ. તેણે મનમાં આણ્યું જે હોજમાં પાણી થોડું છે એટલે જો તે માંહે પડશે તો કાઢવાને કાંઈ કઠિણ નથી; માટે તે છાનોમાનો તમાશો જોતો ઊભો રહ્યો. નાવડું કાંઠે બાંધેલું હતું તે છોડીને વચ્ચે ધકેલી લેવું એવું તેણે મનમાં આણ્યું, પણ તે દોરીએ જબર બાંધ્યું હતું તે છોડાયું નહિ, ત્યારે કાશીરામ બોલ્યો, વારૂ, આપણાથી આમાં બેશીને ફરાતું નથી તો નહિ, પણ ડોલવી તો જોઇએ. એમ કહીને આણીમેર તેણીમેર ડોલાવેછે, એટલામાં નાવડાના ઝોંકથી પાણીમાં પડવા લાગ્યો, તેને જીવી હાથે ઝાલીને સંભાળવા ગઈ, તેટલામાં બે જણ પાણીમાં પડ્યાં તે જોઇને આશારામ વાને વેગે દોડ્યો, અને પાણીમાં પેશીને તેણે બે જણને કાઢ્યાં. તે ત્રાસથી અધમુઆં જેવાં થયાં. તેમને ઘેર આણીને શેકાં સવર્યાં એટલે અકરાંત્યાની પેઠે ખાધું હતું તેથી કરીને તેમના પેટમાં અમળાવા માંડ્યું માથું દુખવા લાગ્યું, મૂર્છા આવી, કંપ થયો, શ્વાસ ચઢ્યો. એવી વિપત્તિમાં તેમનો બાકીનો દિવસ ગયો. રડતાં કરકળતાં થાક્યાં. તેમને રાત્રિએ થોડીક ઊંઘ આવી ન આવી. સવારમાં આશારામ તેમને પૂછેછે, છોકરાં, તમારી શી ખબર છે? તે નબળો ધાંટો કાઢીને

બોલ્યાં, ખબર ઘણી ખોટી છે, બાપા; રાતે અમને નિરાંતે ઊંઘ આવી નથી. અમારૂં માથું, પેટ હજુ દુખેછે. તે બોલ્યો, બાપુડાં, તમારી મને ઘણી દયા આવેછે. હશે, પણ આજ તમે તમારા સ્વતંત્રપણામાં શું કરનાર છો તે મને કહેશો? આજ પણ તમે સ્વતંત્ર છો એ સાંભરેછે કે? તે બોલ્યાં, હવે સ્વતંત્રતા એટલી, બાપા. તે બોલ્યો, એમ શામાટે, મારાં છોકરાં, બોલોછો? કાલે તમેજ બોલ્યાં હતાં નહિ, જે બીજાના હુકમમાં રહેવું તે ઘણું ખોટું છે? કાશીરામ બોલ્યો, અમારી મૂર્ખાઈનું ફળ અમને સારી પેઠે મળ્યું. જીવી બોલી, અમને એ વાત ઘણા દહાડા સાંભરશે.

**આશા૦**—ત્યારે આજથી તમે સ્વતંત્રતા ઇચ્છતા નથી કે?

**કાશી૦**—ના, બાપા, ના. તમે કહેશો તેમ કરવું, એમાં સારૂં છે.

**જીવી.**—તેમાં અમારૂં સારૂં થશે.

**આશા૦**—એ વાતનો પૂરો વિચાર કરો. કેમકે જો હું મારો અધિકાર પાછો લેઇશ તો તમને કહુંછું, જે હું તમને કહીશ તે તમને ખોટું લાગશે તોએ કરવું પડશે.

**કાશી૦**—કાંઈ ચિંતા નહિ, બાપા, તમને જે સારૂં લાગશે તે કરવાને અમે સિદ્ધ છિયે.

**આશા૦**—વારૂ ત્યારે, મારી પાસે આ પીળી ફાકી છે, એને મીઢીઆવળ કહેછે, એનો સ્વાદ ખોટો છે, પણ જેને અજીર્ણ થાયછે તેને ઘણી ગુણકારી છે. હવે જો તમે મારૂં કહ્યું સાંભળો તો આ ફાકી આ ક્ષણે ફાકો. મારૂં કહ્યું તમે કેવું સાંભળોછો તે જોઉં વારૂ.

**કાશી૦**—ફાકુંછું, બાપા, ફાકુંછું.

**જીવી.**—તે જો ઝેર સરખી કડવી હશે તોએ હું ફાકીશ.

આશારામે તેમને તે ઓસડ આપ્યું. વાંકુ વસમું મોં આગળ કરતાં હતાં તેવું કર્યાવિના તે ઓસડ લેવા તેવો કબૂલ થયાં. તે અધિક સંતોષે કોણ લેછે, એ બાબત તેમની શરત ચાલી. તે ઓષધે કરીને ગુણ વહેલો થયો અને તે સારાં થયાં. ત્યારપછી

તેમનાથી કોઈ દિવસ અન્યાય થાય, ત્યારે શિક્ષાનો ધાક દેખા-ડવો પડે, તો તેનાં માબાપ તેમને કહે જે અમે તમને સ્વતંત્ર કરીએછિયે; તે શબ્દથી તેમને એવો ભય થાય જે બંદીખા-નામાં નાંખિયે એવું કહ્યાથી પણ તેવો ભય થાય નહિ.

---

## કાંટાનાં ઝાડ.

કોઈ એક અંબાદાસ નામે ગૃહસ્થ કાશ્મીર દેશમાં રહેતો હતો, તે વૈશાખ મહિનામાં એક દિવસે સંધ્યાકાળે પોતાના બા-ળગોવિંદ છોકરાને સંગાથે લઈને એક નાની ડુંગરી ઉપર બે-ઠાછે, અને ત્યાંથી સામે સારા રમણીય પદાર્થ જે દેખાયછે તે તેને દેખાડેછે. તે વખત સૂર્ય અસ્ત પામતો હતો, ત્યારે તેમના મનમાં એમ આવ્યું જે તે સર્વ જગતને સોનેરી રંગનાં વસ્ત્ર પહેરાવીને જાયછે કે શું? અથવા ડુંગરજ સોનાના છે કે શું? એવી કલ્પના કરતાં તે સુખ ભોગવતા બેઠા હતા, એટલામાં, ત્યાંથી એક ભરવાડ પોતાનાં ગાડરાં ખેતરમાં ચરાવીને પોતાની ઘરભણી વાળીને ચાલ્યો જતો હતો, તેણે સુરવર ગાયું, તે બાપ-દીકરાને કાને પડ્યું, એટલે તે ત્યાં જોવા લાગ્યા. તે ચાલ્યો જાયછે તે વાટે બે બાજુએ કાંટાનાં ઝાડ હતાં, માટે જે ગા-ડરૂં તે ઝાડના થડ આગળ થઈને જાય તેનું કાંઈ પણ ઊન તેમાં ભરાય; તે જોઈને બાળગોવિંદને સંતાપ થયો, અને કહેછે, બાપા, આ ગરીબ-ગાડરાંનું ઊન તે ઝાડ કેવાં ચોરેછે તે દીઠું કે? એવાં દુષ્ટ ઝાડ પરમેશ્વરે શું કરવા પેદા કર્યાં? સર્વે મનુષ્ય એકમત થઈને જગતમાંથી એમનું મૂળ શામાટે કાઢી નાંખતાં નથી? હું જાણુંછું જે જો ફરીને એક વાર ગાડરાં પાછાં એ માર્ગે જાય, તો તે ગરીબોનાં શરીર ઉપરના સઘળા ઓઢા જતા રહે. તો હું અત્યારપછી એવું, થવા દેનાર નહિ. કાલે દિવસ ઊગતાંજ એક કુહાડી લઈને આવું, અને તે સર્વેને ભૂંઈ બરોબર કરી નાંખું. બાપા તમે પણ મારી સંઘાથે એક કુહાડો લઈને આવો, એટલે જમવાની વેળા થાય નહિ એટલામાં સઘળું કામ કરી નાંખીશું.

અંબાઈ૦—દીકરા, તારા મનસુબાનો કાંઈ લગાર વિચાર કરવો જોઇએ; તે વિચાર થાય ત્યાંસુધી તું તે ઝાડ ઉપર અમથો રીસે ભરાઇશ નહિ. તું સંભાર કે આશ્વિન મહિનામાં આપણે માણસજ શું કરીએ છિયે?

બાળગોવિંદ.—શું કરીએછિયે, બાપા?

અંબા૦—તેં દીઠું નથી કે ભરવાડ લોક મોટી મોટી કાતરો લેઇને ગાડરાંનું સઘળું ઊન કાતરી લેછે? તેમનાં શરીર ઉપર લગાર પણ રહેવા દેતા નથી.

બાળ૦—તે ખરૂં; પણ બાપા, તે તો લુગડાં કરવાના કામમાં આવેછે, અને આ ઝાડોને તેવું કાંઈ નથી, અને એ અમથાં દ્વેષથી એવું કરેછે.

અંબા૦—એ ઊનનું ઝાડોને શું કામ છે, એ તને હજુ ખબર નથી, અને તેમને કામ હો કે ન હો, પણ મને તું કહે જે આપણને જોઇએ એટલા માટેજ આપણે બીજાનું લેઇએ, એ યોગ્ય છે શું?

બાળ૦—પણ બાપા, તમેજ મને કહ્યુંછે જે આશ્વિન મહિનામાં એમનું ઊન એની મેળે ખરી પડેછે, ત્યારે તે અમથું જ્યાં ત્યાં ખરીને વ્યર્થ માર્ગે જાય, તે કરતાં કાંઈ કામમાં આવે તે સારૂં નહિ?

અંબા૦—તેં ખરૂં કહ્યું. પરમેશ્વરે એ જનાવરોને ઊનના ઓઢા આપ્યાછે, તે તેમની પાસેથી આપણે માણસ લેઈએછિયે; નહિતો આપણને ટાઢનું દુઃખ ઘણું સહેવું પડત.

બાળ૦—પણ ઝાડને તો કાંઈ ઓઢવાનું કામ નથી ત્યારે તે ઝાડ જૂઠાં છે માટે આપણે ધાર્યુંછે તે કર્યાવિના મેલવું નહિ. કાલે, હું આ સઘળાં ઝાડ કાપી નાંખનાર છું; તમે મારી સંઘાથે આવજો હો.

અંબા૦—ખરેખાત આવીશ. વારૂ હમણા તો ઘેર જઇએ ચાલો, કાલની વાત કાલે.

તે ચોક્ષાં ઝાડ હું એકલો કાપી નાંખીશ, એવે વિચારે બાળ-

ગોવિંદના શરીરમાં શૂર આવ્યું. પછી તેને સઘળી રાત્રિ ઊંઘ આવી નહિ. બીજે દહાડે પરાક્રમ કરવાની વાત એના મનમાં રમી રહી હતી, માટે પરોઢમાં, જનાવર બોલવા લાગ્યાં નહિ એટલામાં બાળગોવિંદે પોતે તૈયાર થઇને અંબાઇદાસને ઊઠાડ્યાં. તે પણ ઊઠીને તૈયાર થયો, મનમાં એવું ધારીને જે કાંટાનાં ઝાડોનું જે થાય તે થાઓ, પણ પ્રાતઃકાળની શોભા તો છોકરાની નજરે પડશે. પછી તે હાથમાં કુહાડી લેઇને ચાલતા થયા. બાળગોવિંદ હોંસે આગળ આગળ ચાલવા લાગ્યો. તેને જઈ મળવામાં બાપને ઘણી મહેનત પડતી. તે જ્યારે ઝાડોની પાસે પાસે આવ્યા, ત્યારે હજારો નાનાં નાનાં પક્ષીઓ ઝાડો ઉપર આવેછે અને જાયછે અને ચારે કોરે ફરેછે, એવું તેણે દીઠું. અંબાઇદાસ બોલ્યો, બેટા હળવે હળવે ચાલ, હમણા આપણે લગારેક પણ કાપવાની વાત બોલવી નહિ, અને આ બિચારાં જનાવરોને ઉપદ્રવ કરવો નહિ. પહેલાં તો આપણે કાલને ઠેકાણે બેસિયે; જોઇએ આવ, જે તે જનાવર અહિં આટલાં કેમ મળ્યાંછે. તે ડુંગરી ઉપર જઇને બેઠા, અને જોવા લાગ્યા તો કાલે ઝાડોને જે ઊન વળગ્યું હતું તે લેઇ જવાને પક્ષીઓએ ધૂમ માંડીછે. કાળા, લીલા, પીળા, રાતા, પંચરંગી નાનાપ્રકારના ચમત્કારી રંગનાં સુંદર, સુસ્વર શબ્દ બોલનારાં એવાં પક્ષી આવ્યાંછે. અને તેમણે ઊનની મોટી લૂંટાલૂંટ માંડીછે. તે વખત બાળગોવિંદ આશ્ચર્ય પામીને ચકિત થયો. અને બાપને પૂછેછે કે બાપા, આ પક્ષી ઊનનું શું કરતાં હશે વારૂ? તે બોલ્યો, બેટા, તું સમજ્યો, જે પરમેશ્વરને કીડીની પણ ચિંતા છે. તે જે જીવને જે જોઇએ તે અનેક પ્રકારે કરીને આપેછે, અને સર્વનું સંરક્ષણ કરેછે, અને સર્વને સુખી રાખેછે. એજ જો કેવા ચમત્કાર છે! આ પક્ષી બચ્ચાંને માટે માળા કરેછે, તેમને નરમ બિછાનું જોઇએ તે તેમને આ ઝાડો પાસેથી મળેછે. અહિંથી તે ઊન લેઇને તે માળામાં પાથરીને પોતાનાં નાનાં નાનાં બચ્ચાં સહિત સુખ પામેછે. એવાં આ ભલાં, ઉદાર, કાંટાનાં

ઝાડ જેના ઉપર તું કાલે અમથો રીસે ભરાયો, તે આવાં ઉપયોગી છે; જોયું કે નહિ? આ જેની પાસે ઘણું છે તેની પાસેથી લઈને ગરીબનું ઓછું પૂરૂં કરેછે? તો હવે આવેછે કે? આપણે તે કાપિયે. બાળગોવિંદ ઓશિઆળો થઈને કહેછે, પરમેશ્વર મારીપાસે એવું કામ ન કરાવે. અંબાઈદાસ કહેછે, તેં ખરૂં કહ્યું, છોકરા, એ પોતાની પેદાશ પરોપકારમાં આણેછે, તેમાટે એમનું સદા કલ્યાણ હો, અને એ સુખી રહો.

---

## દેવજી.

પહેલાં દેવનગરમાં એક ગાંડો રહેતો હતો, તેનું નામ દેવજી હતું. તે એક ઉપર એક એક ઉપર એક એમ પાંચ છ ટોપીઓ માથે ઘાલીને બહાર નીકળે, કેડે ચાર પાંચ લુગડાં બાંધે, અને બે ત્રણ ફાટી કામળીઓ ખભે નાંખે. તેની અકલ ચળી હતી, પણ તે કોઈને ઉપદ્રવ કરતો નહિ. તેને ઘણોજ ખીજાવે ત્યારેજ તે ખીજે. તે રસ્તામાં ચાલતો હોય, ત્યારે કેટલાંક નીચ છોકરાં તેની પછવાડે પડે અને કહે, દેવજી, અરે દેવજી, તું આ ટોપીઓ અને કામળીઓ કેટલા પૈસામાટે વેચેછે રે! તે બોલે નહિ, એટલે તેની ફજેતી કરે. તેમાં કેટલાંક દુષ્ટ છોકરાં હોય તે તેના ઉપર ઇંટો પણ નાંખે. દેવજી ઘણું કરીને તે સર્વ સહે, એકાદી વખત ખીજે ત્યારે ધુળની અને કાંકરાની મુઠી ભરીને છોકરાં ઉપર નાંખે. એક દિવસ તે દયારામ શેઠના ઘર આગળ થઈને જાયછે, અને છોકરાં પછવાડે પડ્યાંછે. અને બકોર કરેછે, તે સાંભળીને દયારામ શેઠ બારીમાંથી જુએછે, તો પોતાનો છોકરો હરિઓ પણ તે ટોળામાં છે તે જોઈને બારી અડકાવીને છાનોમાનો ઘરમાં ગયો. જમવાની વેળા થઈ તે વખત જમતાં જમતાં દયારામે હરિઆને કહ્યું, છોકરા, તે કોણ હતો કે જેની પછવાડે પડીને તમે બકોર કરતાં હતાં?

**હરિઓ.**—બાપા, તે ઘેલો દેવજી, તમે જાણતા નથી?

**દયારામ.**—તે ગરીબ બિચારો! ઘેલો શાથી થયો હશે વારૂ?

હરિ૦—લોક કહેછે કે તેનું મોટું વતન હતું, તેનો વાદ ઘણા દહાડા સુધી સરકારમાં પડ્યો હતો, તેમાં તે હાર્યો તે દહાડાથી તે ઘેલો થયોછે.

દયા૦—છોકરા, તેનું જે વખત સઘળું હાર્યામાં ગયું, તે વખત તે જો તને કહેત, જે અરે મારા હરિ, મારૂં કર્મ ફૂટ્યું, ઘણા દહાડા સુધી સ્વસ્થપણે જે વતન હું ભોગવતો હતો, તે વતન આજ મારે હાથથી ગયું, અને મારૂં ઘરબાર સઘળું વાદમાં ગયું, મારે હવે ગામમાં કે ગામ બહાર પગ મેલવાનું ઠેકાણું નથી: શું કરૂં, મારી પાસે એક દમડી પણ રહી નહિ, એવું જો તને કહેત તો તે વખત તારાથી તેની મશ્કરી કરાત?

હરિ૦—પરમેશ્વર મારે હાથે એવું ન કરાવે. એવો દુષ્ટ કોણ હોય કે જે વિપત્તિમાં પડ્યો હોય તેને હસે. હું તો એવાની સહાય કરૂં.

દયા૦—તો શું તેને તે દહાડા કરતાં આજ કાંઈ તેં સુખી દીઠો? તેનું સઘળું ગયું અને અકલે ગઈ.

હરિ૦—બાપા, આજ તો તેના ઉપર વત્તી દયા આણવી જોઈએ, એવી દશામાં છે.

દયા૦—ત્યારે જે ડાહ્યો હતો તે સમયમાં તારે જેના ઉપર દયા આણવી જોઈતી હતી, તે આ દશાને પામ્યો તે સમયમાં તું તેની મશ્કરી કેમ કરેછે અને તેના ઉપર તેં ઇંટો કેમ ફેંકી?

હરિ૦—બાપા, હું ભૂલ્યો, મારો અન્યાય ક્ષમા કરજો.

દયા૦—તને પશ્ચાત્તાપ થયો માટે મેં તો ક્ષમા કરી, પણ મારીજ ક્ષમાથકી કાંઈ નહિ થાય. બીજા કોઈની ક્ષમા માગવી જોઈએ..

હરિ૦—એ તો હું સમજ્યો; તમારા મનમાં એવું છે જે દેવજી પાસે ક્ષમા માગવી જોઈએ?

દયા૦—દેવજી પાસે શામાટે?

હરિ૦—એટલામાટે કે મેં તેનો અપરાધ કર્યોછે.

દયા૦—તે ખરૂં, પણ દેવજી જો ડાહ્યો હોત તો તેની ક્ષમા તારે

માગવી જોઈતી હતી, પણ ક્ષમા તે શું તેનું આજ તેને ભાન નથી; માટે આજ તેની પાસે ક્ષમા માગવી તે વ્યર્થ છે, પણ તને એટલી ખબર છે કે જેનો આપણે અપરાધ કર્યો હોય તેની પાસે ક્ષમા માગવી.

હરિ૦—તે તમેજ મને શીખવ્યુંછે તો, બાપા.

દયા૦—દીન ઉપર દયા કરવી, એવી કોની આજ્ઞા છે તે તને ખબર છે? ·

હરિ૦—હા, એવી પણ પરમેશ્વરની આજ્ઞા છે.

દયા૦—ત્યારે તેં તે ભાગી, માટે પરમેશ્વર તારા ઉપર રીસે નહિ ભરાયો હોય કે?

હરિ૦—ભરાયોજ હશે, બાપા. માટે હું આજ રાતે તેની પ્રાર્થના કરીશ અને ક્ષમા માગીશ.

હરિએ રાતે તેમ કરીને ઇશ્વરની પાસે પોતાનો અપરાધ કહીને પશ્ચાત્તાપથી ક્ષમા માગી. તે પછી કેટલાક દહાડા સૂધી તે દેવજીની પછવાડે ગયો નહિ, અને બીજાં છોકરાંને પણ તેણે વાર્યાં. એમ કરતાં એક દિવસ દેવજીની પછવાડે છોકરાં લાગ્યાં હતાં તેમાંતે ભળ્યો. તેના મનમાં એવું ન હતું કે દેવજીને ખીજવું, પણ બીજાં છોકરાં તેની શી શી ચેષ્ટા કરેછે, તે તમાશો માત્ર જોવા માટે ગયો. પછી છોકરાં ભેગો એ પણ દેવજી દેવજી હુર્યો! હુર્યો! કહીને આરડવા લાગ્યો; એમ કરતાં કરતાં સઘળાં છોકરાંની સરદારી તેને આવી. છેલ્લીવારે ઘણો કલબલાટ થયો ત્યારે બીજીને દેવજીએ છોકરાં ઉપર ઇંટો નાંખી તેમાંની એક મોટી ઇંટ હરિઆના ગાલને અડકીને કાને વાગી. તે કાન તૂટી જાત, પણ થોડાકમાં બચી ગયો. પછી હરિઓ ઘેર આવ્યો. કાન રાતો ચોળ થયોછે, અને તે હળવે હળવે રૂએછે. તેને બાપ કહેછે, પરમેશ્વરે તને ઠીક શિક્ષા કરી.

હરિ૦—પણ બાપા, બીજાં છોકરાંએ મારા કરતાં ઘણી તેની ચેષ્ટા કરી હતી, અને પરમેશ્વરે તેને શિક્ષા થોડી કરી અને મને વત્તી શા માટે?

દયા૦—તેનું કારણ સાંભળ, તને બીજાં છોકરાં કરતાં સારી સમજણ છે કે એમાં પાપ છે, એવું સમજીને પણ તેં તે કર્યું માટે તેમના કરતાં તારો અપરાધ વધ્યો. માટે જે છોકરો પરમેશ્વરની, અથવા પોતાનાં માબાપની અવગણના કરીને તેમની આજ્ઞા ન માને, તેને બમણી શિક્ષા થાય, એ યોગ્યજ છે.

## દાણા વીણનારી છોકરી.

નાટક એક અંકનું.

### પાત્ર.

| | |
|---|---|
| ત્ર્યંબકરાય | જમીદાર. |
| રામરાય | તેનો છોકરો. |
| હીરાબાઈ | તેની છોકરી. |
| જોઈતીબાઈ | |
| જમની | જોઈતીબાઈની છોડી. |
| હરજી | જમીદારનો ચાકર. |

ઠેકાણું.—એક ખેતર તરતજ કાપેલું હતું તેમાં ઘણા બાજરીના ભારા પડ્યાછે. તે ખેતરની એક તરફ ત્ર્યંબકરાયનું ઘર છે. બીજી તરફ કેટલાંક ઝુંપડાં અને બીજી ગામની રચના છે.

---

### પ્રવેશ ૧.

#### જમની.

**જમની**.—(બીજા ખેતરમાંથી ભરીને આણેલી બાજરિયાંની ટોપલી હાથમાં લઈને ત્ર્યંબકરાયના ખેતરમાં એક ભારા આગળ બેઠી હતી) ચાલો સારૂંજ કામ થયું. આહા! આજ મારી માને કેવો આનંદ થશે! (ટોપલી સામું જોઈને પ્રસન્ન થાયછે) તે ઘરડા બાજરિયાં લણનારા બાપાએ મને એકી વારે ટોપલી ભરીને બાજરિયાં આપ્યાં; તેને કેટલો ભલો કહું! ઓહો! હું આખો દહાડો અહિં તહિં ફરત તોએ

એનું અર્ધું પણ મને મળત નહિ. પરમેશ્વર તેનું સારૂં કરો! હવે હું જાણુંછું જે આ ખેતરમાંનાં કાંઇ બાજરિયાં પડ્યાં આખડ્યાં વીણું. (તે ટોપલીમાંનાં બાજરિયાં બે હાથે દાબેછે.) આ લગાર દબાય તો એમાં એક બે કણ્ણા બીજા પણ માય; કાંઇક ખોળામાં પણ લેઉં. (તે ઊઠીને ખોળો એક હાથે પહોળો કરીને બીજે હાથે એકઠાં કરેલાં બાજરિયાં તેમાં ઘાલેછે, એટલામાં વેગળેથી શબ્દ સાંભળીને કહેછે.) અરે દૈવ! પેલો કોણ મારા ઉપર દોડતો આવેછે? હશે આવો, પણ મેં કોઇનો અન્યાય કર્યો નથી.

## પ્રવેશ ૨.

### જમની અને હરજી.

હ૦—(તેનો હાથ ઝાલીને) અરે ચોટ્ટી છોકડી, આજ મેં તને ૦ ભલી ચોરી કરતાં પકડીછે.

જમ૦—શું તમે કહોછો, મહારાજ? હું ચોર નથી, હું તો સાહુકાર છું.

હ૦—સાહુકાર છે? તું સાહુકાર? (તે તેના હાથમાંથી ટોપલી ઝુંટવી લેછે) ત્યારે આ ટોપલીમાં શું છે?

જમ૦—બાજરિયાં, જુઓની.

હ૦—ત્યારે એ બાજરિયાં આ તારી ટોપલીમાં પેદા થયાં કે શું?

જમ૦—ઓ હોઃ! જો એવું હોત, તો પછી મારે ખેતરમાં મહેનત કરીને આટલાં એકઠાં કર્યાનું કામ નહતું.

હ૦—ત્યારે એ ચોરીનાં એની મેળે ઠર્યાં.

જમ૦—મહારાજ, એવું કહેશો નહિ. હું ભૂખે મરૂં અને મારી મા પણ ભૂખે મરે તોએ મારે હાથે એ વાત થવાની નહિ.

હ૦—હું સમ ખાઇને કહુંછું જે એ પોતાની મેળે તારી ટોપલીમાં આવીને પડ્યાં નથી.

જમ૦—અરે પરમેશ્વર! તમે સમ ખાઇને મને બીવરાવોછો, પણ મારૂં કહ્યું સાંભળો તો ખરા. હું તે સામા ખેતરમાં બા-

જરિયાં વીણવા ગઈ હતી, ત્યાં એક ભલો ડોસો હતો, તેણે મને વીણતાં દીઠી, અને તે બોલ્યો, "ગરીબ બિચારી છોકરી! જોતે શો શ્રમ કરેછે! હું એને કાંઈ આપું." ત્યારે પાસે બાજરીના ભારા પડ્યા હતા તેમાંથી બાજરિયાં તોડીને બે ખોબાં તેણે મારી ટોપલીમાં નાંખ્યા, અને તે કહેવા લાગ્યો કે જે ગરીબને આપશે તેને પરમેશ્વર ઘણું આપશે.

હ૨૦—વારૂ વારૂ, તે તો હું સઘળું સમજ્યો. અમારા ખેતરમાંથી બાજરિયાં તોડચાં તે તને પેલા ખેતરમાં ડોસો હતો તેણે આપ્યાં, નહિ?

જ મ૦—એમ નહિ, તમે પોતે જઈને તેને પૂછી આવો.

હ૨૦—હું જઈને પોતે તેને પૂછું! હો! વાત જો, મેં તને અહિંયાં પકડી એટલે પૂછવાનું શું કામ છે?

જ મ૦—પણ હું કહુંછું જે તમારાં એકે ભારાને હું અડી નથી. આ મારા ખોળામાંનાં થોડાંક બાજરિયાંજ માત્ર અહિંયાંથી વીણ્યાં છે; શામાટે કે મેં જાણ્યું જે એવું કર્યાથી કાંઈ અન્યાય નથી. તેમાં તમે એમ જાણતા હો જે એ પણ લેવાં નહિ તો તે હું પાછાં નાંખવાને તૈયાર છું આ તમે તમારાં લો.

હ૨૦—નહિ, નહિ, હવે તેવું થનાર નહિ. આ ટોપલીમાં નાંખ અને એ ટોપલી જ્યાં લઈ જાઉં ત્યાં ચાલ. હીંડ મારી સાથે હવે ચોકીમાં.

જ મ૦—(બીને) શું ભાઈ! એવું કહોછો? મારા દાદા.

હ૨૦—હા, હવે મારા દાદા. હેં હું તને જવા દેઉં તો તું એ કરતાંએ મને ઘણો સારો કહીશ, નહિ વારૂ! હું કહુંછું જે તું પાંશરી ચોકીમાં ચાલ, હીંડ ઉતાવળી.

જ મ૦—અરે મહારાજ! મને પરમેશ્વરને વાસ્તે એવું કરશો નહિ. તમને દેખાડચાં તેથી વત્તા મે અહિંથી લીધાં નથી, ખરેખરૂં કહુંછું. હું આખો દહાડો ઘેર નહિ જાઉં ત્યારે મારી મા મને શું કહેશે વારૂ? અને મને ચોકીમાં બેસાડી સાંભળશે, તો પછી તે મરીજ જશે.

હ૨૦—ત્યારે શો મોટો અનર્થ થશે ! તે મરી જશે તો ગામની પીડા જશે.

જમ૦—( રોવા લાગી ) તમને જો ખબર હોય કે તે કેવી ભલી મા છે અને અમે કેવાં ગરીબ છીયે તો તમને અમરા ઉપર દયાજ આવે.

હ૨૦—હું અહિં લોકો ઉપર દયા કરવાને રહ્યો નથી. મારા ધણીનો જે બીગાડ કરે તેને પકડીને ચોકીમાં નાંખવાને રહેલો છું.

જમ૦—પણ જો મારા સરખીએ બિગાડ ન કર્યો હોય તો.

હ૨૦—એક આખી ટોપલી ભરીને દાણા ચોરીને વળી પોતાની ભલાઈ દેખાડેછે કે શું ? શી નવાઈ જો ? ચાલ, ચાલ, ચાલવા માંડ મારી સાથે.

જમ૦—અરે મહારાજ ! મારા ઉપર દયા કરો. જોઈએ તો મારી સઘળી ટોપલી લો, અને લેશો તો એટલા દાણાથી તમે માતબર થનાર નથી. પણ મને જવા દો. હું તમારે પગે લાગું-છું. મારી મા ઉપર નજર રાખીને તો મને મેલો. મારી માને હું એકની એકજ છું.

હ૨૦—હું તને મૂકીશ, તોપણ તારી માને વાસ્તે મૂકનાર નહિ, તે મરશે તેમાં મારૂં શું જશે? પણ છોકરી તને રોતી જોઈને મને દયા આવેછે. હવે તું જા, ટોપલીની આશા રાખીશ નહિ. ન્યાય થશે તે દહાડે ન્યાય કરનાર તારો થોડો ઘણો દંડ કરશે તેટલો દંડ માત્ર આપજે, નહિતો તારે ચોકીમાં જવું પડશે, અથવા તે તમને ગામ બહાર કાડી મૂકશે.

---

## પ્રવેશ ૩.

### જમની.

જમ૦—( એકલી ભુંઈ ઉપર બેઠી અને એક ભારા ઉપર માથું મેલીને કેટલીક વારસુધી મનમાં ને મનમાં રોઈ, પછી ઊઠીને ચારે તરફ જુએ છે) હરે હરે! તે ગયો! નઠારો મુઓ.

મારા બાજરીયાં, ટોપલી સઘળું લેઈ ગયો, અને વળી મને અને મારી માને કોણ જાણે જે એ શું કરશે! (લગાર વિસામો લેઇને) આહાઃ તે જનાવરો કેવાં દૈવવાન્! તેને કાંઈ થોડા દાણા પણ લેવા દેછે, અને હું—પણ કોણ જાણે અહિં પીડયો કોઈ નઠારો એમની પાછવાડે બંદૂક લેઈને ફરતો નહિ હોય, એ કેમ જણાય? માટે હું એમને ઉડાડી મેલું, પછી હું જાઉં; નહિતો આ ભારા ઉપર માથું મેલું તેની વતીની વળી કાંઈ શિક્ષા મળશે; શું કરૂં વારૂ? કોઈ આવેછે, જોઉં તે બે છોકરાં આવેછે, કોણ હશે વારૂ?

---

## પ્રવેશ ૪.

### રામરાય, હીરાબાઈ, જમની (આંખો લુએછે).

**રામ૦**—અરે તેંજ અમારાં બાજરિયાં ચોર્યાં કે શું અને તનેજ અમારા ચાકરે પકડી? (જમની નિસાસો નાંખેછે, તેનાથી કાંઇ ઉત્તર દેવાતો નથી).

**હીરા૦**—(જમનીના સામું જોઈને ભાઇને એકતરફ લેઈ જાય છે.) આ છોડી મને ભલી લાગેછે, રામા, જો તે બિચારી કેવી રૂએછે? તેને ઘણું બીજવીશ નહિ, ઘણું દુઃખ થશે; અને આપણે આટલાં થેડાં બાજરિયાંસારૂ આવું કરવું નહિ, (હીરાબાઇ જમનીપાસે આવી) છાની રહે છોડી, છાની રહે. તું શામાટે રૂએછે?

**જમ૦**—મારા ઉપર જૂઠી ચોરી ચઢાવેછે. તમે જાણોછો કે મેં અન્યાય કર્યો?

**રામ૦**—ત્યારે તેં શું અન્યાય કર્યો નથી?

**જમ૦**—ના, એ તમે ખરૂંજ માનજો. હું પેલા ખેતરમાં દાણા વીણવા ગઇ હતી ત્યાંથી એક ઘરડે ડોસે મારી ટોપલીમાં બાજરીયાં આપ્યાં, પછી, તે લેઈને હું આ ખેતરમાં આવી, કે ભુંઈ ઉપર પડયાં હોય તેમાંથી થોડાંક વીણી લેઉં. તમારા ચાકરે મને ભારા આગળ ઊભી દીઠી માટે મારા ઉપર ચોરી

ચઢાવી, અને મારી ટોપલી લેઇ ગયો; અને મને પણ ચો-
કીમાં લેઇ જતો હતો. પણ હું રોઇ અને તેના કાલાવાલા
કર્યા માટે મને મેલી.

હીરા૦—અરેરે? તેણે અમારા દેખતાં તને એટલું કર્યું હોત
તો પછી જણાત, જે તેને પણ કેવી શિક્ષા થાયછે? અમારો
બાપ ઘણો ભલો છે, ગરીબને દુઃખ દેવા દેતો નથી. તે અહિં
હોત તો તને તે વખતજ જવા દીધો હોત.

રામ૦—અને હજુ તે તારી ટોપલી પાછી મોકલાવશે, એ હું
ખરેખરૂં જ કહુંછું.

જમ૦—(આનંદ પામીને) તમને એ ખરૂં લાગેછે? મારા
નાના શેઠ.

હીરા૦—રામરાય અને હું જઇને તેની પ્રાર્થના કરીશું. તું
સ્વસ્થ રહે, કાંઈ આપવાની વાત તેને કહીએ છિયે એટલે
તે ઘણો પ્રસન્ન થાયછે. તારી ટોપલી તો અમે તેને કહ્યા-
વિના તને આણી આપીશું.

જમ૦—વાઃ વાઃ મારી બહેન? શાં તમે ભાગ્યવાન્? જે ત-
મારે કોઈની ગરજ નથી તોએ તમે ઊલટાં બીજાની સહા-
યતા કરોછો.

રામ૦—ત્યારે શું તું ઘણી ગરીબ છે, છોડી?

જમ૦—અહિં આવીને આટલી મહેનત કરીને રોટલાને માટે
જે દાણા પેદા કરે તે ગરીબજ હોય તો, મહારાજ.

હીરા૦—શું તું રોટલામાટે દાણા વીણેછે? મેં જાણ્યું જે તું બા-
જરિયાં શેકીને પોંખ ખાવા સારૂ લેતી હઇશ. કોઈ વખત
જ્યારે કોઈ પાસે ન હોય, ત્યારે અમે પણ એમ કરીએ
છિયે.

જમ૦—અરે બહેન! તેવું નથી. મારી મા કહે જે બાજરિયાં
ખાંડીને દાણા કાઢીને તે દળીને તેના લોટના રોટલા કરીશું.

હીરા૦—તેના તે દાણા કેટલાક નીકળત? અને તમારે કેટલા
દહાડા ચાલત?

જમ૦—એક બે દહાડા ચાલે એટલા તો નીકળત, તે ખાઈને બે દહાડા જાત, પછી આગળ પરમેશ્વર મોટો છે.

રામ૦—વારૂ ત્યારે, હું તને એક પાવલી આપુંછું, એટલે તા- મારે એક દિવસ વત્તો નીકળશે. આ કોરી નવી છે માટે મેં ખુશીથી મારીપાસે રાખી હતી. આ લે.

જમ૦—અરે રે ! એટલા બધા પૈસા ! મારાથી લેવાય નહિ.

હીરા૦—(હશીને) એટલા પૈસા લેતાં તું ખાએછે કેમ? મારી કોથળી મારી પાસે હોત તો હું પણ તને ઘણા પૈસા આપત.

રામ૦—(હાથમાં પાવલી ઝાલીને જમનીને આપવાને સામી ધરેછે.) લે છોકડી, લે. (જમની લગાર લજવાઈને તેની પાસેથી પાવલી લેછે, અને તેને આશીર્વાદ દેછે) એટલે કાંઈ થયું નહિ. હું હમણા કારભારી પાસે દોડતો જાઉંછું, અને તેની પાસેથી લેઈને તારી ટોપલી તને આપુંછું. જો તે નહિ આપે તો પછી તેને—

જમ૦—અરે મહારાજ ! તમે મારે વાસ્તે એટલા દુઃખી થશો નહિ. તમે મને કહોછો જે હું તને સહાય થઈશ એટલે- થીજ મારે ઘણું છે.

હીરા૦—તું રહેછે ક્યાં તે મને કહીશ ?

જમ૦—ગામમાં પેસતાંજ મોં આગળ.

રામ૦—તો અમે આગળ કોઈ વાર તને દીઠી નહોતી ? કાપ- ણીના દહાડામાં અમે બાપની સાથે વર્ષોવર્ષ આવીએ છિયે.

જમ૦—ગામંમાં આવ્યાને મને હજુ આઠ દહાડા થયાછે. અમે માણકબાઈ ડોશીને ઘેર રહીએ છિયે, તે મારી મા ઉપર ઘણું હેત રાખેછે.

હીરા૦—શું, તમે માણકબાઈ ડોશીને ઘેર ઊતર્યાછો ?

રામ૦—અમે તેને ઓળખીએ છિયે. અમારો બાપ તેને કોઈ કોઈ વાર બાગમાં નીંદવાને બોલાવેછે.

હીરા૦—તું મને તારી મા પાસે તેડી જઈશ ?

જમ૦—તમારાં જેવાં મોટાં માણસ અમારા સરખા ગરીબને ઘેર પધારે ત્યારે અમારું મોટું ભાગ્યજ તો !

હીરા૦—ના, ના, અમારો બાપ અમને એટલી મોટાઈ કરવા દેતો નથી. તે કહેછે જે જેવાં બીજાં માણસ છે તેવાંજ અમે છિયે, પણ હું આવી તો તેમાં કંઈ તમને સંકોચ તો નથી ?

જમ૦—કાંઈ નહિ. તમે આવશો તો મારાં બાજરિયાં ગયાં અને ટોપલી ગઈ, તે વાતનું મારી માને ખોટું નહિ લાગે. તમે તેના મનનું સમાધાન કરશો, અને તે કારભારીએ ભો દેખાડ્યોછે તેનું.

રામ૦—તેનો ફરો તું ભો રાખીશ નહિ. મારી બહેન તારી મા પાસે આવશે અને હું દોડતો તેની પછવાડે જાઉંછું. હું જાણુંછું જે તમે પાછા આ ઠેકાણે આવશો, નહિ વારૂ ?

જમ૦—જો તમારી મરજી હશે તો.

રામ૦—તું પાછી નહિ આવે એટલામાં તારી ટોપલી અહિં આણી મુકુંછું.

જમ૦—હું મારી માને પણ અહિં તેડી લાવીશ. તે તમને આશીર્વાદ દેશે.

હીરા૦—ચાલ ઉતાવળી મારી સાથે (તે જમનીનો હાથ ઝાલીને તેની સાથે તેની મા પાસે જાયછે).

---

## પ્રવેશ ૫.

### રામરાય.

રામ૦—(એકલો) હું અને મારી બહેન કેટલાં સુખી છિયે જે આ છોડીની પેઠે અમારે દાણા વીણીને પેટ ભરવું પડતું નથી ! મને એ છોડીના મોંની આકૃતિથીજ એવું દીસેછે જે એ આ કરતાં સારી દશાને પામવાને ઉત્પન્ન થઈછે, એમાં કાંઈ સંશય નથી. ગામની બીજી છોડીઓ નઠારી દેખાયછે તેવી આ દેખાતી નથી. બાપા મારૂં કહ્યું સાંભળશે

તો ખરા. ઓઃ હોઃ! સારૂંજ થયું કે હરજીને સાથે તેડીને એજ આવેછે અને ટોપલી પણ પાસે છે.

---

## પ્રવેશ ૬.

### રામરાય, ત્ર્યંબકરાય અને હરજી.

**રામ૦**—(બાપ પાસે દોડતો ગયો) બાપા, સારૂં થયું જે તમે આવ્યા (હરજીના હાથને વળગેછે) આપ મને એ ટોપલી

**હર૦**—હળવે, હળવે, ભાઈ મારા હાથ ભાગશો.

**ત્ર્યંબ૦**—રામા, તારે એ ટોપલી શાને જોઇએ?

**રામ૦**—એ ગરીબ છોડીની ટોપલી આ મૂર્ખે તેનાં બાજરિયાં સુદ્ધાં ખૂંચી લીધીછે. હવે હું તમને સઘળી વાત કહીશ, બાપા.

**હર૦**—એ તે શું? જે કોઈ આવી પાંશારી ચાકરી કરે અને ચોરી ન કરવા દે તે મૂર્ખ થયો કે શું? પછી ત્યારે તો મારૂં શું કામ છે અને ત્યારે દેશાઈ મને મહિનો શું કરવા આપેછે?

**ત્ર્યંબ૦**—હરજી, હું તને રોજ કહુંછું જે નવરાં લુચ્ચાં માણસ ખેતરમાં આવીને બિગાડ કરે તેને તું વારજે. પણ બિચારાં ગરીબ બીમારીને પકડીને ચોકીમાં ઘાલ એવું કહ્યું નથી. કોઈ ભલું માણસ દરિદ્રની પિડાથી પીડાઇને મારા ખેતરમાંથી અન્ન લેવાની ઈચ્છા કરે, અથવા જ્યાં ત્યાં ફરીને પડેલાં બાજરિયાં વીણે તેને સર્વદા તું ઉપદ્રવ કરીશ નહિ.

**હર૦**—આપણે દાણા કાઢી લેઇએ, પછી મનમાં આવે તેટલાં વીણીલો, કોણ ના કહેછે; પણ હજુ તો આખો એક ભારો ત્યાં પડયોછે.

**રામ૦**—(મશ્કરીમાં) દાણા ઘેર આણીને ફરીને ખેતરમાં હળ ફેરવ્યા પછી, એમ કેમ કહેતો નથી? ત્યારે પછી તેમને ઘણું વીણવાનું જડશે ખરે!

**હર૦**—ભાઈ, એ વાતમાં તમે સમજો નહિ. તમે છાના રહો. તે ચોર નથી તે શાથી જાણ્યું?

**રામ**—રામ રામ! ચોર ચોર! તેણીએ મને કહ્યું, જે મેં એક

દાણો અહિંથી લીધો નથી; એક ડોસો પેલા ખેતરમાં હતો તેણે મારી ટોપલી બાજરીયાંએ ભરીને આપી.

હર૦—એ વાત ઘણી સારી. તેણીએ તમને કહ્યું ! તે કેટલી સાચી તે પણ જાણ્યું, મેં તેને ભારા આગળ પકડીછે.

બંધુ૦— ભારામાંથી બાજરીયાં તોડતાં ?

હર૦— તે હું નથી કહેતો તે મારા પહેલી શું કરતી હતી તે મને ખબર નથી. તમે તે જુઓ જે એટલાં તે ડોસાએ આપ્યાં એમ તે કહેછે, પણ ગામડીઓ આટલો તેને ધર્મ કરે એ વાત તમને ખરી લાગેછે કે ?

રામ૦—પણ કહુંછું કે નહિ જે તે બાજરીયાં તેને એક ડોસે આપ્યાં એમ તેણીએ મને ખરેખરૂં કહ્યું ? એવી ભલી છોકરી જૂઠું બોલનાર નહિ એ મને નિશ્ચય છે.

હર૦— ભાઈસાહેબ, ખરૂં બોલજો. વારૂ, તમે આજસુધી કોઈ દહાડો જૂઠું બોલ્યાછો કે નહિ ? તોએ અમે તમને ભલાજ કહીએ છિયે.

રામ૦—બાપા. આ હરજી મને કેવો દબાવીને બોલેછે તે તમે સાંભળોછો ? (હીરજી ઉપર રીસ ચઢાવીને ) હું જૂઠું બોલ્યો હોઉં તો હું લુચ્ચો ખરો, પણ હું કોઈ દહાડો બોલ્યો નથી; અને આજ તે નાની છોકરી પણ બોલી નથી. ત્યારે હવે એમાં જૂઠું કોણ તે ઉઘાડું દીસેછે.

બંધુ૦—ભાઈ હળવે, તારૂં બોલવું સાંભળીને મને નિશ્ચય થયો. કોઈને ચોરી કરતાં દીઠો નથી ત્યાંસુધી આપણે તેને આપણી તરફથી શાહુકાર કરીને માનિયે. પણ બીજો કોઈ તેને ચોર કહેતો હોય, તો તેના ઉપર રોસ પણ કરીએ નહિ. આપણું ચાલે તો નમ્રતાએ કરીને તેના મનને નિશ્ચય કરી આપિયે અને તે ખરી રીતિએ તેના સ્વરૂપને જાણે એવું કરિયે.

હર૦—એમ નહિ મહારાજ ! તમે કહ્યું તે કરતાં મને આ સારૂં લાગેછે. પ્રથમ તો સર્વેને લુચ્ચા એમ જાણિયે; પછી જેટલા ભલા એવું નજરમાં આવ્યું તેટલા માત્ર ભલા. રસ્તામાં

જતાં જો બળદ સામો આવે તો હું તેને મારકણો જાણીને વેગળો જાઉંછું, પછી તે મારતો હો અથવા ન હો. પણ આપણે ચોકસ રહેવું, તેમાં કાંઈ ચિંતા નહિ. જેમાં સંદેહ નહિ તે માર્ગ સારો.

**ચંબ૦**—ઘણું સારૂં. તારી પેઠેજ સઘળાં માને તો સમાગમ કોનો કરે? અને મેં તેવું જાણ્યું હોત તો તને હું કેમ રાખત? પછી તારાસરખા ઘરડાનો નિર્વાહ થાય માટે મેં તને આ ગામ ઉપર વિશ્વાસની ચાકરી આપીછે તે કેમ આપત? તને સિપાઈગીરીની ચાકરીમાંથી સરકારે કાઢી મૂક્યો હતો, અને તેમનું રાજીપત્ર પણ તારીપાસે નહતું તે ઉપરથી મેં તને લુચ્ચો જાણીને કોટવાળને સ્વાધીન કર્યો નહોત કે?

**હર૦**—તે ખરૂં, અને હું લુચ્ચો નથી એ પણ ખરૂં.

**ચંબ૦**—હા રે, મેં તને ભલો જાણ્યો માટેજ હજુ તું મારી ચાકરીમાં ટક્યોછે. પણ જે દહાડે મેં તને રાખ્યો તે દહાડે તો તારૂં મોં જોઈને અને તારા વચન ઉપરજ રાખ્યોછે કે નહિ, કે તે વખત કાંઈ બીજું પ્રમાણ હતું?

**રામ૦**—બાપા, જો તમે મોં જોયાથી અને શબ્દ સાંભળ્યાથી પરીક્ષા કરશો તો જેટલું છોડીનું કહ્યું ખરૂં માનશો તેટલું હરજીનું નહિ માનો.

**હર૦**—હેં, ભાઈ! એ તે શું બોલાછો! મારૂં મોં જોઈને બાપાને જેવો ભરોસો આવેછે, તેવો તેનું જોઈને આવશે તો હું તમારૂં કહ્યું માનીશ.

**રામ૦**—હંઃ હંઃ, શો આ વાંદરાસરખો સારો દેખાયછે!

**ચંબ૦**—છીઃ રામા, એવું બોલિયે નહિ હો. પણ હરજી, તું તે છોડીને ઓળખેછે?

**હર૦**—હા, સાહેબ. કાંઇ ઓળખુંછું અને કાંઈ નહિ. આજ દશ દહાડા થયાં હું તેને તેની મા સાથે ફરતી દેખુંછું. પણ તે ગામમાં ક્યાંથી આવી, અને શામાટે આવી, એ તમને ગામનો ચોકશીદાર છે તે ઠીક કહેશે. મને જો ખરૂં પૂછો તો

એવાને ગામમાં પેસવા દેઇને ભીખારી વધાર્યાં, એ કાંઇ સારૂં કર્યું નથી.

રામ૦—વારૂ, તો તેમને માટે જે ખર્ચ થશે તે હું કરીશ. હા હું કરીશ જા!

હર૦—ભાઇ, તમારી પાસે તમારા પરાક્રમનુ કાંઇ છે કે?

રામ૦—મારીપાસે નથી; પણ મા બાપની પાસે તો ઘણું છે.

હર૦—ભાઇસાહેબ, હું ખરૂંજ કહુંછું જે આ મઉઓ વાસ્તે સઘળું ગામ કરકળેછે. અને અમલદારને એવી લાંચ ખાવા દેશો અંગૂઠો તર્જની ઉપર ચોળીને રૂપિઆની નિશાની દેખાડેછે) શામાટે જે મને ખાતરજમે છે, ચોકરા નિશાની હો.—

રામ.—બાપા, તમે જુઓ! આ ચોકશીદારને પણ ભુંડો કહેછે. હું તેમને એ જણાવીશ.

અંબ૦—હળવે, બેટા. (હરજીને) હરજી, મારા મનથી તારી આવી સંપય પ્રકૃતિ સારી નથી. ત્યારે હવે મારે પણ તારા ઉપર સંદેહ આણવો યોગ્ય છે, શામાટે જે તે છોડીને તેં ખેતરમાં ભારા આગળ દીઠી માટે તું અટકળ કરેછે જે તેણીએ ટોપલી ત્યાંથી ભરી; અને તે ગરીબોને ગામમાં વસ્તીમાં આવવા દીધાં માટે કુમાવિસદારે લાંચ લીધી એવું કહેછે. વારૂ ત્યારે હવે હું પણ કહુંછું જે તે છોડી પાસેથી તને તમાકુ કે પૈસો કાંઇ મળ્યું નહિ માટે તેં તેની ટોપલી લીધી; નહિતો તું તેને જવા દેત.

હર૦—શેઠ સાહેબ, તમને એવું લાગેછે કે.—

અંબ૦—તારા મનમાં જેવા લોક આવેછે તેવા લોકનાં મનમાં તું કેમ ન આવે?

હર૦—વારૂ ત્યારે, હવે તમારે કાંઇ બોલવુંજ નહિ. સઘળાં ભીકારૂ આવીને તમારૂં ખેતર, વાડી, ગામ લુંટીકેમ લેઇ જતાં નથી? મારૂં શું જશે! પણ હવે હું આ ટોપલી કોટવાળને આપીશ.

રામ૦—નહિ, બાબા નહિ, એટલી મારા ઉપર દયા કર.

ત્ર્યંબ૦—હરજી, તારે એ ટોપલી લેઈ જઇને તે છોડીની પાસે ક્ષમા માગવી પડશે.

હર૦—ક્ષમા! ભાઇસાહેબ, ક્ષમા! તમારે એવું બોલવું! શું હું જાઉં અને ક્ષમા માગું? શાવાસ્તે? મેં તેનો કાંઈ અપરાધ અથવા અન્યાય કર્યો એવું મને લાગતું નથી.

રામ૦—એટલા માટે જે નાહક તેં તેને દુઃખી કરી, અને તેના ઉપર ચોરીનું નિમિત્ત મેલ્યું, માટે તારે ક્ષમા માગવી પડશે, સમજ્યો?

હર૦—ટોપલીએ ન આપિયે, અને ક્ષમાએ ન માગિયે તો શું થાય?

ત્ર્યંબ૦—મેં જો તને નાહક છળ્યો હોય તો મારે પણ તારી પાસે ક્ષમા માગવી જોઈએ. હવે જો તને લાજ લાગતી હોય તો હું આ ટોપલી, અને તારી વતીની ક્ષમા માગું.

હર૦—ત્યારે રામરાયજી, એટલું કામ તમેજ કરશો?

રામ૦—હા, હું તૈયાર છું, પણ બાપા, મારી બહેન તેની માને ઓળખવા સારૂ તેની સાથે ગઇછે, તે તેને તેડીને ઉતાવળી પાછી આવનારી છે, હું લગારેક તેની વાટ જોઉંછું.

હર૦—એવું છે તો હવે અહિં મારૂં કામ નહિ. (તે ફડફડતો ચાલતો થયો.) હવે આ ગામમાં એટલાં ભીખારી થશે જે અમારેજ ઉતાવળી ભીખ માગવી પડશે.

---

## પ્રવેશ ૭.

### ત્ર્યંબકરાય અને રામરાય.

રામ૦—બાપા, તે શું બોલ્યો તે સાંભળ્યું કે નહિ?

ત્ર્યંબ૦—હા બેટા, પણ હું તેનું કહ્યું કાંઈ મનમાં આણતો નથી.

રામ૦—ત્યારે એવું ખોટું માણસ તમે શાવાસ્તે રાખ્યુંછે.

ત્ર્યંબ૦—તે ખોટો નથી, બેટા, તે આપણું સારૂં કરવાને ઘણુંજ ઇચ્છેછે, માટે એ કોઈ વખત આવું બકેછે. બાકી તે ઘણો સાચો અને એક મનથી ચાકરી કરનારો છે.

શામ૦—પણ તે વાંકો ચાલેછે, ત્યારે ?

અંબ૦—તેં સાંભળ્યું નહિ, એણે કહ્યું જે મેં તેનો અન્યાય કર્યો એવું મને લાગતું નથી. માટે એનો અપરાધ એટલોજ, જે એ મારા હુકમ પ્રમાણે કરવા જાયછે. પણ માણસ જોઇને વાતનો વિચાર કરીને કામ કરવું એની તેને સમજણ નથી.

શામ૦—હું એ સમજ્યો નહિ. મને ઠીક કરીને સમજાવશો ?

અંબ૦—હા, બેટા. તે એવું જે મેં તેને જ્યારે રાખ્યો, ત્યારે કહ્યું હતું જે ગામમાંથી લુચ્ચા ચોટ્ટા જે હોય તેને કાઢી મેલ, અને તેમને કોટવાળ પાસે લેઇ જઇને શિક્ષા કરાવ, એટલે ભીખારીને બાને જે ચોરી કરીને પેટ ભરેછે, અને ગામમાં આવીને મારાં સગાંને જે ઠગેછે તેને માટે એવો હુકમ આપ્યો હતો.

શામ૦—હાં ! હાં ! હવે હું સમજ્યો. તે ખરેજ ભીખારીને પણ ચોરમાં ગણેછે. કોઇ ઘરડું હોય માટે, કોઇ દુઃખી હોય માટે, કોઇ ગરીબ હોય વાસ્તે ભીખ માગેછે. પણ તે એ મનમાં આણતોજ નથી.

અંબ૦—ખરૂં, બેટા. એકજ વાત હોય પણ તેને પ્રસંગવશાથી જુદી માનિયે તો જુદી જણાય. હવે જો, હુંજ તને પૂછું, જે તું હરજીની સાથે લડીશ નહિ, તેં સારો વિચાર કર્યો નથી, અને તે છોડીની મા જૂઠી નથી, અથવા તે છોડીએ તને જૂઠું નથી કહ્યું એ તું શાઉપરથી કહીશ ?

શામ૦—ના, બાપા, તેવું થાય નહિ.

અંબ૦—કેમ થાય નહિ ? તે છોડી કોણ છે, અને અહિં શું ધારીને આવીછે તે તું ખરૂં જાણેછે ?

શામ૦—બાપા જો તમે તેનું મોં, તેનું રોવું, અને તેની ગરીબાઇ દીઠાં હોય, અને તેનું બોલવું જો તમે સાંભળ્યું હોય તો તમને નિશ્ચય થાય. એથી બીજું શું વધું જાણવું જોઇએ? અને તે સારી છે કે નહિ, એ ખરૂં જાણિયે ત્યાંસુધી તેને ભૂખે મરવા દેઇએ ?

અંબ૦—શાબાશ, છોકરા, શાબાશ; ગરીબના ઉપર એવીજ

નજર રાખતો જા, એટલે પરમેશ્વર તારા ઉપર કૃપા કરશે. તારા સરખો ગુણવાન્ છોકરો આપીને તેણે મારા ઉપર કૃપા કરીછે. કઠોરતા કરતાં દયા સારી; નઠારૂં માણસ અનીતિમાં પેસેછે. જે કામમાં કોઈ આપણી કૃપા ઇચ્છેછે, અને તે તેના ઉપર આપણાથી કરાતી નથી એવી વાત થાયછે, તેમાં તેનો વાંક છે, આપણો નથી.

**રામ**૦—પણ બાપા, હરજીસરખા માણસને સ્વાધીન અધિકાર કરવો એ મને ઠીક લાગતું નથી. તે એકાદ દહાડો અનર્થ કરવાનો.

**ત્ર્યંબ**૦—તું કહેછે તે ખરૂં, પણ મેં તેના હાથમાંજ સઘળી સત્તા આપી નથી. તેનાથી થયો તો થોડોજ ઉપદ્રવ થશે. કદાપિ થયો તો તેનો બદલો વાળવામાં આવશે. તેના માથાઉપર આપણો કુમાવિસદાર છે, તે રૂડી સમજણનો અને ભલો માણસ છે; તે ન્યાય અન્યાય જોઇને ખરૂં હશે તેજ કરશે. તેણેજ મને તે માદીકરીનું વર્તમાન જણ કર્યું, કે તે ભલાં છે, અને તે માણેકબાઈ ડોશીના ઘરમાં રહેછે એ પણ મને કહ્યું.

**રામ**૦—પણ બાપા, હરજીએ તે વખતજ જોતે છોકરીને મારી હોત તો કેમ થાત?

**ત્ર્યંબ**૦—એટલું તેનાથી કરાય નહિ. મેં તેને ખરેખરી તાકીદ કીધીછે, કે તને કોઇ કેવો પણ અન્યાય કરતાં જણાય, તોપણ તેના શરીરને હાથ અડકાડીશ નહિ; તેને કુમાવિસદારની પાસે લેઈ જવો.

**રામ**૦—બાપા, પેલી તે નાની છોકરીને લેઇને મારી બહેન આવી

---

## પ્રવેશ ૮.

### ત્ર્યંબકરાય, રામરાય, હીરાબાઈ, અને જમની.

**રામ**૦—(ટોપલી લેઈને જમની પાસે દોડેછે.) આ લે છોકરી આ લે તારી ટોપલી. તેમાંથી તારા એકે બાજરિયાને પણ કોઈએ હાથ લગાડ્યો નથી વારૂ.

જમ૦—અરે મારી ટોપલી ! અરે મારા નાના રોટ, હું તારી કેટલી ઉપકારી થઇ ! ( ત્ર્યંબકરાયને જોઇને ) આ કિયા ગૃ- હસ્થ છે ?

હીરા૦—( બાપ પાસે દોડીને તેની કેડ ઉપર ચઢેછે ) જમની, જો અમારા આ બાપ.

રામ૦—હું તને ખરેખરૂંજ કહુંછું, જમની. અમારા બાપ સારા છે. તું કાંઇ બીશ નહિ. આવ હું તારી અને તેના ઓળખાણ કરી આપું. ( જમની આગળ જાયછે ) તને દુઃખ દીધું માટે બાપાએ હરજીને સારી શિક્ષા કીધી, સાં- ભળ્યું ?

જમ૦—( બીતી બીતી ત્ર્યંબકરાયપાસે જાયછે, અને તેને નમેછે ) મહારાજ, હું આટલી બરાબરી કરૂંછું માટે ક્ષમા ક- રજો. તમારાં છોકરાં ઘણાંજ ભલાં છે માટે કહુંછું.—

ત્ર્યંબ૦ –( એક તરફ વળીને હળવેજ ) રામરાય કહેતો હતો તે ખરૂંજ. એના મોઢાસામું જોતાં એ જૂઠી છે એવો વ- હેમ કોઇને આવશે! એની રમણીય આકૃતી, બોલવાની ચતુરાઈ, એ એના મોટપણાને દેખાડેછે.

જમ૦—( રામરાયને અને હીરાબાઇને હલકે શબ્દે ) મેં તમારા બાપાને રીસ ચઢે એવું તો નથી કર્યું ?

ત્ર્યંબ૦—( તે સાંભળીને ) ના, મારી લાડકી. મારાં છોકરાંએ તારો સત્કાર કર્યો તેમાં કાંઈ વત્તું કર્યું નથી. તું તેને યોગ્ય છે.

હીરા૦—ખરૂં, બાપા. એ તેવીજ છે. પણ જો તમે એની માને જોઈ હોય તો !

ત્ર્યંબ૦—તારી મા કોણ છે ! છોકરી, આ ગામમાં તમે ક્યાંથી આવ્યાં ? અને તમે પેટ કેમ ભરોછો ?

જમ૦—પેટ કેમ ભરીએ છિયે ! હું શું કહું ? કદી મળેછે, કદી ભુખ્યાં રહીએ છિયે. અમે આખો દહાડો, કોઇવાર આખી રાત, પણ સૂતર કાંતીએ છિયે, શીવીએ છિયે, અને પેટ ભરીએ છિયે. માણેકબાઈએ પોતાને ઘેર અમને રહેવાને

જગ્યા આપીછે. તેણે મને ખેતરમાં બાજરિયાં વીણવા આ-
જજ મોકલી હતી; તે પહેલી ખેપજ એમ થયું.

**રામ૦**—( જમનીના કાનમાં ) આજ તારૂં ભાગ્ય સારૂં, બ્હેણુ બાપાની આજ્ઞા લેઈ મૂકનાર છે; પછી તને વીણ્યાવગરજ દાણા મળશે.

**ચંબ૦**—પણ આગળ તમે ક્યાં હતાં?

**જમ૦**—અહિંથી થોડાક ગાઉઉપર રેણુકાપુરીમાં હતાં. ત્યાં ઘણી મોંઘવારી થઈ, માટે માણેકબાઈએ મારી માને કહ્યું કે તું અહિં આવ, હું તને જગ્યા આપીશ.

**ચંબ૦**—( એક તરફ જઈને ) લોક જ્યારે એક બીજાને એવા સહાય થાયછે ત્યારે પછી માતબરે કેટલી સહાય કરવી? (જમનીને) છોકરી, તારો બાપ જીવેછે? તે શો ધંધો કરેછે?

**રામ૦**—હું શરત કરૂં છું, કે તે વેતરો નહિ હોય.

**હીરા૦**—અને એની માને જોયાપછી હું પણ કરીશ.

**જમ૦**—( જરાક ગભરાઈને. મારો બાપ? મારે બાપ નથી. ખરે બાત મેં જોયોજ નથી. હું જન્મતાં પહેલાંજ તે મુઓ. ઓ: હો:! જો આજ તે જીવતો હોત તો કેવું સારૂં થાત!

**ચંબ૦**—તે કોણ હતો એ તું જાણેછે? અને તેનું નામ શું તે કહે.

**જમ૦**—મારી મા તમને તે ઠીક કહેશે.

**ચંબ૦**—તે મારી સાથે બોલશે?

**હીરા૦**—હા તે હમણા અહિં આવશે. હું લગારેક પાછળથી આવુંછું એમ તેણીએ અમને કહ્યું.

**ચંબ૦**—છોકરી, તને શીખામણ કોની?

**જમ૦**—તે સઘળું મારી માએ કર્યું. મને લખતાં વાંચતાં તેણીએ શીખવ્યું; હમણા તે મને પરમેશ્વરનો ભજનમાર્ગ શીખવેછે, અને ચિત્ર કાઢતાં પણ શીખવેછે.

**ચંબ૦**—ચિત્ર કાઢતાં! તો હવે મારી નિશાં થઈ કે એ કોઈ મોટા કુટુંબમાંનાં દરિદ્રથી આવી દશાને પામ્યાંછે.

**હીરા૦**—ઓ: હો:! તે પેલી આવેછે.

રામ૦—એજ કે તે ?

ત્ર્યંબ૦—(એક કોરે) એમનું વર્તમાન સાંભળવાને હું ઘણો ઈંતેજારછું. આ છોકરીની આકૃતી ઉપરથી મને એના બાપનું ભાન થાય છે, પણ પકું સાંભરતું નથી.

## પ્રવેશ ૯.

ત્ર્યંબકરાય, જોઈતીબાઈ, રામરાય, હીરાબાઈ, જમની.

જમ૦—(માને ભેટવાને દોડેછે. મા ત્ર્યંબકરાયને દેખીને ગભરાયછે) આવ, મા, આવ, બીશ નહિ. આ તે બેઉ છોકરાંના બાપ કે જેણે આપણા ઉપર ઘણી મમતા કરી, અને જેવાં એમનાં છોકરાં તેવાજ એઓ પણ દયાવાન છે. (જોઈતીબાઈ હળવે હળવે આગળ આવેછે. હીરાબાઈ આગળ જઈને હેતથી તેનો હાથ ઝાલીને તેને બાપની પાસે લાવેછે.)

હીરા૦—મારા બાપને સર્વ સમાચાર માલૂમ પડ્યા; હવે નવું નહિ કહેવું પડે.

જોઈ૦—મહારાજ, મારી જમની ચોર છે એવું તો તમારા ધ્યાનમાં આવ્યું નથી ?

ત્ર્યંબ૦—બાઈ, તમારી છોકરીને અને તમને જોઈનેજ તમારૂં ભલાપણું સ્પષ્ટ દેખાયછે.

રામ૦—તેનું નામ જમની કે ? એ નામજ કહેછે કે એ દાણા વીણીને પેટ ભરવા સારૂ અવતરી નથી.

જોઈ૦—શું કરિયે, દરિદ્રાવસ્થા ઘણી કઠણ છે, પણ જ્યાંસુધી અમારે હાથથી ખોટું કર્મ થયું નથી ત્યાંસુધી અમે—

ત્ર્યંબ૦—ગરીબીની લાજ કોઈએ રાખવી નહિ. સદ્ગુણ છે ત્યાં પણ તે જણાયછે. બાઈ, હવે હું બરાબરી કરીને પૂછુંછું ક્ષમા કરજો, તમારૂં નામ શું ?

હીરા૦—એનું નામ જોઈતીબાઈ મેડતણી.

જોઈ૦—હવે હું તમારાથકી મારી ખરી હકીકત છાની રાખતી

નથી. હું એવા દહાડા કાઢુંછું, અહિં મારો ઉપાય નથી એવું રાયજી સાહેબના મનમાં આવે માટે કહુંછું;—મારા મનમાં છે કે તેમનો અપવાદ થાય નહિ. (છોકરાં તરફ જુએછે) ગરીબાની લાજસારૂ નહિ, પણ જો મારૂં નામ પ્રગટ થયું તો પછી હલકી જાતિના લોક જે કોઈ નીચ હશે તે મને હશીને સંતોષ પામશે; શામાટે જે કોઈ સમયે મોટા માણસથકી તેમના ગરીબપણાનો તેવોજ તિરસ્કાર થાયછે.

**રામ**૦—વારૂ ત્યારે હું સાંભળતો નથી.

**હીરા**૦—હું કોઈને એ વાત કહીશ નહિ. હું બઇજ કહુંછું જે તમે ગમે તે હો, પણ જમનીને હું મારી બહેનપણી કરીશ.

**અંબ**૦—બાઈ, કહુંછું તે બઇજ માનજો. મારા મનમાં એમ આવ્યુંછે, કે નિશ્ચય તમારૂં કલ્યાણ કરવું, માટે હું આટલું લંબાવીને પૂછુંછું.

**જોઈ**૦—હું ગરીબ પણ મોટા કુળમાં ઉત્પન્ન થઈછું. આઠ વર્ષ થયાં મારા બાપે મને વીરસિંહ મેડતીઆ લશ્કરી સરદારને આપી.

**અંબ**૦—વીરસિંહ મેડતીઆ! વીરસિંહ!

**જોઈ**૦—અમારૂં લગ્ન થયાપછી અમે રતનપુરમાં આવ્યાં, ત્યાં મેડતીઆનું વતન હતું.

**અંબ**૦—હા તેજ! તેજ! આ છોકરીના ચહેરા ઉપરથી તે સાફ દેખાયછે કે તેજ.

**જોઈ**૦—તે કેમ રાયજી?

**અંબ**૦—આગળ બોલો, બાઈ.

**જોઈ**૦—હું હવે થોડામાંજ કહુંછું. અમે સંસારમાં સુખનો અને પોતામાં પરસ્પર પ્રીતિનો અનુભવ લેવા માંડ્યો, એટલામાં અરે દેવ! કઠણ ચાકરીએ કરીને તેમનું શરીર બગડ્યું, અને મારૂં કર્મ ફુટ્યું તેથી એમ થયું! (તે રડેછે.)

**હીરા**૦—(જમનીને બહેન, તું વહેલીજ બાપ વિનાની થઈ.)

**જમ**૦—અરે દેવ! જન્મતા પહેલાંજ.

જોઈ૦—ઘરધણી મુઆ ત્યારે આ છોકરી મારા પેટમાં હતી. મારા નિર્દય દિયરે મને પેટે છોકરો નહિ જાણીને ઘરમાનું સર્વ ઠેકાણે કરીને પછી તેણે જે ઉહાવીને આપ્યું તે લેવું પડ્યું.

ચંબ૦—એ ઉપરથી તમને ઘણું થોડું આપ્યું હશે એમ દેખાયછે.

જોઈ૦—તે ઉપર અમે થોડા વર્ષ રતનપુરમાં કાઢ્યાં, પછી સર્વ વેચીને નામ છુપાવીને અમરપુરમાં આવ્યાં. ત્યાં માણેકબાઈ મળી તેણીએ આ ગામમાં આણ્યાં.

હીરા૦—અરે તે આપણી માણેકબાઇ, બાપા.

જોઈ૦—પહેલાં મારે હાથે તેના ઉપર કાંઇક ઉપકાર થયો હતો, તે સંભારીને તેણીએ મને પોતાને ઘેર બોલાવી. તે અમારી ઘણી ખબર લેછે. કે તમે મારો અંતકાળ સાચવજો અને આ મારી ઝુંપડી છે, તે મારી પાછળ તમેજ લેજો, એવી મારી વાત છે.

ચંબ૦—થયું, બાઈ. હવે તે માણેકબાઇને કૃતજ્ઞતા વિષયે મારાકરતાં વત્તો હું થવા દેનાર નહિ. આજને દિવસે બાઇ મને ઘણો આનંદ થયો, કે તમારા ધણીએ મારા ઉપર જે ઉપકાર કર્યોછે, તે વાળવાનો યોગ પરમેશ્વરે આણ્યો.

જોઈ૦—તે કેમ રાયજી સાહેબ, તમે મારા ઘરધણીને ઓળખતા હતા?

રામ૦—આ જમનીના બાપને?

હીરા૦—અરે! મારી જમની, હવે મને જણાયછે કે તને અમે અમારે ઘેર રાખિયે, પણ તને શું થયું? તું કેમ રડેછે?

જમ૦—ના, મને આનંદનાં આંસુ આવેછે.

ચંબ૦—તમારા ભર્ત્તાએ તો મારો પ્રાણ બચાવ્યોછે. ઓહો! હું આજ કેવો તો સુખી, જે તે પુરૂષની બાયડીની અને છોકરાંની સેવા મારા હાતથી થશે! પહેલાં લડાઈમાં હું તેના હાથ હેઠળ ચાકરી કરતો હતો. એક સમયે શત્રુના હાતમાં જઈ પડ્યો, ત્યાં મારા ઉપર એક બારગીરે ઘોડો ઊહાવ્યો, અને હું તો શ્રમથી છેક થાક્યો હતો, તે વખતે જો

મેડતીઆ ઠાકોર આગળ આવ્યા ન હોત, તો હું આજ લગણ જીવતો ક્યાંથી રહેત?

જોઇ૦—હું પણ તેમનું શૂરાપણું સાંભળતી હતી.

અંબ૦—ત્યારપછી એક સમયે હું પોતાની પાયગાસાથે કામ ઉપર હતો ત્યાં શત્રુએ એકાએક અમારા ઉપર છાપો મા- રીને પકડી લીધા, અમારૂં સર્વસ્વ લૂંટી લીધું, મને જખમ લાગ્યા—એ ખબર મેડતીઆ ઠાકોરને માલૂમ પડતાંજ તેણે શત્રુભણીના સેનાપતિ જાદવરાય હતા, તેમને સિફારિસ પત્ર મોકલીને મારી આબરૂ રખાવી. મારા ઘા રૂઝાતાં બે વર્ષ થયાં. પછી હું ત્યાંથી છૂટીને ઘેર આવ્યો, અને વીરસિં- હજીને મળવા આવવાનો હતો, એટલામાં એકાએક અમા- રી રવાનગી હિંદુસ્તાનભણી થઇ, ત્યાં હું પરણ્યો; અને છ વર્ષ રહીને પોતાના દેશમાં આવ્યો અને શોધ કાઢ્યો ત્યારે સાંભળ્યું જે મેડતીઆ ઠાકોર વૈકુંઠવાસી થયા. એવા પુરૂષના બાયડી છોકરાંને વિપત્તિ! એ મારા ધ્યાનમાં નહિ તેમાં આજ તમને જોઇને મારી છાતી ફાટી ગઈ, બાઈ.

જોઇ૦—એ પરમેશ્વર! તેં અહિં મને લાવીને આ શો ચમ- ત્કાર કર્યો!

શામ૦—(જમનીને) શું તારા બાપાએ મારા બાપાનો પ્રાણ બચાવ્યો?

હીરા૦—હવે અમે કેટલી વત્તી તમારી મમતા કરિયે!

અંબ૦—જમની, બેટા આવ અહિં, હું છું ત્યાંસવી તું પોતાનો બાપ જીવતો છે એમ જાણજે હો. મારાં છોકરાં, તમારી મા મુઇ, તેની જગ્યાએ તમે આ બાઇને મા કહેો. બાઇ, તમે જમનીને શીખવી (જમની તેનીપાસે જાયછે અને તેનો હાથ પકડેછે) તે ઉપરથી મને જણાયછે કે તમે મારાં છોકરાંને વિદ્યાભ્યાસ કરાવવાને યોગ્ય છો. હું તમારી સંભાળ કરીશ. ફરીથી દરિદ્રતાની પીડા તમને થવા દેનાર નહિ. (જમની હજી તેમનો હાથ ઝાલી રહીછે.) હા છોકરી, હું તને મારી છો-

કરી પ્રમાણે પાળીશ. તું પોતાના ઉદાર બાપની પ્રીતિમાં છે, માટે મારી અત્યંત પ્રાતિપાત્ર છે, કેમકે તે મારે ગુરૂને ઠેકાણે હતો.

જોઈ૦—(ઓડકાર આવ્યોછે) રાયજીસાહેબ, તમારા ઉપકારનું વર્ણન કહેવાને મને શબ્દ મળતો નથી, પણ મારા અંતરમાં જે જે થાયછે તે આ મારા આનંદનાં આંસુ કહેછે.

હીરા૦—(તેને મળેછે) મારી પ્રાણ સરખી, મારી નવી મા! તો હવે તું નિત્ય અમારીપાસે રહીશ નહિ વારૂ? તું જો, અમે તારી આજ્ઞામાં કેવા રહીએ છિયે.

રામ૦—હા, અને જમનીને બીજી બહેન પણ થઈ. હવે એને દાણા વીણવા જવું નહિ પડે. અરે દુષ્ટ હરજી! હવે હું તારા ચાળા પાડીશ.

જોઈ૦—મારાં લાડકાં છોકરાં, તમે મને કેટલો આનંદ ઊપજાવોછો! હવે મને એકલીને તમે ત્રણ છોકરાં થયાં, માટે તમારો આદરસત્કાર હું મારા મનથકી કરીશ. (અંબકરાયને) રાયજીસાહેબ, આજ્ઞા આપશો તો આ સુખસમાધાનનું વર્તમાન હું માણેકબાઈ ડોશીને જઈને કહીશ; એ સાંભળીને તેને હર્ષનો વાયુ થશે.

અંબ૦—ઠીક છે, બાઈ. એટલામાં હું પણ ઘેર જઈને તમારે સારૂ એક ઓરડી તૈયાર કરાવુંછું.

હીરા૦—બાપા, હું મારી નવી મા સાથે અને જમની સાથે જાઊં?

રામ૦—અને હું પણ જાઉં? બાપા, મને એમની સાથે જવું ગમેછે.

અંબ૦—સુખે જાઓ, છોકરાં. અને પછી જોઈતીબાઈને અને જમનીને આપણે ઘેર તેડી લાવજો, હો. માણેકબાઈને પણ આજ આપણે ઘેર જમવાને નોતરૂં દેજો.

રામ૦—(જમની ટોપલી લેવા જતી હતી તેને) નહિ, નહિ, જમની, તેને તું હમણા અડીશ નહિ, ત્યાંજ રહેવા દે.

જમ૦—રાયજી, હું એ ટોપલી કરોડ રૂપિઆ સારૂ પણ કોઈને

આપનાર નહી. મારો અને મારી માનો જે આજ ભાગ્યોદય થયો તેનું મૂળ એ ટોપલી છે. ના, મારી વહાલી પ્રાણ સરખી ટોપલી, તને માથા ઉપર લેવાને હું લાજીશ નહી.

(તે ઘણું બળ કરીને ઊંચકેછે.)

હીરા૦—એટલું તો કર, કે માંહેલાં બાજરિયાં કાઢ. એટલે તે હલકી થશે.

જમ૦—કેમ કાઢીશ? તે બાજરિયાં મારાં છે, મને તે પેલા ડોસાએ આપ્યાંછે એ વિષે તમારો હરજી ગમે તે કંઈ કોહે નહિ; તે તો હું માણેકબાઈને ભેટ કરીશ.

અંબ૦—તેને હું વીસરનાર નથી. આજથકી જન્મસુધી હું તેને નિત્ય અન્ન આપીશ.

જોઈ૦—પરમેશ્વર તમારૂં કલ્યાણ કરો, અને તમારાં છોકરાં તમારાં જેવાં ધાર્મિક થઈને તમને સર્વદા આનંદ કરો!

(સઘળાં ઊઠીને જાયછે.)

---

## ગંગા અને જમના.

પ્રાતઃકાળે વસંત ઋતુમાં એક દિવસે એક શ્રીમંત પટેલની છોકરી નામે ગંગા હાજરીને સારૂ સુખડી સાથે લેઈને પોતાના બાપની વાડીમાં ગઈ હતી. મનમાં એવું કે ચાર ઘડી અહિં તહિં ફરીને હાજરી કરૂં તો રૂચિ વધ્તી થાય.—તે ત્યાં સઘળી વાતથી આનંદ પામી. પદાર્થમાત્ર ચઢતા દહાડાની શોભાને અનકુળ થયા તેણે કરીને તેની સર્વે ઇંદ્રિઓને સુખ થયું—મંદ સુગંધ, શીતલ વાયુના સ્પર્શ થકી, ત્વચાને; મધુર ફળના રસથકી, રસનાને; પુષ્પના સુગંધથકી, ઘ્રાણને; પક્ષીઓના મધુર શબ્દથકી, કર્ણને; એ પ્રમાણે તે ગંગા ત્યાં સર્વ વિષયથકી આનંદ પામીને સાત્વિક ભાવ પામીછે, એટલામાં ત્યાં કોઈનાં પગલાં વાગ્યાં. તે સમયે ચકિત થઈને જુએછે તો સાંમેથી એક છોકરી હાતમાં લૂખો બાજરીનો રોટલો લેઈને મોટી રૂચીથી ખાતી ખાતી પોતાને ભણી આવેછે એવું જોયું. તે પણ

ત્યાં રમવાને માટે આવતી હતી. તેની દૃષ્ટિ અહિં તહિં જોયાથી ચંચળ હતી, માટે તે પાસે આવી ત્યારે તેણીએ ગંગાને જોઈ; જોતાંજ તે નીચું ઘાલી સ્તબ્ધ રહી, પછી જેવી હરણી ભય પામે તેવી બીને પાછે પગે નાસવા માંડ્યું, તે સમયે ગંગા કહેછે, ઊભી રહે, ઊભી રહે, છોકરી, લગાર ઊભી રહે, અલી નાસેછે કેમ ? તે સાંભળીને તે વત્તી દોડી. ગંગાએ તેની પછવાડે પડીને મોટા કષ્ટથી તેને આડીવાટે પકડી પાડી તેને કહેછે, તું અંતે મારે હાથે પકડાઈ, કે? હવે ક્યાં જઈશ ? મેં તને જોરથી પકડીછે; તું હવે છૂટવા પામીશ નહિ. તે વેળા તે છોકરી નાશી જવામાટે ખેંચતાણ કરવા લાગી. તેને ગંગા કહેછે, છોકરી, તું એમ નહિ કર; હું કાંઈ દુઃખ દેતી નથી. તે સ્નેહાર્દ્ર અને કોમળ શબ્દ સાંભળીને છોકરીને ધીરજ આવી; પછી તે ગંગાસાથે પાસેના બંગલામાં ગઈ ત્યાં તેને પોતાની પાસે બેસાડીને પૂછેછે. ' છોકરી, તારો બાપ જીવેછે ?

**જમના.**—હા, બાહેન.

ગંગા.—તે શો ધંધો કરેછે ?

**જમ૦**—પેટને સારૂ ગમે તે કામ કરેછે. આજને દિવસે તે તમારા બાગમાં કામ ઉપર રહ્યોછે. તે મને પોતાની સાથે તેડી લાવ્યોછે.

ગંગા.—હેં ! પેલો જાડો ભીમો તારો બાપ ! પણ તું આ હાજરી શાની કરેછે ? મને જોવા દે એ શું ખાયછે. ( તે તેમાંનો થોડાક રોટલો ખાઈ જુએછે ) અરેરે ! આ શો જાડો અને ભારે છે, મારાં ગળામાં ખૂંચતોજ ગયો. તારો બાપ તને એથી સારો કેમ આપતો નથી ?

**જમ૦**—તેની પાસે તમારા બાપા જેટલા પૈસા નથી માટે.

ગંગા.—પણ તે મજૂરી કરીને મેળવેછે કે નહિ? તેટલામાં તેનાથી તને તાજો રોટલો અપાય નહિ ? એની સાથે કાંઈ શાક તો ?

**જમ૦**—હા, જો હું તેને એકલીજ હોત તો. પણ અમે પાંચ જણાં છિયે, સઘળાંએ ઘણું ખાનારાં. વળી કોઈને ઝબલું

જોઇએ, કોઇને અંગરખો, કોઇને ટોપી; તેનો પણ ખર્ચ છે. કોઇવેળાએ મારા બાપને, શું કરૂં ? એવું થાય છે. તે કહેછે કે સઘળી મહેનત કરી તે વ્યર્થ. મારાથી એમને જાડું મોટું વસ્ત્ર પણ પૂરૂં થતું નથી.

ગંગા.—ત્યારે તમે કદી સુખડી ખાધી નહિ હોય.

જમ૦—સુખડી તે શું છે ?

ગંગા.—આ જો મારા હાથમાં પ્રત્યક્ષ.

જમ૦—અરે બહેન! મેં એ કદી મારા જન્મમાં જોઇ નહિ હતી.

ગંગા.—થોડીએક ખાઇ જો, બીશ મા. આ જો હું ખાઉછું.

જમ૦—(આનંદ) આહા! બહેન! કેવી તો સારી છે!

ગંગા.—ખરૂં જ—વારૂ, તારૂં નામ શું છોકરી?

જમ૦—(ઊઠીને તેને નમેછે) તમારી સખી જમના.

ગંગા.—વારૂ ત્યારે, જરાક અહિં ઊભી રહે. હું મારી મા પાસેથી કાંઇ તારે સારૂ માગી લાવુંછું—આ આવી, પણ તું જઇશ નહિ હો.

જમ૦—નારે બહેન, હવે હું શામાટે જઇશ ?

ગંગા દોડતી ગઇ, અને તેણીએ મા પાસે કાંઇ તે છોકરીને સારૂ શાકભાજી માગ્યાં. મા તેની ધર્મવાસના જોઇને સુખ પામી. તેણીએ વાડકીમાં થોડી ખીર અને પોળી તેના હાથમાં આપી. ગંગા તે લેઇને જમના પાસે દોડતીજ આવી, અને કહેછે, કેમ છોકરી, તને મેં ઘણી ખોટી તો નથી કરી? આ લે હવે તારો જાડો રોટલો પડતો મૂક, તે પછી તું ગમે તેટલો ખાજે.

જમ૦—(ખીર મોઢે માંડીને ઘૂંટડા ભરેછે) અરે, બહેન! આ અમૃતસરખું ગળ્યું છે. એવું મેં કદી ખાધું નહોતું.

ગંગા.—તને ભાવેછે એ જોઇને મને સંતોષ થયો. પ્રથમજ મારો નિશ્ચય હતો કે તને તે ભાવશેજ.

જમ૦—શું બહેન! તમે આ આવું નિત્ય ખાઓછો! અમે ગરીબે આવું કદી પણ ચાખ્યું સરખું નહોતું.

ગંગા.—સાંભળ ત્યારે; જ્યારે ત્યારે તું મારીપાસે આવતી જા. હું તને આવું નિત્ય આપતી જઇશ. પણ તું નીરોગી કેમ દેખાયછે. અલી! અરે તને કદી દુઃખ થતું નથી?

જમ૦—દુઃખ? શું મને? ના કદિ નહિ.

ગંગા.—તને કદી સળેખમ થતો નથી કે? અથવા તારૂં માથું દુખતું નથી કે?

જમ૦—તે રોગ કેવો હોયછે, બહેન?

ગંગા.—કોઇ એં એં કરવા લાગ્યું અને નાક નશિંકવા લાગ્યું, એટલે જાણવું જે એને સળેખમ અને ઊધરસ થયાંછે.

જમ૦—હેં હે! તેવું મને પણ કદી થાયછે. પણ તે શો રોગ છે?

ગંગા.—પછી તું શું કરેછે? ખાટલામાં પડી રહેતી હઇશ એમ જણાયછે.

જમ૦—ખાટલામાં પડી રહું! હા, પછી થયું! વળતી મારી મા ક્રોધ કરશે, કે હું આળસુ થઇ.

ગંગા.—નહિતો તારાથી શું કામ થવાનું હતું? તું છેક નાની છે.

જમ૦—કેમ મારે ગાયને સારૂ ઘાસ લાવવાનું નથી શું? અને બાળવાને સારૂ લાકડાં? ખેતર નીંદવાનું, દાણા વીણી લાવવાનું એ મારૂં કામ. અરે બહેન! અમારાથી કામ કર્યાવિના રહેવાતું નથી.

ગંગા.—અને તારી બહેનો તારા સરખીજ નીરોગી છે કે?

જમ૦—અમે સઘળાં નીરોગી છિયે, અને ઊંદરનાં જેવાં ઉદ્યોગી.

ગંગા.—વારૂ ત્યારે, મને એ વાતનો ઘણો સંતોષ થયો. પહેલાં મેં એવું જાણ્યું હતું જે પરમેશ્વર તમારા ગરીબના સમાચાર લેતો નહિ હોય, પણ જ્યારે તું નીરોગી છે ત્યારે પરમેશ્વરે તમને વીસાર્યાં નથી એમ મેં જાણ્યું. હું પણ સારીજ છું; પણ તારા જેવી બળવાન નથી. પણ છોકરી, તું અડવાણી કેમ ચાલેછે? પગરખાં કેમ નથી પહેરતી?

જમ૦—જો અમને સઘળાંને અમારો બાપ પગરખાં આપવા લાગશે, તો ખર્ચમાં બૂડચો જશે.

ગંગા.—તો તારા પગને કાંઇ ખુંચશે માટે તને ચાલતાં બો નથી લાગતો?

જમ૦—તેવું એકવાર પણ મારા મનમાં આવ્યું નથી. પરમેશ્વરે મારા પગનાં તળિયાં પગરખાં જેવાં કઠિણ કર્યાંછે.

ગંગા.—મારાં પગરખાં અપાત તો હું તને આપત. પણ તેં આવાનું કેમ મુક્યું?

જમ૦—વાતોમાંજ વખત જતો રહ્યો. હમણાં મારે ગાયને કાજે ઘાસ શોધી લાવવાને જવું જોઇએ. બારણે પહોર દહાડા ચઢ્યો, મારાં ભાંડુ ઘેર હાજરી કરવા માટે વાટ જોતાં હશે.

ગંગા.—વારૂ ત્યારે, તું આ ઘેર લેઇ જા.

જમ૦—વારૂ, એ હું ઘેર લેઈ જઇને મારી બહેનોને આપીશ.

ગંગા—આ તારી વાત મને બહુજ ગમી.

જમ૦—મને જે જે સારી વસ્તુ મળેછે તેમાંથી હું તેમને આપુંછું. એવી મારી ચાલ છે અને તેઓ પણ તેમજ કરેછે. ત્યારે હવે હું જાઉંછું. (તે નમીને જાયછે.)

ગંગા.—(નમેછે) પણ કાલે આ વેળા અહિં આવવાને વીસરીશ નહિ હો.

જમ૦—(વાર લગાડીને) જો મારી મા મને કંઈ મોકલશે નહિ તો હું બામુખા આવીશ.

પરોપકારના સુખનો ગંગાએ આ પહેલોજ અનુભવ લીધો. પછી તે લગાર વાડીમાં ફરીને મનનાં કહેછે, મેં આજ જમનાને કેવી સુખી કરી! તે મારી કેટલી ઉપકારી થઇ હશે! તેની બહેનો ખીર ખાઇને શો આનંદ પામશે! હું તેને જો ચણીઓ કાંચળી આપું તો કેટલો મોટો આનંદ થશે! બહેને મને થોડા દહાડા ઉપર ચણીઓ કાંચળી આપેલાંછે તે ઘણાં સારાં છે; પણ મને તેનો હવે અભાવ થયોછે. મારી પેટીમાં કાંઈ જૂનાં લુગડાં હશે તે હું સઘળાં શોધી કાઢીશ. તે મારા જેટલીજ ઉંચી છે. મારી કાંચળીતેને શરીરે ઠીક આવશે. ઓઃ હોઃ મારો જીવ ખરખરેછે, કે હું તેને સારાં લુગડાં પહેરેલી ક્યારે દેખીશ!

બીજે દહાડે જમના ફરીથી વાડીમાં આવી, તે વેળા ગંગાએ તેને બરફી આપી. એ રીતે જમના ત્યાં નિત્ય આવે, અને ગંગા તેને નિત્ય નિત્ય નવા પદાર્થ આપે. તેની પાસેના પૈસા થઇ ચુક્યા, ત્યારે તેણીએ કાંઇ માની પાસે માગ્યા. તે તેને માએ મોટા હેતથી આપ્યાં. એક દિવસ માએ તેને ઉત્તર દીધો, તેથી તેને ઘણું માઠું લાગ્યું. તે માને કહેતી હતી જે મને પૈસા આપ; જમના અડવાણી ચાલેછે, તે માટે હું તેને પગરખાં લેઇ આપીશ. માએ કહ્યું, હું પૈસા આપતી નથી. ગંગા બોલી કેમ? માએ કહ્યું, હું એનું કારણ તને પછી કહીશ. તું પોતાની વહાલી ઉપર એટલી ઘેલાતાળ થઇશ નહિ. એથી ગંગાને માઠું લાગ્યું. તે દિવસ તેને જમવું પણ સૂઝે નહિ. તે જમતી વખત સંજુરીઆ પીરસવાને લાવી, તે નિમિત્તે માએ જમનાની વાત કાઢી.

**રૂપબાઈ**.—હું જાણુંછું જે તારાકરતાં આ સંજુરીઆં જમનાને વધારે ભાવશે.

ગંગા.—હા મા, એ તેણીએ કોઇ દિવસ જોઇ નહિ હોય. એની કાંગરા પાડેલી કોર જોઇને તેને અચરજ લાગશે. મા તું કહે તો હું તેને સારૂ એ લેઇ જાઉં; આ બેજ લેઇ જાઉંછું; જાઉં?

**રૂપ૦**—તે મારા મનમાં આવતું નથી.

ગંગા૦—કેમ વારૂ? મા, તું ધર્માત્મા થઇને એવું કેમ બોલેછે? સવારે મેં પગરખાંને સારૂ પૈસા માગ્યા તે પણ તેં ન આપ્યા. એ ઉપરથી એમ જણાય છે, જે જમનાએ તને કાંઇ દુઃખ દીધુંછે. વાડીમાં તેણીએ કાંઇ આપણો બિગાડ કર્યોછે કે શું, મા? તેવું હશે તો તેના કાનમાં કાંકરા ઘાલીશ.

**રૂપ૦**—ના, ના, મારી લાડકી. જમનાએ મને દુઃખ દીધું નથી, પણ તેના ઉપર તું એટલી મમતા કરીને તેને સુખી કરનાર કે દુઃખી તે કહે વારૂ?

ગંગા.—સુખી કરવાની એમાં સંશય શો? પરમેશ્વર કરે અને મને તેને વિષે વિપરીત વાસના ન થાય.

રૂપ૦—હું પણ જાણુંછું જે તે સુખી રહે. પણ છોકરી, આ ખરૂં કે તે સૂકો રોટલો ચાવીને હાજરી કરતી હતી?

ગંગા૦—ખરૂં મા. હું તને ખોટું શાને કહું?

રૂપ૦—અને તે હજુ પણ તેવા રોટલા ઉપર સંતુષ્ટ છે કે નહિ?

ગંગા.—અરે મા, એમાં શું કહેવાનું! હું જેમ દહિં ભાત રૂચિથી જમુંછું, તેથકી વત્તી રૂચિએ તે પોતાનો જાડો રોટલો ખાયછે.

રૂપ૦—એ ઉપરથી મને જણાયછે કે તેને ભૂખજ મારો લાગેછે. પણ તે અડવાણી ચાલેછે એ મને સારૂં લાગતું નથી.

ગંગા.—હું તેને સદા અડવાણી દેખુંછું. જોઇ એ તો તું માજીને પૂછ, જે હું ખરૂં કહુંછું કે નહિ.

રૂપ૦—ત્યારે તે કાંકરા ઉપર, ઘાસ ઉપર ચાલતી હશે, તેવારે તેના પગને ઠેશો વાગીને, કાંટા ભાગીને, લોહી નીકળતું નહિ હોય?

ગંગા.—તે કાંઇ થતું નથી. તે હરણી સરખી અહિંથી તહિં દોડેછે, અને કહેછે, પરમેશ્વરે મારા પગનાં તળિયાં પગરખાં સરખાં કઠણ કર્યાંછે. એ વાત શી સારી કરીછે!

રૂપ૦—હશે, તું કાંઇ જૂઠું બોલવાની નથી; પણ તું કહેછે તેવું હોવું મને કઠણ દેખાયછે; તનેજ જો સૂકો રોટલો આપ્યો તો તે ખાતાં તું વાંકું અને ચુંકું મોં કેવું કરીશ? એકાદો કડકો મારા દેખતાં ખાત તો હું પણ જોત.

ગંગા.—તે મારા ગળામાંજ ભરાઇ રહેશે.

રૂપ૦—અને તું ઊઘાડે પગે કેવી ચાલેછે તે મારે એકવાર જોવું છે.

ગંગા.—રીસે નહિ ભરાય તો કહુંછું, કાલે મારા મનમાં તેવું આવ્યું તેથી વાડીમાં હું જોડા કાઢીને અડવે પગે ચાલવા લાગી તે મને ઘણું કઠણ લાગ્યું. તેમજ ચાલી એટલામાં ઠેશ વાગી અને પગ દુખાયો, તેની મને એવી કળ આવી, જે શું કહું? પછી તેવીજ હળવે હળવે પાછી જઇને મેં ફરીથી

જોડા પહેર્યાં, અને નિયમ લીધો, જે હવે ફરીને કદી અડવાણી ચાલીશ નહિ. અને ગરીબ બિચારી જમના રે ! તે બારે મહિના અડવાણી ચાલેછે.

રૂપ૦—પણ એ કેમ વારૂ, કે તેના જેવોજ સૂકો રોટલો તારાથી ખવાતો નથી? અને તેની પેઠે તારાથી ઊઘાડે પગે ચલાતું નથી?

ગંગા.—ટેવ નથી માટે, મને જણાયછે.

રૂપ૦—તો હવે સાંભળ. જો તું તેને તારા જેવી સારૂં સારૂં ખાવાની અને જોડા પહેર્યાની ટેવ પાડીશ, તો પછી તેને જાડો રોટલો ખાવો, અને ઊઘાડે પગે ચાલવું કઠણ પડશે. ત્યારે હવે તને જણાયછે કે આપણે તેનું સારૂં કર્યું ?

ગંગા.—પણ હું તેનું જન્મસુધી પૂરૂં કરીશ.

રૂપ૦—ઘણી સારી વાત છે, પણ તને જે પૈસા મળેછે તેટલામાં તું તેને પાળીશ કે?

ગંગા.—શી ચિંતા છે, થોડું થોડું તું પણ આપજે.

રૂપ૦—આપણે ગરીબને ધર્મ કરવો એ ઘણું સારૂં છે, પણ તે ધર્મ કરવાને તને એકલી જમનાજ છે શું ?

ગંગા.—ના, મને બીજાં પણ ગરીબ ઘણાં દેખાયછે; બે છોકરીઓ તો આપણા ઘરની પાસેજ છે, તેમને બાપ નથી અને મા નથી.

રૂપ૦—અને તેમને બીજાના ધર્મની બહુ ગરજ છે નહિ ?

ગંગા.—ખરી વાત.

રૂપ૦—ત્યારે જો તું પકવાન અને મીઠાઈઓ સઘળું જમનાનેજ આપીશ અને બીજાં ભૂખે મરેછે તે ગરીબનો સમાચાર લેઈશ નહિ, તો તે નીતિ નહિ. એવું જે કોઈ કરેછે તેને અઘટતું કહેછે.

ગંગા.—કોઈ દહાડો હું તેમને પણ આપીશ, પણ જમના મને ઘણી વહાલી લાગેછે.

રૂપ૦—વારૂ, પણ તેનું પૂરૂં કરતાં તું મુઈ ત્યારે—

ગંગા.—ત્યારે તે મારે નામે ઘણું રડશે, એમાં શો સંદેહ !
૩૫૦—હા; તે મને માલૂમ છે. પણ તે પાછી દરિદ્રમાં પડશે નહિ શું? અને સારૂં ખાવાની અને પહેરવાની લાલચે એકાદું ખોટું કર્મ આચરશે નહિ? પછી તેનો દોષ કોને માથે?
ગંગા.—(લગાર ખિન્ન થઇને) તે દોષ મારે માથે આવે એમ જણાયછે, મા, તો એવું થાયછે જે હું તેને આજથી કાંઇ ન આપું; કેમ વારૂ ?
૩૫૦—હું છેક એવું કહેતી નથી. તું તેને કોઇ કોઇ દહાડા ગળ્યા પદાર્થ આપતી જા. તેને એકાદું ઓઢવાનું વસ્ત્ર પણ આપ.
ગંગા.—હા, તે મારા મનમાં આવ્યુંછે. તું કહે તો હું તેને મારી ઓઢણી આપું.
૩૫૦—ખરૂંજ; તારી બારીક ઓઢણી તેને ઘણીજ કામ આવશે. તેના બીજાં લૂગડાં ખાદીના, અને ઓઢણી માત્ર—ઓઃ હો ! શી સારી શોભશે !
ગંગા.—ખરી વાત, મા; પછી એનો વિજોડ થાટ જોઇને જે તે તેની ભણી આંગળી દેખાડવા લાગશે, તો હવે કેમ કરવું વારૂ ?
૩૫૦—હું તો એમ કરૂં કે, કેટલાક દહાડાસૂધી પૈસા સાચવું; અને જમનાને જે તરત જોઇએ છે, તે સર્વ એકી વારે લેઇ આપું. ગરીબનાં છોકરાં લૂગડાં વાપરેછે, તેવાંને વધતાં પૈસા પડતા નથી. ગંગાએ માનો ઉપદેશ સાંભળી લીધો. પછી આગળ તે જમનાને ખાવાના પદાર્થ કરતાં તેને કામ આવે એવા પદાર્થ વધતા આપવા માંડ્યા. કોઇ વેળા તે તેને કામળો આપે, કોઇ સમયે ચણીઓ તથા તેને શીખવવાસારૂ ગામના મહેતાજીને તે કાંઇ આપતી. તે ઉપકાર સંભારીને જમનાની પણ મમતા ગંગા ઉપર ઘણી થઇ. તે જ્યારે આવે ત્યારે ગંગાને પૂછે, મને કાંઇ કામ કહો. મારા હાથથી થઇ શકે એવું કાંઇ કામ છે? તેને ગંગા જ્યારે

એકાદું કામ કહે, ત્યારે જમના ગંગાને વધતી પ્રસન્ન કરવા માટે તે કામ મોટી પ્રીતિથી કરે. એક દિવસે વાડીના દરવાજાપાસે આવીને જમનાએ ગંગાની વાટ જોઇ. તે દિવસે ગંગા ત્યાં આવી નહિ. બીજે દિવસે ફરીથી ત્યાં ગઇ તે દહાડે પણ આવી નહિ; એમ ચાર પાંચ દહાડા ગંગાનો મેળાપ થયો નહિ, માટે તે ઘણી ધાબરી થઇ, અને મનમાં વિચાર કરેછે, પરમેશ્વર, એવું તો નહિ હોય, કે ગંગાની મમતા આજ મારા ઉપર ઓછી થઇ ? મેં અજાણે તેને કાંઇ દુખવિતો નહિ હોય ? તે મને જણાય તો હું તેની પાસે જઇને ક્ષમા માગીશ. તેના બાહેનપણા વગર હું જીવતી રહેનાર નથી. પછી જમના ગંગાને ઘેર ગઇ તો રૂપબાઇની કણબણ ઘરમાંથી બારણે આવી. તેને તે ઉભી રહીને પૂછેછે, આજ ગંગાબાઇ ક્યાં છે ? તેણીએ ઉત્તર દીધો, ગંગાબાઇનો ભરોસો જણાતો નથી, બાઇ, તે હવે ઘણા દહાડા બચવાની કઠણ; બાઇ મને ઘણો ભો લાગેછે. કોણ જાણે, તે આ વેળાજ જીવતી હશે કે નહિ હોય એનો ભરોસો અપાતો નથી. તેને શીતળાદેવી આવીછે, તે સાંભળીને "અરે પરમેશ્વર ! તું તેને મરવા દેઇશ નહિ" એવું કહેતી કહેતી જમના રૂપબાઇની ઓરડી ભણી દોડી. તહીં જઇને કહેછે, "બાઇ, પરમેશ્વર સારૂ, મારી ગંગાબાઇ ક્યાં છે તે દેખાડો, મારે તેને જોવી જોઇએ." રૂપબાઇએ તેને વારી, તોપણ તે ઓરડીમાં પેઠીજ, ત્યાં તેનો ઉપાય નહિ. ગંગાના શરીરમાં તાવ ઘણો ભરેલો હતો; આમથી તેમ વળવાનું સામર્થ્ય રહ્યું નહોતું. તેનાં સગાંમાંનું કોઇ તેની પાસે ઊભું રહે નહિ, તે જોઇને તેને ઘણુંજ દુઃખ થયું. ગંગાને જોઇને જમનાની આંખોમાંથી આંસુની ધારા ચાલી. તેણીએ તેનો હાથ ઝાલીને તેનું ચુંબન કર્યું અને કહેછે, "અરે મારી અન્નદાતા ! મેં તને આજ આવી જોઇ ! મારી બહેન, તું મરીશ નહિ; હું તને પગે લાગુંછું. તું ગઇ તો મારો સમાચાર કોણ લેશે

વારૂ? હું તારી પાસે રાત દહાડા રહીને, ચોકી કરીશ, તથા તારી ચાકરી કરીશ. એ તું મને કરવા દેઇશ કે?" ગંગાએ આંખે કરીને અને હાથ દાખીને તેને જણાવ્યું જે, "તું મારી પાસે રહીશ તો મને ઘણું સારૂં લાગશે." પછી રૂપબાઇનાં વિચારથી જમના ગંગાની ચાકરી કરવા રહી. તેણીએ વય પ્રમાણે તેનું ઘણુંજ જતન કર્યું. પોતાની પથારી ગંગાના ખાટલા જોડે પાથરી. ઓરડીમાંથી એક ક્ષણ પણ દૂર જતી નહિ. ગંગા લગાર ખોંખારે એટલે જમના "શું થયું? શું જોઇએ છે?" એમ પૂછવાને પાસે તૈયારજ છે. વૈદ્ય કહે તે ઓષધ તે પોતાને હાથે તૈયાર કરીને આપે. કરી પ્રમાણે ખાવાને આપે. વળી કોઇવાર કાંઇ કંડીઆ, વીજણા કરીને અથવા ચિત્ર કાઢીને, અથવા ગીત ગાઇને, અથવા જે જે કલ્પનામાં આવે તે તે કરીને જમના ગંગાનું દુઃખ વીસરીને જેવી ગમત થાય તેમ કરે. ગંગાની આંખો આઠ દિવસસુધી મીચેલી હતી તે દહાડા તેના ઘણાજ કઠણ ગયા તવારે ગંગાને જે ગમે તે વાત જમના પુસ્તક વાંચીને તેને સંભળાવે. ગામમાંની વાતો તથા કહેણીઓ કહે. તેને વારે વારે ધીરજ આપે, અને કહે કે, "તું બીશ નહિ. જેવી તેં મારા ઉપર દયા કરી, એવી પરમેશ્વર તારા ઉપર કરશે અને તને વહેલો કરાર કરશે હો, મારી અન્નદાતા ગંગાબાઇ." એ શબ્દ બોલતાં તેની આંખોમાંથી આંસુની ધારા ચાલે; તેટલામાં તે લૂછીને તે ગંગાને કહે, "મારી ગંગાબાઇ, હું તારો વખત જવાને એકાદું ગીત ગાઉં કે?" ગંગા અણુસારે માત્ર કહે- પછી જમનાને જેટલાં ગીતાં આવડતાં હોય તેટલાં ગાય. એપ્રમાણે ગંગાને આનંદ પમાડીને તેનો વખત સુખે કઢાવે. આગળ હળવે હળવે તેના શરીરને કરાર થયો. આંખો ઊઘડવા લાગી, નબળાઇ ગઈ, ફોલ્લા સૂકાયા, ચાઠાં પડચાં તથા ભૂક લાગવા માંડી. ઓઢા ઉપરના ફોલ્લા માત્ર લગાર લીલા હતા. એવો તેને દહાડે ફેર જોઇને જમ-

નાને આનંદ થયો, કે એ હવે જીવતી રહી, નહિતો મારી નહિ એવી થઈ હતી. પછી ગંગાની પણ તેના ઉપર ઘણીજ માયા થઇ. તે વારે વારે તેને કહે, કે તેં મારા ઉપર જે ઉપકાર કર્યાછે, તેનો ગુણ હું કેવો માનીશ ? તેણીએ માને પૂછ્યું કે જમમાને શું આપવું ? મા બોલી, તે હું આપીશ, છોકરી, તું રાજી થઇશ એવું આપીશ, તેના ઉપકાર તારા ઉપર અને મારા ઉપર પણ ઘણા થયાછે. પછી રૂપબાઈએ જમનાને કાજે ચણીઓ, ચોળી, ઓઢણીઓ, સાડીઓ, ઢીંઘલીઓ એવું લાવવાને કહ્યું. ગંગા બોલી, હું તેને તે મારે હાથે આપીશ. જમનાને આપવાનાં રમકડાં, લુગડાં આણ્યાં તે દિવસે ઘરનાં સર્વને આનંદ થયો. ગંગાનાં સગાંવહાલાં સઘળાં આવ્યાં હતાં, તે સર્વ ગંગાને જોઇને ખુશી થયાં. ગંગાના મનમાં મોટો હર્ષ કે "જમનાને બક્ષિસ આપવાને અને તેના ઉપકાર વાળવાને પરમેશ્વરે મને મોટું સામર્થ્ય આપ્યુંછે" એવો સર્વને આનંદ થયો અને તે સર્વ વાડીમાં ગયાં. જ્યાં ગંગાની અને જમનાની પહેલી ઓળખાણ થઇ હતી ત્યાં ગંગાએ જમનાનું મોટું સન્માન કરીને તેને ઢીંગલીઓ આપી અને પોતાને હાથે તેને લુગડાં પહેરાવ્યાં. જમના પણ પગથકી માથાસુધી તે સુંદર વસ્ત્ર પોતાને પહેરાવ્યાં જોઇને ઘણી સંતોષ પામી.

---

## નાનો જગુ.

ભગવંતરાય દેશાઇ એક દિવસે પોતાની વતનવાડીની ચોકસાઇ કરીને ગામથકી પાછા આવતા હતા. વાટમાં આવતાં તેમણે કોઇને મસાણના ચોતરાપર વિલાપ કરતાં સાંભળ્યો. તે મોટા માણસ ઘણા દયાવાન હતા. તેમણે વિલાપ કરનારાની મદદને સારૂ જવું એ બુદ્ધિએ ઘોડાઉપરથી ઊતરીને ચોતરા ઉપર ચઢવા માંડ્યું; ત્યાં જુએછે તો કોઇ માણસને તરતજ

દાટી ગયુંછે, તે ઉપર એક કળમીનું છોકરૂં પાંચ વર્ષનું રડતું બેઠેલુંછે. ભગવંતરાય તેની પાસે ગયા અને કહેછે, છોકરા, તું અહિં શું કરેછે ?

છોકરૂં.—હું મારી માને બોલાવુંછું. લોકોએ તેને કાલે અહિં સુવાડી તે હજુએ ઊઠતી નથી.

ભગવંતરાય.—છોકરા, તે મુઈ; તે હવે ઉઠનાર નથી.

છોક૦—હોવે, તે એમજ કહેછે જે તે મુઈ; પણ મુઇ માટે તેને મને ભેટવાને શી ચિંતા છે ? પરમ દહાડે તે મને સોનબાઈ પાસે મૂકી ગઇ, ત્યારે તેણીએ મને કહ્યું કે હું તને લેવાને આવીશ, પણ તે આવી નહિ. મારો બાપ પણ કંઇ જતો રહ્યો; મારા નાના ભાઈને પણ કોઈ લેઈ ગયું. હવે ગામના છોકરાં મને પાસે જવા દેતાં નથી.

ભગ૦—પાસે આવવા દેતાં નથી; કેમ વારૂ ?

છોક૦—તે હું જાણતો નથી; પણ હું તેમની પાસે જવા માંડું એટલે તે મને કાઢી મૂકેછે, અને મારાં માબાપને માઠું કહેછે તે મને ઘણું લાગેછે. અરે મા ! અરે જી જી ! ઊઠ ઊઠ વહેલી ઊઠ. ભગવંતરાયની આંખોમાંહે પાણી ભરાઇ આવ્યું. તે છોકરાને કહેછે, અરે ! તારો બાપ અને ભાઈ ક્યાં ગયા તે તું જાણતો નથી કે ?

છોક૦—મારો બાપ ક્યાં છે તે હું જાણતો નથી. મારો નાનો ભાઇ કાલેજ બીજે ગામ ગયો; એક માણસ આવીને તેને લેઇ ગયો.

ભગ૦—અને તું કોની પાસે રહેછે ?

છોક૦—સોનબાઇ પડોસણની પાસે. મારી મા પાછી આવે ત્યાંસુધી હું ત્યાં રહેવાનો હતો. તેણીએ મને વહેલી આવુંછું એમ કહ્યું અને ન આવતાં અહિં સુઇ રહી. સોનબાઇ પણ મને વહાલી લાગેછે; પણ ( ખાડાભણી હાથ દેખાડેછે ) આમાં મારી મા છે તે મને મારા જી વકરતાં વત્તી વહાલી છે. અરે મા ! મા ! રે તું હજુ કેમ સુતીછે ? ક્યારે ઊઠીશ ?

ભગ૦—છોકરા, તું અમથોજ હાંકો મારેછે. તે હવે ઊઠનારી નથી.

છોક૦—વારુ, ત્યારે હું પણ અહિં તેની પાસે સૂઉંછું. તેમણે તેને ઠાઠડી ઉપર સુવાડી હતી તેવારે મેં જોઇ તે કરા જેવી ટાઢી થઇ ગઇ હતી. હું અહિંયાંજ પડીરા અને તેને બાઝી સૂઇરા.

તે કરુણારસ સાંભળીને ભગવંતરાયની આંખોમાંથી પાણી બાજે નહિ. તેમણે નીચા વળીને છોકરાને ઊંચકીને છાતી સરસો દાબ્યો, અને બચ્ચી કરી; તેને પૂછેછે, છોકરાં, તારૂં નામ શું? મારા દીન બોલા છોકરા.

છોક૦—હું સારો છોકરો હોઉં ત્યારે મને જગુ કહેછે અને ખોટો હોઉં ત્યારે જગો કહેછે.

ભગવંતરાય આંસુ પાડેછે, તોપણ તે સાંભળીને હસ્યા, અને છોકરાને કહેછે, "છોકરા, તું મને તે તારી સોનબાઇપાસે તેડી જઇરા?" છોકરો બોલ્યો, "હા ચાલો." પછી તે છોકરો તેવોજ ઊઠ્યો, અને ભગવંતરાયની આગળ દોડતો દોડતો જઇને તેમને સોનબાઇના બારણા પાસે તેડી લાવ્યો. તે ઓટલા ઉપર બેઠી હતી, તેના ભણી આંગળી કરીને કહેછે, આ મારી બીજી મા. એમ કહીને તેના ખોળામાં જઇને બેઠો. ભગવંતરાયનું અકસ્માત આવવું જોઇને સોનબાઇ વિસ્મિત થઇ. પછી ભગવંતરાય, છોકરાએ કરેલાં સર્વ ચરિત્ર કહીને તેને કહેછે, "સોનબાઇ, એના માબાપ કોણ છે, અને તેમની શી અવસ્થા છે, તે કહીશ?" સોનબાઇ, હા મહારાજ કહીને, બોલેછે, "આ છોકરાનો બાપ સાળવી છે. તેનું ઘર આ મારા પડોસમાં છે, તે ઘણો ભલો, નિર્વ્યસની, ઉદ્યોગી, પ્રમાણીક, તેનું વય ત્રીશ વર્ષની માંહે છે. એની મા પણ સારી હતી, શરીરે નીરોગી નહોતી, પણ સુંદર અને સંસાર કામમાં રૂડી હતી; તે બે જણનું લગ્ન થયું તેને વર્ષ સાત થયાં, ત્યારથકી હું જોઉંછું કે બેઉની માંહોમાંહે મોટી પ્રીતિ હતી. તેમનો ધંધો જો સારો ચાલ્યો

હોત, તો હું જાણુંછું કે તે બેઉ સરખાં સુખી આ લોકમાં થોડાંજ નીકળત. વરનું નામ હરિભાઈ, અને વહુનું નામ ગલાલબાઈ. ગલાલબાઇના બાપ પાસેથી કાંઇ આવ્યું હતું તે તથા કાંઈ હરી-ભાઇ પાસે હતું તે એકઠું કરીને તેનાં વાસણ કૂસણ તથા સાળ-વીના ધંધાનો સામાન લેઇને તેઓ સંસાર કરવા લાગ્યા. પછી તેમની પાસે કાંઇ રહ્યું નહિ, પણ તેમણે પોતાના ધંધા ઉપર મહે-નત કરીને બે વર્ષ સારાં કાઢ્યાં. આગળ છોકરાં થવા માંડ્યાં, ત્યારે તેમને સંકટ પડવા લાગ્યું ; તેમાં પણ તેમણે બમણી મહે-નત કરીને નિભાવ કર્યો હોત, પણ લૂગડાં વણીને મેલે તેમાં ખોટ આવવા લાગી. પછી ગલાલબાઇ કાપણીના દહાડામાં ખેતરમાં કાંઇ દાણા પેદા કરી લાવે, ત્યારે તેમને ખાવાનું મળે. તે મહેનતથી ગલાલબાઇને રોગ ઉત્પન્ન થયો તેને ઓસડને સારૂ પાસે પૈસા નહિ, તેણે કરીને હરિભાઇ ઘણોજ હેરાન થયો, તેવારે તેણે ગાંધીનું કરજ કર્યું. આગળ ગલાલબાઇ લગાર સારી થઇ, એટલે હરિભાઇનો ધંધો છેકજ ખૂટયો. ઘરાક છૂટયાં ત્યારે ઘરનું ભાડું તથા કરજ થયું હતું, તેનું વ્યાજ આ-પતાં તેઓ અકળાયાં. પછી તેમને ઉપવાસ પડવા લાગ્યા, તેમાં પણ જ્યારે તેમને અન્ન મળે, ત્યારે તે છોકરાંને વહેંચીને તે બેઉ પોતાને દૈવવાન્ ગણે. (એ શબ્દ સાંભળીને જગુ ખૂણામાં જઇને નિસાસા મૂકીને રોવા લાગ્યો.) આગળ તે ઉપર છ મહીનાનું ઘરભાડું ચઢ્યું, તેવારે ઘરધણી ઘણો નિર્દય હતો, તેણે હરિભાઈને ધમકાવીને કહ્યું કે હું તને બંદીખાનામાં બેસા-ડીશ. તેના ઘણા કાલાવાલા કર્યા, ત્યારે તેણે એક મહીનાનો વાયદો ઠરાવ્યો, અને કહ્યું કે હવે આગળના હું સમ ખાઉંછું કે ઘરનાં વાસણ કૂસણ વેચીને બાકી રહેશે, તે સારૂ હરિભાઇને બંદીખાનામાં નંખાવીશ. તે ઘરધણી માતબર છે, પણ તેને દયા મૂળગી નથી. તે હરિભાઈની અવસ્થા જોઇને જેની પત્થર જેવી છાતી હોય તે પણ પલળે. હું પડોસણ મને તેમની વિપત્તિ જોઇને દયા આવે પણ શું કરૂં ? તેમનુ દુઃખ ટાળવા

મને સામર્થ્ય નથી. એક વખત હું પોતે ઘરધણીપાસે ગઈ, અને તેની પ્રાર્થના કરી જે તેની દરિદ્રતાસામું જો અને કહ્યું જે મારી- પાસે જેટલું છે તેટલું હું તેના દેવાને પેટે ઘરેણે આપુંછું. એવે એવે ઘણે પ્રકારે વીનવ્યો, પણ તેને દયા આવી નહિ. તેણે મને ઉત્તર દીધો જે તારી કેટલી શાખ છે તે હું જાણુંછું. એમ હું કરીશ તો પછી સારો વેપાર ( એમ કહેતાં કહેતાં સોનબા- ઈની આંખોમાં પાણી ભરાઇ આવ્યાં ). એવી તેણે મારી શોભા લીધી. તે સઘળું હું તે વેળા પી ગઈ. મનમાં વિચાર્યું જે હવે જો હું એને કાંઈ વત્તું બોલત તો એ હઠે ચઢીને હરિભાઇને વત્તું દુઃખ દેત. શું કરૂં ? જાતે બાઇ મનિસ, અને ગરીબ પડી. ઓઃ હોઃ ! અમારા ગરીબના જેવી વાસના જો માતબરોને હોત તો તેમને હાથે કેટલાં ધર્મકૃત્ય થાત ! પછી મેં ગલાલબાઇને બુદ્ધિ બતાવી કે તેં શાહાપુરમાં રામચંદ્ર શેઠને ઘેર, પહેલાં પ્રમા- ણિકપણે ચાકરી કરીછે, તો આ વેળા તેની પાસે જઇને કાંઈક ઉછીના પૈસા માગ. તેણીએ મને ઉત્તર દીધો કે તે હું મારા વરને કહુંછું. મારાથી થાય નહિ, શામાટે જે શેઠના મનમાં આવશે કે એણે કાંઈ વેતાળપણું કરવા માંડ્યું, માટે એ આ દશાને પામ્યાં. આજથી ત્રણ દહાડા ઉપર નિત્યપ્રમાણે પોતાના બે છોકરા લેઇને મારીપાસે આવી અને બોલી જે " સંધ્યાકાળ- સુધી આમને સંભાળ, હું પાસેના ગામમાં જઇને આવુંછું. અને સુતર કાઢવાસારૂ કાંઈ રૂ મળે તો જોઉં, તથા મારો વર બોલ્યો, હું રામચંદ્રશેઠ પાસે જાઉંછું, તેમાટે સવારેજ ઊઠીને બહાર ગ- યોછે. " તે પ્રાર્થના સાંભળીને છોકરાં મારે સ્વાધીન કીધાં. ગલાલબાઈ જવા લાગી તે વેળા તેણીએ તેમને છાતી સાથે ભેટાડ્યાં, તેમને બચ્ચી કીધી, જેમ કોઈ કહેશે જે છેલ્લી ભેટ કરી લેછે. તેની આંખોમાંથી આંસુ આલ્યાંછે, અને તે વડા છોકરાને કહેછે, " જગુ, હું વહેલીજ આવુંછું; પછી હું તને લે- ઇશ, રડીશ નહિ હો ! " તેણે મને કહ્યું કે " બાઇ, મારાં છોક- રાંની સંભાળ તમે ઘણી કરોછો માટે હું તમારી ઓશિંગણ છું."

એમ કહીને તેણીએ ફરીથી છોકરાંને બચ્ચી કરી, અને ગઇ. થોડીકવાર ગયા પછી તેનાં ઘરમાં મેં કાંઇ ગડબડ સાંભળી, પણ મનમાં જાણ્યું જે તે બહાર ગઇછે, તેમાટે બિલાડીએ કાંઇ પાડ્યું હશે. એવું સમજીને મેં તેનો શોધ કીધો નહિ. સાંજ પડી, અંધારૂં થયું, તોપણ છોકરાં લેવાને કોઇ આવે નહિ. પછી મેં જાણ્યું જે આપણે તો તેને ઘેર જઇએ, અને શું કરેછે તે જોઇએ. એવું ધારીને ગઇ તો બારણે સાંકળ નહોતી દીધી તે ઊઘાડીને માંહે ગઇ અને જોઉંછું તો અરે ભગવાન્ ! ગલાલબાઇનું મડદું દાદરના બારણાપાસે પડેલું જોઇ હું સ્તબ્ધ રહી; શું કરવું તે સૂઝે નહિ. પછી તેને સાવધ કરવામાટે મેં નાના પ્રકારના ઉપાય કર્યા, પણ મુઇજ તે કેમ ઊઠે. પછી જઇને વૈદ્યને તેડી લાવી તેણે નાડ જોઇને મને નિરાશ કરીને સરકારનાં માણસ બોલાવ્યાં તેઓએ ચોકશી કરતાં ઠરાવ્યું કે તે ચક્રી ખાઇને મરણ પામી. પછી તેઓએ પ્રેતને મુઠીમાટી આપવા માટે હુકમ આપ્યો, અને તેના ધણી હરિભાઇનો શોધ કરો એમ કહ્યું. મેં સરકારમાં કહીને બેઉ છોકરાં મારે સ્વાધીન કરી લીધાં. મનમાં વિચાર્યું કે મારી પાસે કાંઇ નથી એ ભગવાન્ જાણેછે, માટે તેજ એમના પેટનું ઠેકાણું કરશે. પછી જોવા લાગી તો આ છોકરાનો નાનો ભાઈ મારી પાસે રહેવાને અડ કરેછે, એટલામાં કાલે ગલાલબાઈના જૂના મુરબ્બી રામચંદ્રશેઠ પણ તેને મળવાને આવ્યા તેમણે બારણાં દીધેલાં જોઇને મારી પાસે આવીને પૂછ્યું, જે હરીભાઈ સાળવી, તથા તેની બાયડી ક્યાં ગયાંછે ? મેં તેમને ઘરમાં તેડીને સર્વ સમાચાર કહ્યા, અને બોલી કે હરીભાઇ, તમારી પાસે કાંઇ ઊછીના પૈસા માગવા માટે ગયોછે. તે બોલ્યા, મને મળ્યો નથી. પછી તેમણે બેઉ છોકરાં છાતીસાથે દાબીને તેમનું લાડ કર્યું. તેમને જગુએ પૂછ્યું, "બાપા, મારી મા ઘણી વાર થઇ સૂતીછે. તેને તમે ઊઠાડશો?" તે સાંભળીને તેમને દયા આવી, અને તેમણે મને કહ્યું, જે આ બેઉ છોકરાં હું મારે ઘેર લેઇ જાઉંછું. એમનો બાપ પાછે

આવે, અને તેને એમનું પોષણ કરવાનું સામર્થ્ય હોય, તો હું એમને તેને સ્વાધીન કરીશ; ત્યારલગણ હું એમને લેઇ જઇને પહેલાં વિદ્યાભ્યાસ કરાવુંછું. એ ભાષણ મને ગમ્યું નહિ, શામાટે જે પેટનાં છોકરાંપ્રમાણે એમના ઉપર મારી પ્રીતિ છે. મેં તેમને કહ્યું જે મારાથી એ છોકરાં છોડાય નહિ, મને એમની ઘણી મમતા લાગીછે, અને એમને પણ મારી લાગીછે. તે સાંભળીને તે બોલ્યા, " વારૂ ત્યારે, એક તું સંભાળ અને એક મારી પાસે આંપ. તું રાખીશ તેનો પણ સર્વે પ્રકારે સમાચાર લેતો રહીશ. " એવું બોલ્યા ત્યારે મારાથી તેમને ના કહેવાઈ નહિ. તેમણે જગુને પૂછ્યું, કેમ રે મારીસાથે આવેછે કે? જગુ બોલ્યો, શું મારી માપાસે મને તેડી જતા હો તો ચાલો, હું આવુંછું. " તે બોલ્યા, " છોકરા, માપાસે નહિ, પણ તને હું મારે સારે ઘેર તેડી જાઉંછું. તને સારૂં સારૂં ખાવાને આપીશ, અને મારી સારી વાડીમાં તેડી જઇશ." તે બોલ્યો, " ના, ના, હું તો મારીમેળે સોનબાઈ પાસેજ રહીશ. મારી મા છે ત્યાં હું અહિંથી નિત્ય જતો જઈશ. તમારી સારી વાડીમાં જાઉં તે કરતાં હું મારી સારી માપાસે જાઉં તે સારૂં. " એમ આ છોકરો બોલ્યોં, અને મારા ખાટલાની પેલી તરફ સંતાવા ગયો. તે જોઇને રામચંદ્રશેઠે એની વાત મૂકી. પછી તેણે મને કહ્યું કે નાના છોકરાને તેડવાસારૂ હું માણસ મોકલીશ, શામાટે જે તે તારી પાસે રહેશે તો વત્તી મહેનત પડશે. એવું કહીને જતી વખત તેણે મને પૈસા આ છોકરાને સારૂ આપ્યા. એપ્રમાણે એમનું વર્તમાન.

હમણા વળી એક દુઃખ મને એવું થયુંછે જે આ છોકરાનો બાપ તો હજુ આવતો નથી. ગામમાં લોક બોલેછે જે તે ચોરોની ટોળીમાં ભરાયોછે, અને ગલાલબાઈએ તે લાજથીજ જીવ આપ્યો. આ ગામમાં જ્યાં ત્યાં છોકરાંને મોઢે પણ એજ વાતો. આ છોકરો છોકરાંઓની મંડળીમાં જાય એટલે તેઓ એને હાંકી મૂકેછે, અને ફરીથી આવશે તો મારીશું એમ કહેછે.

તેણેકરીને આ છેક ઘેલો થયોછે, બહાર પગલું કાઢતો નથી. જાય તો માને દાટીછે ત્યાં માત્ર જાયછે.

ભગવંતરાય તે સર્વ સમાચાર સાંભળીને ઘણો ક્લેશ પામ્યા. જગુ જઇને સોનબાઇને ડીલે વળગ્યો. તે તેનીપાસે કાલાવાલા જેવું મોં કરીને જુએ અને તેને મા મા કહીને બોલાવે. તે સમયે ભગવંતરાય બોલ્યા, "સોનબાઈ, તું ઘણી ભલી બાયડી છે; તેં ઉદાર બુદ્ધિએ આ અનાથ કુટુંબના સારા સમાચાર લીધા માટે પરમેશ્વર તને એનું ફળ સારૂં આપશે."

**સોનબાઈ.**—મેં આ વાતમાં મને જે ઘટારત છે તે કરતાં કાંઈ વધારે કર્યું નથી. એક બીજાને સહાય થવામાટે આપણને પરમેશ્વરે આ લોકમાં મોકલ્યાંછે. હું મારા મનમાં નિત્ય એમ જાણુંછું જે બેસતાં, સૂતાં, જમતાં, ચાલતાં, જે હું સુખ અનુભવુંછું તે વિષે હું સર્વ પ્રકારે પરમેશ્વરની દેણદાર છું; તો આપણાથકી થશે તેટલો પરોપકાર થાય, એ સરખું બીજું કંઈ પણ પરમેશ્વરને સંતોષ આપનારૂં કર્મ નથી. ઓઃ હોઃ! મારાથકી એથી અધિક થયું હોત તો કેવું સારૂં થાત! પણ હું શું કરૂં? મારી પાસે આ એક ઝૂંપડી અને એક નાની સરખી ફૂલવાડી છે, તેમાં મહેનત કરૂંછું તેણે પેટ માત્ર ભરાયછે. મને રંડાયાને આઠ વર્ષ થયાં, પણ આજસૂધી મેં આબરૂથી દહાડા કાઢ્યા. હવે આગળ પણ ભગવાન્ મારૂં એજ પ્રમાણે ચલાવે એટલે થયું.

**ભગવંતરાય.**—પણ તેં આ છોકરો પોતાની પાસે રાખ્યોછે, તો એ જાણીતો થાય ત્યાંસૂધી તને એના ખર્ચખૂટણને સારૂ મોટું દુઃખ વેઠવું પડશે, નહિ વારૂ?

**સોન૦**—એને ઓછું હું કદી આવવા દેનાર નથી. હું કોળીઓ ઓછું ખાઇશ, પણ એનું પેટ ભરીશ.

**ભગ૦**—એનું પેટ ભરીશ, પણ લૂગડાં ક્યાંથી પૂરાં કરીશ?

**સોન૦**—તે હું પરમેશ્વર ઉપર નાંખીશ. જે ભૂંઇને તૃણનું વસ્ત્ર પહેરાવેછે, અને ઝાડોને પાંદડાંનું, તેણે મને સૂતર કાંતવાને

અને શીવવાને આંગળાં આપ્યાંછે, તે એનાં લુગડાંને સારૂ મેહેનત કરશે. જે પરમેશ્વરને ભજશે અને સામર્થ્યપ્રમાણે કામ કરશે, તેને ખોટ આવનાર નહિ.

ભગ૦—તો આ છોકરાને પાળીશ એવો તારો નિશ્ચય છે ?

સોન૦—એવો મારો દૃઢ નિશ્ચય છે. દૂર કરીને મારો પ્રાણ બચાવનાર નથી.

ભગ૦—હું જાણુંછું જે એની તું કાંઈ સગી હઈશ !

સોન૦—સગપણ એટલુંજ કે અમે એક પરમેશ્વરનાં છોકરાં.

ભગ૦—ત્યારે હું પણ તે પરમેશ્વરનું છોકરૂં, માટે આ બાળકનું સારૂં કરવાનું સર્વ પુણ્ય તને એકલીને લેવા દેનાર નથી; કેમકે ઇશ્વરે તારા કરતાં મને પુષ્કળ સામર્થ્ય આપ્યુંછે, તો એને વિદ્યા ભણવાનું ઠેકાણું તો હું કરીશ. આ છોકરાની ભક્તિ મા ઉપર જોઇને જેવો એ મારી પ્રીતિને પાત્ર છે, એવીજ તારી ભક્તિ એના ઉપર જોઈને તારા ઉપર પણ હું સંતુષ્ટ છું. એટલા માટે હું તમને બેઉ જણને મારે ઘેર લઈ જાઉં, તું પોતાનું ઝૂપડું અને ફુલવાડી વેચીને મારે ઘેર આવી રહે. ત્યાં તને અન્ન, વસ્ત્ર તથા જગ્યાની જીવતાસુધી ખોટ પડશે નહિ.

સોન૦—(તેની સામું મમતાથી જોઇને) તમે રીસ ચઢાવશો નહિ. ભગવાન્ તમારૂં કલ્યાણ કરો ! પણ મારાથી તમે કહોછો તેની હા કહેવાતી નથી.

ભગ૦—શામાટે ?

સોન૦—એક તો, જ્યાં મેં ઘણા દિવસ કાઢ્યા તે મારી જન્મભૂમિની મમતા મને છૂટતી નથી. વળી શ્રીમંતને ઘેર લોકોની ગરબડમાં મને રહેતાં આવડશે નહિ. મને એકલી રહેવાનો અભ્યાસ છે માટે તમારે ઘેર માણસોના સહવાસથી મને સંકોચ પડશે. મને સારૂં ખાવાની, અને નકામું રહેવાની ટેવ નથી. કામ નહિ કરૂં અથવા ખાઉંછું તેથી સારૂ ખાઉં તો હું તરત માંદી પડીશ. એમાટે મહારાજા-

પાસે હું માગી લેઉંછું જે મને આ છોકરાસુદ્ધાં મારી ઝૂંપડીમાંજ રહેવા દો. તમારી મરજીમાં આવે તો કોઈ કોઇ વાર કાંઈ પૈસા મોકલજો કે તે એને વિદ્યા શીખવવામાં તથા, એ જે ધંધો કરશે તેના કામમાં આવશે. એને આપશો તેથી સોગણું તે કૃપાળુ પરમેશ્વર તમને આપશે. તમને આપે એવી આ છોકરો અને હું નિત્ય પરમેશ્વર પાસે પ્રાર્થના કરીશું. મારે છોકરૂં નથી, એટલે આ મારે પેટનેજ ઠેકાણે છે. જ્યારે મને પરમેશ્વર પોતાની પાસે બોલાવવાની ઇચ્છા કરશે, તે સમયે મારી પાસે જે થોડું ઘણું છે તે એનુંજ છે.

ભગ૦—વારૂ, ત્યારે તેમ. હું તમારા સારામાટે કરનાર; જેથી તમે દુઃખીઆં થાઓ તે હું ઇચ્છતો નથી. જગુને તારીપાસે રહેવાદે. અને તમે બેઉ સુખી રહો. તું એનીપાસે મારી વાત નિત્ય કહેતી જા. તેને કહેતી જજે કે હું તેને બાપની જગ્યાએ છું, અને જેમાટે તે એટલો દુઃખી છે, તે માને ઠેકાણે એને તું છે. તમને પેટને સારૂ જોઇશે તે હું દર મહીને મોકલતો જઇશ. હું પણ પોતે આવીને તમારી ખબર લેઇશ. એમ જાણજે કે મારૂં આવવું જેટલું આ છોકરાને સારૂ તેટલુંજ તારે સારૂ થશે.

સોનબાઈએ ઉપર પરમેશ્વર સામું આંખો કરીને ભગવંતરાયનું સારૂં માગ્યું. પછી તે છોકરાને બોલી, "જગુ, અહિ આવ, અને એમને પગે લાગી આશીર્વાદ માગ. આજથકી તારે એ બાપને ઠેકાણે છે." જગુએ તેમ કર્યું, પણ સોનબાઇને પૂછ્યું જે " આ મારો બાપ કેમ થશે? એણે પોતીયું ક્યાં પહેરેલુંછે?" ભગવંતરાય તે પ્રશ્ન સાંભળીને આશ્ચર્ય પામ્યા અને પાસે રૂપિઆની કોથળી હતી તે સોનબાઈની ઝૂંપડીમાં ખાલી કરીને તેને કહ્યું " શાબાશ, સોનબાઈ, હવે હું આજ્ઞા લેઉંછું!" છોકરાને કહ્યું, " મારા નાના મિત્ર જગુ, હું તારી આજ્ઞા માગુંછું?" એવું કહીને તે ઘોડા ઉપર બેઠા, અને જગુનો નાનો ભાઈ રામચંદ્રશેઠે રાખ્યો હતો તેના ઘરભણીથી

ગામ જવા માટે નીકળ્યા. રામચંદ્રશેઠ ઘેર જતા હતા, તેનું અને તેમનું મળવું થયું અને અરસ્પરસ આગતા સ્વાગતા થયા પછી ભગવંતરાયે પોતાનું આવવાનું કારણ રામચંદ્રશેઠને કહીને પૂછ્યું કે આ અનાથ છોકરાના બાપનું ઠેકાણું કંઈ લાગ્યુંછે? તેણે ઉત્તર દીધો જે હમણાજ અર્દ્ધ ઘડી થઈ તેનું પત્ર મને આવ્યું તે આ મારા હાથમાં છે; એમાં તેણે પોતાની બાયડીને પત્ર લખીને બીડ્યુંછે. તેની જોડે થોડાક રૂપિઆની હુંડી પણ મોકલીછે, તે તેને આપીને મારે તેનું સમાધાન કરવું માટે મને વિનતિ છે. તે મુઈ માટે તેનું પત્ર મેં ઉકેલ્યું, તે આ કૃપા કરીને વાંચો.

ભગવંતરાયે ઊલટભેર તે હાથમાં લઈને વાંચ્યું.

આ પ્રમાણે.

"મારી પરમ પ્રિય સ્ત્રી.

"મારે વિરહે કરીને તું ઘણું દુઃખ પામતી હઈશ એ મનમાં "જાણીને મને ઘણીપીડા થાયછે. હવે મારા સમાચાર સાંભળ. "હું રામચંદ્રશેઠ પાસે જવાને નીકળ્યો, તો વાટમાં ચાલતાં "એવા વિચાર મારા મનમાં આવ્યા જે મારે એવા પૈસા "માગવા જવાનું શું કારણ? તેમાં એટલું માત્ર થશે જે એકનું "કરજ વાળીને બીજાનું કર્યું; પાછી કરજની ચિંતા તો છે તે "છેજ. જે હું આજ જુવાન અને કામ કરવાને શક્તિવાન "છું તે મારે જઈને એટલા પૈસા દીનપણાથી માગવા એમાં "મારી શોભા છે? મને તે આળસુમાં અથવા વ્યસનીમાં "નહિ ગણે? રામચંદ્રશેઠે આપણને પરણાવ્યાં ખરાં, અને "તેઓ મને પુત્ર પ્રમાણે ચહાયછે એ પણ ખરૂં, પણ જો તે-"મના મનમાં વાંકું આવ્યું, અને તેમણે મને ના કહી, અથવા "આપણું સંકટ નિવારણ કરવાને તેમને સામર્થ્ય નહિ હોય તો? "વારૂ કદી તેમની પાસેથી વર્ષની બોલીએ મને પૈસા મળ્યા, "તો તે બોલીએ હું વર્ષની માંહેજ વાળીશ, એવી પણ મને "ખાતરનિશાં છે? અને જો મેં વાળ્યું નહિ, તો ચોરમાં અને

"મારામાં હરણ કરવા વિષે અંતર શું? એવો મેં વિચાર કર્યો અને
"ધારવા લાગ્યો જે સારે માર્ગે હું આ સંકટમાંથી છૂટું એવો
"કિયો ઉપાય કરવો ? તે વેળા મારી આંખોમાંથી વારે વારે,
"આંસુ પડતાં જાય, અને મેં ઉપર પરમેશ્વર ભણી દૃષ્ટિ કરી,
"તેટલામાં એકાએક મારા મનમાં આવ્યું, અને હું પોતાના
"મનસાથે બોલવા લાગ્યો, " અરે, તું હજુ જુવાન છે, અને
"શરીરે જબ્બર છે. થોડાં વર્ષ દેશાંતર ગયો તો શી ચિંતા
"છે ? તને લખતાં વાંચતાં આવડેછે તથા હિસાબ સારો શા-
"ખતાં આવડેછે. દૈવયોગે કંઇ સારો રોજગાર મળ્યો તો તું પો-
"તાનાં બાયડી છોકરાંને સુખી કરી શકીશ. વારૂ એ ન બન્યું
"તો પોતાનું દેવું તો વાળીશ. વિચાર કર, જે ત્યાં તારૂં દૈવ
"ઊઘડયું તો એકાદો મોટો લાભ થઈ શકશે. એવો એક
"ઘડી સુધી વિચાર કરતો હતો, એટલામાં કોઈ લોક મારી પા-
"છળ આવેછે એવું મેં જોયું. તે મારી પાસે આવ્યા, ત્યારે
"તેમણે મને પૂછ્યું કે તું કોણ છે ? ક્યાં, શું ધારીને ચાલ્યો જા-
"યછે? અમારી સાથે લશ્કરમાં આવીશ ? મેં પહેલાં આનાકાની
"કરી ત્યારે તેમણે ફરીથી મને પચાસ રૂપિઆ ઈનામ આપવા
"કરીને બોલાવ્યો. મેં તેમને કહ્યું, જે " એટલા ઉપર તો હું
"લડાઈ થઈ રહે ત્યાંસુધી ચાકરી કરીશ." તે બોલ્યા, " વારૂ
"ત્યારે, તારૂં અને અમારૂં ઠર્યું. હવે ચાલ તું અમારી સાથે.
"આગળનું અમે તારૂં સઘળું ઠીક કરીશું." પછી તેઓ મને
"પોતાના સરદાર પાસે તેડી ગયા. તેણે મને કાંઈક પ્રશ્ન કર્યા તેના
"ઉત્તર દીધા તે તેના મનમાં ઊતર્યા, ત્યારે તેણે મને તત્કાળ
"પચાસ રૂપિઆ આપ્યા. મારી પ્રિયા, એ રીતે હું કરજથી
"દૂર થવા માટે ચાકરીમાં બંધાઈ ગયો. મેં તે પચાસે રૂપિ-
"આની હુંડી તારી પાસે મોકલીછે તેમાંથી એક દમડી પણ રાખી
"નથી. એ લેઈને વીસ રૂપિઆ કરજ છે તે પહેલાંથી વાળ; બાકી
"જે રહે તેનું તારા મનમાં આવે તે કર, તું રૂડી રીતે રહે, પોતાના
"શરીરનું જતન કર, છોકરાંને લૂગડાં કરાવ, તથા તેમને નિશા-

"જમાં મોકલ. તું સાચવીને ખર્ચ કરીશ, તોપણ એટલા
"પૈસા ઘણા દહાડા ચાલશે નહિ એ હું જાણુંછું, પણ ધીરજ
"રાખ. મારો તેનાત મહીનો પાંચ રૂપિઆ છે તેમાંથી કાંઈ
"બચાવીને થોડાક મહીનાપછી તને વળી હું મોકલીશ. લશ્ક-
"રસાથે પાછો આવીશ ત્યારે દોડતો પહેલાં હું તને મળવા
"આવીશ. મારી સાધ્વી સ્ત્રી, તું દુઃખ મા કરીશ. પરમેશ્વર
"ઉપર વિશ્વાશ રાખ, તે આપણને વહેલાંજ સુખી કરશે. છો-
"કરાંને સારે માર્ગે લગાડ, તેમને બહાર નઠારાં છોકરાંપાસે
"જંવા દેઇશ નહિ, તું પોતે ઉદ્યમ કરતી જા, છોકરાંસહિત પર-
"મેશ્વરને ભજ, તથા તેમને સારો માર્ગ શીખવ, કે જેણે કરીને
"તે ભલાં થશે. તું એ સર્વ કરવાજોગ છે, એવિષે મને સંદેહ
"નથી. ઇશ્વરને ભજતી જા. તેની પાસે તું મારે સારૂ પ્રાર્થના
"કર, અને હું તારે સારૂ કરીશ. કાગળનો ઉત્તર વહેલો મોક-
"લજે. તું રામચંદ્રશેઠપાસે કાગળ આણીને આપશે તે હું
"હઇશ ત્યાં મોકલશે. બેઉ છોકરાને મારો આશીર્વાદ કહેજે.
"જગુને કહેજે જે તું સારી રીત ચાલીશ તો હું આવતી વખત
"કાંઇ તારે સારૂ લાવીશ. પરમેશ્વર તમારૂં કલ્યાણ કરો. મારા
"ઉપર તારી છે તેવી પ્રીતિ રહો.

સહી હરિભાઈ."

કાગળ વાંચતાં વાંચતાં ભગવંતરાયની આંખોમાં પાણી ભરાઇને વહેવા લાગ્યું. વાંચી રહ્યા પછી તે બોલ્યા, એ પુરૂષને સારો ભર્ત્તા, સારો બાપ, અને સજ્જન પુરૂષ એમ કહેવું. એવા માણસને સુખી કરવામાં ઘણો સંતોષ છે, માટે હવે હરીભાઈનું દેવું હું આપીશ, અને તેને ફરીથી સારે રોજગારે વળગાડીશ. છોકરા સમજણા થાય ત્યાંસુધી પૈસા આવ્યાછે તે તમારી પાસે રહેવા દો. એનું વ્યાજ હું પ્રતિવર્ષે તમને આપીશ તે તમે મુદ્દલમાં મેળવતા જાઓ. એ સાંભળીને રામચંદ્રશેઠની છાતી ભરાઇ આવી તેથી કરીને તેનાથી ભગવંતરાયને ઉત્તર દેવાયો નહિ. ભગવંતરાય પણ તેની સ્તબ્ધતાનું કારણ જાણીને તેને

નમન કરીને નીકળ્યા. પછી ભગવંતરાયે હરીભાઇને સારૂ જે મનમાં ધાર્યું હતું, તે સઘળું ઠીક કર્યું; હરિભાઇને લશ્કરમાંથી તેડાવીને તેને રોજગારે વળગાડ્યો અને સર્વ રીતે સુખી કર્યો; તેવો, તે પહેલાં કદી નહતો. તેની તેટલી બાયડી જીવતી હોત તો તેના સુખનો જોડો બીજો ન થાત. તે સોનબાઈ સાથે ગલાલબાઇના ગુણની વાતો કરે, અને સંતોષ પામે. સોનબાઈ પણ ડાહી બાયડી હતી તે તેની સાથે બહેન પ્રમાણે ચાલી, અને માતા પ્રમાણે તેણીએ તેના છોકરાનું સંરક્ષણ કર્યું. જગુ નિત્યે મસાણમાં જઇને માની જગ્યાનું દર્શન કરે. ભગવંતરાયે તેને સારૂ જે ખર્ચ કર્યો તેનું તેણે વિદ્યાભ્યાસ કરીને યથાસ્થિત સાર્થક કર્યું. તેને યોગ્ય જોઇને ભગવંતરાયના મનમાં આવ્યું જે એને કાંઇ મોટું કામ સ્હેવું. જગુના નાના ભાઇનો પણ ભગવંતરાયે તેવોજ સમાચાર લીધો. તે છોકરો પણ સારો ગુણી નીપજ્યો. ભગવંતરાય જ્યારે જ્યારે ઘોડાઉપર બેસવા જાય, ત્યારે ત્યારે તેમને એ ધર્મકૃત્યનું સ્મરણ થઇને સંતોષ થાય. જ્યારે જ્યારે તેમને દુઃખ થાય, ત્યારે ત્યારે તે પોતે સુખી કરેલાં માણસો પાસે જઇને અને તેમને જોઇને દુઃખ દૂર કરે અને ઘેર સ્વસ્થ થઇને આવે.

---

## કડીઆ તથા મજૂર.

કોઇ એક દિવસે દ્વારકાંનાથ ભટ્ટ પોતાના છોકરા હરીને તેડીને બજારને રસ્તે ચાલ્યા જતા હતા ત્યાં એક મોટી હવેલી બાંધતા હતા, તે કૌતુક જોવાને તેઓ જરાક ઊભા રહ્યા. તે કામ બીજા માળસુધી ચઢ્યું હતું. હરીએ જોયું જે તેને પાલકો બાંધીછે, તેના ઉપર નીસરણીઓ મૂકીછે; તે નીસરણીઉપર એકના ઉપર એક એ રીતે માણસો છે, તેઓ અનુક્રમે નીચા ઊંચા હાથ હલાવેછે. તે જોઇને હરી બાપને પૂછેછે, "બાપા, આ માણસ શાની રમત રમેછે? આપણે લગાર નીસરણી પાસે જઇએ, આવોછો કે?"

પછી તેમણે લગાર પાસે જઇને જોયું કે એક માણસે ઢગલામાંથી એક પથરો ઊંચકીને નીસરણીના હેઠળના પગથિયા ઉપરના માણસના હાથમાં આપ્યો તેણે તે લેઇને હાથ ઊંચા કર્યા, એટલે તે તેની ઉપરનાએ લીધો, તેણે હાથ ઊંચા કરીને ત્રીજાના હાથમાં આપ્યો. તેણે પણ તેમજ કરીને ચોથાના હાથમાં આપ્યો. એવો એકના હાથથી બીજાને હાથે જતાં જતાં તે પથરો ક્ષણમાં પાલક ઉપર ગયો; ત્યાં કડીઆ હતા તેમણે તે તત્કાળ કામે લગાડ્યો.

દ્વારકાનાથભટ્ટ હરીને કહેછે, "છોકરા, આ જોઇને તને એવું જણાયછે કે નહિ જે આટલાં માણસ આ ઘરઉપર શામાટે રાખ્યાંછે ? એથી એમ કર્યું હોય તો સારૂં, જે આ સર્વને કાઢીને આ ઘર જેનું છે તેણે જાતે બાંધવું, અને એમજ જેણે તેણે કરવું."

ખરી વાત, બાપા, એમ થાય તો હમણા છે તે કરતાં ઘર પણ ઘણાં થાય.

દ્વારકાનાથભટ્ટ હરીને પૂછેછે, "છોકરા તેં જે કહ્યું તેનો પક્કો વિચાર કર્યો કે ? એવું એક ઘર બાંધવાને કેટલા પ્રકારના કસબી અને કેટલા પ્રકારના ઉદ્યમી જોઇએ છે, તે તને માલૂમ છે? જે એકલો ઘર બાંધવા માંડે, તેને સઘળા કસબ આવડવા જોઇએ. તે પૂરા આવડતાં સઘળું આયુષ્ય પહોંચશે નહિ. પછી ઘરને આરંભ શાનો ? વારૂ, જો ઘર બાંધવા જેટલી સર્વ વિદ્યાઓ એને થોડા દહાડામાં આવડી, તોપણ તેણે જાતે પહેલાં તડકામાં મહેનત કરવી, પાયાને સારૂ ભૂંઇ ખોદવી; પછી પથરાની ખાણ ખોદવી; ત્યાં સુરંગફોડનાર, અને બેલદાર થવું, ચૂનાના પથરા મેળવવા તે પકવવાસારૂ લાકડાં કાપી લાવવાં, તેનો ચૂનો થયો એટલે ખાંડવો; પછી કડીઆ થવું, પાયો પૂરવો, લાકડાં કાપનારો થઇને લાકડાં કાપી લાવવાં, તે સુતાર થઇને ઘડવાં, કરાઇ થઇને વહેરવાં, તે ઊભાં કરવાં; પછી ભીંડી વાવીને તેનાં દોરડાં કરવાં, પથરામાંથી લોઢું ગાળવું; તે લુહાર થઇને ઘડવું;

તથા સુતાર, કડીઆ ઈત્યાદિકોના કામને સારૂ હથિઆરો કરવાં. આગળ ત્રાંબાની ગરજ પડે ત્યારે તે ખાણ ઉત્પન્ન કરવામાટે દેશાંતરે જવું, રંગ મસાલા જોઇએ તે સારૂ દ્વીપાંતરે જવાને વહાણ બાંધવાં, વણકર થઇને કાપડ વણવું, તેના સઢ કરવા, અને ખલાશી થઇને વહાણ હંકારવાં, ઘર બાંધતી વેળા એકલાએજ લાંબું ટૂંકું માપવું, નીસરણીઓ મૂકવી, તથા પાલકો બાંધવી. એપ્રમાણે સઘળાં કામ એકલોજ કરવા લાગ્યો, તો તે કેટલા દહાડામાં ઘર પૂરૂં કરશે વારૂ."

**હરી૦**—ઓહોહો ! બાપા, હું જાણુંછું જે એવે પ્રકારે ઘર ક્યારે પણ પૂરૂં થનાર નહિ.

**દ્વારકાનાથ૦**—ખરૂં કે નહિ ? તો તું સઘળો વ્યવહાર એવોજ જાણ. જો માણસ કહેછે જે મારે કોઇની ગરજ નથી, મારે જે જોઇશે તે હું એકલો કરીશ, મને કોઇ સહાય થાય નહિ, અને હું કોઇને થનાર નહિ, તો એવું થશે જે તેની શક્તિ વહેલીજ ક્ષીણ થશે, અને જે કામ લેશે તે અધૂરૂં મુકી દેવું પડશે. માણસ જો એક બીજાને સહાય થયાં, તો ગમે તેવું પણ કઠણ અડચણનું કામ હશે, તે પણ થોડી વારમાં પાર પડેછે. તેજ જો એકલો કરીશ એમ કહેશે તો તેના જન્મારામાં પણ થનાર નહિ. એવાંજ આ લોકનાં સઘળાં સુખ છે: જે કોઈ કહેશે કે મારૂં હું એકલોજ ભોગવીશ, તો તેને તે થોડાંજ પ્રાપ્ત થશે. અને જો એક બીજાને સુખ આપ્યું તો સર્વના સુખમાં એકએકનું સુખ સહજ છે. આપણે આપણાં માબાપ, ભાઈબંધ, બાયડી છોકરાં, વહાલા, ઓળખીતો, ચાકર, દાસી, ગામવાળા તથા સઘળા લોક, એમને આપણી શક્તિપ્રમાણે સુખ આપ્યું, તો તે સર્વે મળીને આપણને સુખ આપશે તેટલું આપણા એકલાના પ્રયત્ને કરીને થનાર નહિ. છોકરા, તારે આગળ સંસારમાં આવવાનો પ્રસંગ છે, માટે આ કામ કરનારાઓનું દૃષ્ટાંત પોતાના મનમાં પક્કું સમજી રાખ કે તેણે કરીને તું

સુખી થઇશ. તું જોકે તે પરસ્પર એક બીજાને શ્રમનો ભાર કેટલો હલકો કરેછે? આપણે થોડાક દહાડાપછી અહિં આવીશું ત્યારે તું આ ઘર પૂરૂં થએલું જોઇશ. એ માટે જો તું ઇચ્છેછે જે મારે સારૂ લોકોએ મહેનત કરવી, મારૂં સારૂં કરવું, મને સહાય થવું, તો તારે પણ લોકને સારૂ તેવું કરવું ઘટારત છે.

---

# તરવાર.

નાટક એક અંકનું.

### પાત્ર.

અમરસિંહ રાઠોડ.
તખ્તસિંહ......................તેનો છોકરો.
કેસરબા ......................તેની છોકરી.
અનોપસિંહ ચોહાણ
અભયસિંહ ચોહાણ
ભવાનીસિંહ દેવડા
કૃષ્ણસિંહ દેવડા
........તખ્તસિંહના મિત્ર.
ભાવોજી......................અમરસિંહનો બીજમતગાર.

### સ્થળ.

## તખ્તસિંહની ઓરડી.

## પ્રવેશ ૧.

### તખ્તસિંહ.

એઆહો! આજ મારી જન્મગાંઠનો દિવસ! સારૂં થયું જે તેણે મને કહ્યું, નહિતો મને સ્મરણ થાત નહિ. આજ મને બાપાપાસેથી કાંઈ ભેટ મળશે. વારૂ જોઇએ આવો તે શું મને આપેછે. ભાવોજી તરતજ કંઇ બગલમાં મારીને અહિંથી ગયો. લગાર હું તેને ગળે પડત, તો શું હતું, તે મને જોવા દેત. પણ અં:! શું છે તે, હમણા મારીપાસે આવશે. આ મ:ગ બાપા આવ્યા.

## પ્રવેશ ૨.

અમરસિંહ, તખ્તસિંહ.

**અમ૦**—(હાથમાં તરવાર લઇને) તખ્તસિંહ, તમે અહિં છો. શું? આજ તમારી જન્મગાંઠ છે માટે તમને હું આનંદ પમાડવા આવ્યોછું. પણ હું જાણુંછું જે ઠાલા આનંદ કરતાં તમારે વળી કાંઇ જોઈએ, નહિ વારૂ?

**તખ્ત૦**—પણ બાપા, તમારા હાથમાં શું છે?

**અમ૦** છે તે તને શોભશે નહિ એમ મને જણાયછે. આ તરવાર છે જો.

**તખ્ત૦**—શું! એ મારે સારૂ આણીછે? આપો ત્યારે, આપો ત્યારે, વહેલા આપો ત્યારે, બાપા, આજથકી તમે જુઓ કે હું સારો ચાલીશ.

**અમ૦**—પણ તું જાણેછે? તરવાર છોકરાને ઘટે નહિ. તે મોટા માણસેજ રાખવી એના રાખનારાએ મોટી ચોકશાઇથી અને મોટાઈથી રહેવું જોઇએ. સારાંશ, તરવારના યોગથી માણસને શોભા જોઈએ નહિ; માણસના યોગથી તરવારને શોભા જોઈએ.

**તખ્ત૦**—તમે તેની કંઈ ચિંતા કરશો મા, બાપા. હું વચન આપુંછું, લો આ, જે મારીને હું શોભાવીશ. પછી હું તે હલકા લોકોજોડે બોલનાર નહિ.

**અમ૦**—હેં, હેં, તું હલકા લોક કોને કહેછે?

**તખ્ત૦**—હું હલકા લોક તેને કહુંછું, કે જેને આપણાજેવી તરવાર રાખવાનો અધિકાર નથી.

**અમ૦**—મારે મતે તો, જે અચિંત્ય ચિંતેછે, જે અકાર્ય કરેછે, જે માબાપની અવજ્ઞા કરેછે, લોકોસાથે વિનયથી, મોટાઈથી ચાલતા નથી, તે હલકા લોક હોય. એવાં હલકાં માણસ શ્રીમંત લોકોમાં પણ ઘણાં દૃષ્ટિએ પડેછે, અને જેમાં એ દુર્ગુણ નથી એવાં મોટાં માણસ ગરીબ લોકોમાં પણ ઘણાં દેખાયછે.

**તખ્ત૦**—ત્યારે, મારૂં પણ મત એવુંજ છે, બાપા.

**અમ૦**—તો તું હમણા શું બોલતો હતો? અરે એવી ફિશીઆરીઓમાં મોટાનું લક્ષણ છે, એવું તું જાણેછે?

**તખ્ત૦**—ના, ના, બાપા. તમે કહોછો તેજ ખરૂં. પણ હું તરવાર રાખું તેમાં મને દૂષણ તો નથી?

**અમ૦**—ના, હું એટલુંજ કહુંછું જે તારે સારા ગુણે કરીને તરવાર ધરવાને યોગ્ય થવું, હવે લે આ, પણ સ્મરણ રાખ હો.

**તખ્ત૦**—હા બાપા; હા બાપા; તમે જો જો વારૂ. (તે તરવાર ગળપટામાં ઘાલીને કેડે બાંધેછે).

**અમ૦**—તો હવે હું જાઉંછું. બોલ્યોછું તેનું સ્મરણ રાખજે હો, જાઉંછું, તને કુશળ થાઓ! (તે જઇને પાછો ફરેછે) હું વીસરી ગયો. આજ તારી સાથે રમવાને મેં હમણાજ તારા સાથીઓને તેડું મોકલ્યુંછે, તેમની સાથે તું ઠીક ચાલજે હો.

**તખ્ત૦**—હા બાપા, ચાલીશ.

---

## પ્રવેશ ૩.

### તખ્તસિંહ.

(અહિંથી તહિં જાયછે અને આવેછે; પછવાડે તરવાર લટકેલી છે કે નહિ તે વારે વારે જુએછે) વાઃ વા, આ સારૂં કામ છે! એ બાંધ્યાથકી મારી મોટાઈ દેખાયછે ખરી. કોઈ પણ ગામંવાળાને કહેવું, કે હવે તમે મારા સામા આવો જોઇએ. જો તેમનીપાસે તરવાર નહિ હશે, તો તે મારી સાથે બરાબરી કરવાને અતઃપર યોગ્ય નથી, એ હું તેમને ખાસુખા કહીશ; અને જો તેમણે ગરબડ કરી તો હું વીંધી નાંખીશ. પણ રહે, એની ધાર કેવી છે તે જોઉં! (તરવાર મ્યાનમાંથી કાઢેછે, અને આંખો ફેરવીને ક્રોધથી જુએછે) શું તું કળમી મારી અમર્યાદ કરેછે? (તરવારના ઝટકા મારેછે) એક! બે! ત્રણ! તમે મારા સામા ઊભા રહેનાર; હાં? મરો રાંડનાઓ હવે; પડો દાંત ભીડીને.

## પ્રવેશ ૪.

### કેસરબા, તખ્તસિંહ.

**કેસ૦**—(એ છેલ્લા શબ્દ સાંભળીને ચીસ પાડતીજ આવેછે) શું તખ્તસિંહ, એ તું બોલેછે? તને ઘેલું તો લાગ્યું નથી?

**તખ્ત૦**—કોણ? બા, તું છે કે શું?

**કેસ૦**—હા જોઈશ તો હુંજ છું. (તરવાર ભણી આંગળી કરીને આ હથિઆર લેઈને આગળ તું શું કરનાર?

**તખ્ત૦**—શું કરનાર? મોટા માણસ કરતા હશે તે.

**કેસ૦**—જેમને તેં મરો એવું કહીને હમણાજ પરલોક મોકલ્યા એવા તે દૈવવાન કોણ હતા વારૂ?

**તખ્ત૦**—અં:, તે અમસ્તુંજ; પણ બા, હું તમને ખરૂંજ કહુંછું, જે અમારા આંગણામાંહે આવશે, તેનું હો—હું મૂળ કાઢીશ.

**કેસ૦**—તો આજ ઘણા એકના પ્રાણ સંકટમાં છે એમ મને જણાયછે; પહેલે તડાકે તો હુંજ મળીછું.

**તખ્ત૦**—તું? એવું થાય નહિ. પણ હું હવે સમશેર બહાદુર થયો, સમજી? બાપાએ મને આ તરવાર હમણાજ બક્ષિશ આપીછે.

**કેસ૦**—લોકોને મારવાને સારૂ?

**તખ્ત૦**—શું? હું હવે બહાદુર નહિ થયો? હવે લોકોએ મારી અદબ રાખવી; નહિતો જોતાંજ પહેલાં ફડ કરીને મોઢામાં મારીશ. તે ઉપર જો તેણે ઉત્તર કર્યો, તો પછી આ તરવારનો ઝપાટો જોયોછે? (તે તરવાર બહાર કાઢવા માંડેછે.)

**કેસ૦**—ભાઈ, મારૂં સાંભળીશ તો તે એક કોરે મૂક, અને મને કહી રાખ જે તારી અદબ તે કેવી રાખવી. અજાણે એકાદી વેળા ચૂકીને તેવી વાત થાય માટે સમજી લેવું જોઈએ.

**તખ્ત૦**—તે તને હવે વહેલુંજ સમજાશે. બાપાએ મારા સાથીઓને તેડું મોકલ્યુંછે. જો તે છોકરા મારી સાથે અદબથી ચાલ્યા તો સારૂં, નહિતો પછી હું કેવું કરીશ તે જોજે.

**કેસ૦**—વારૂ, પણ તારી મર્યાદા કેવી રાખવી તે તો કહીશ?
**તખ્ત૦**—પહેલાં મને નમવું. ઘણું નીચાં વળીને નમવું.
**કેસ૦**—(તેને ઘણું નીચી વળીને નમેછે) સમશેર બહાદુર મહારાજ બડે જાઓ, હું તમારી દાસી છું. મારા ઉપર નજર રાખો; કેમ, એ ઠીક ઊતર્યું કે નહિ?
**તખ્ત૦**—કેસર, મશ્કરી ન કર. નહિતો—
**કેસ૦**—મશ્કરી નહેથિ, એ ખરૂં પૂછુંછું, શામાટે જે મોટા માણસ સાથે કેમ ચાલવું એ સમજવું જોઇએ. અને તારા બાળમિત્ર આવશે તેમને પણ પહેલુંજ જણાવ્યું હોય તો ઠીક પડે.
**તખ્ત૦**—હું તે છોકરાઓનો લગાર તમાશો કરનાર છું. એકને ચેંચીશ, એકને બાચકા ભરીશ, એકને ટપલાબાજી કરીશ એવી એવી તેમની મશ્કરીઓ કરીશ.
**કેસ૦**—એવી વાતો કરવી એ સમશેર બહાદુર લોકોની રીતિ છે કે? પણ તે છોકરાઓને તે તમાશો ગમ્યો નહિ અને તેમણે સમશેર બહાદુરની ઊલટી પૂજા કરી તો?
**તખ્ત૦**—શું? મગત્રાંથી! તે નીચથી! અરે જા રે તે ગરીબોથી શું થવાનું હતું? તેમને છાતી અને તરવાર બેઉએ નથી.
**કેસ૦**—ખરૂંજ, બાપાએ તને આજ ઘણી ઉપયોગી વસ્તુની ભેટ આપી! તેણે જાણ્યું જે છોકરાને રૂપે આપણે પેટે આ કોઈ મહાવીર જન્મ્યોછે! એના ગુણ પ્રસિદ્ધ થવાને એક તરવાર માત્ર ઓછી છે!
**તખ્ત૦**—સાંભળ, બા, આજ મારો જન્મદિવસ છે એટલે કંઈ ગમત તો કરવી જોઈએ. હશે, તું એમાહેલું કાંઈ બાપાને કહીશ મા હો?
**કેસ૦**—શામાટે નહિ? તારાથકી આવાં પરાક્રમ થવા માટેજ તેણે તને તરવાર બક્ષિશ કરી હશે, અને એવો તેનો તને ઉપદેશ પણ હશે!
**તખ્ત૦**—એમાં શો સંદેહ—તે મને નિરંતર એમજ કહેછે.
**કેસ૦**—શું કહેછે?

**તખ્ત૦**—કોણ જાણે, મને હવડાં સારીપેઠે સાંભરતું નથી. મને જણાયછે જે એ હશે, "તરવારને આપણે શોભાવીએ, તરવાર આપણને શોભાવે નહિ."

**કેસ૦**—એનો અર્થ પણ તું સારોજ સમજ્યો હઈશ, જે તરવારને શોભાવવી એટલે તેનો ઉપયોગ કરવાને જાણવું એ તું ઠીક જાણેછે!

**તખ્ત૦**—તને સઘળી મશ્કરીજ જણાયછે. પણ બા સાહેબ, તમે જાણજો જે—

**કેસ૦**—ઓઃ હો! તું કહેવાનો છે તે હું પહેલાંથી જાણુંછું. પણ તારી આ તરવારને મુખ્ય ભૂષણ હજુ જોઈએ તે નથી, એવું જાણેછે કે?

**તખ્ત૦**—તે શું? (તરવાર ગલપટામાંથી કાઢીને નીરખીને જુએછે) એમાં કંઈ ઓછું છે એવું મને દીસતું નથી.

**કેસ૦**—ખઈંજ, તો તું મોટો શાનો તરવાર ધરનારો છે! એને હવે એક ફૂમતું નજોઈએ? તે થયાપછી કેવી ડોળદાર દેખાશે!

**તખ્ત૦**—ખરી કલ્પના કાઢી સાંભળ્યું, તો બહેન, તારી પેટીમાં કલાબતુ તથા રેશમ પુષ્કળ છે તેમાંનું—

**કેસ૦**—હું પણ તેજ ધારૂંછું. પણ જો તું મારી આગળ પોતાની કવાયત કરી દેખાડે નહિ, અને તરવારની ધાર મારા ડીલ ઉપર મૂકીને રૂપકાર વાળે નહિ તો.

**તખ્ત૦**—ઘેલી વાત સઘળી. આ લે હાથ ઉપર હાથ; થયું. હવે તને કાંઈ ભય નહિ. પણ જરીનું એક ડોળદાર ફૂમતું વહેલી કર, મારા મિત્રો આવીને મારો સઘળો વૈભવ જુએ તેમાં ચમત્કાર છે.

**કેસ૦**—ત્યારે તરવાર મારી પાસે આપ.

**તખ્ત૦**—(તેનીપાસે તે આપેછે) આ લે; જલદી કર. કામ થયું એટલે હળવેજ આ સેત્રંજી ઉપર આણીને મૂક, કે જોઈએ ત્યારે મને જડે.

**કેસ૦**—તે સારૂ તું ચિંતા કરીશ મા.

## પ્રવેશ ૫.

### તખ્તસિંહ, કેસરબા, ભાવોજી.

**ભાવો૦**—આપણા મિત્ર બેઉ ચોહાણ, અને બેઉ દેવડા, હેઠળ આવ્યાછે.

**તખ્ત૦**—પછી? તેમનાથી ઉપર અવાતું નથી શું? તેમને તેડવાને હેઠે સૂધી મારે આવવું જોઈએ કે શું?

**ભાવો૦**—આપ હેઠળ આવીને તેને માન આપો, એવું મા સાહેબે તમને કહ્યુંછે.

**તખ્ત૦**—ના, ના, હું તેમની વાટ અહિં જોઉં તે સારૂં.

**કેસ૦**—ખરૂં, પણ મા સાહેબ કહેછે તે માટે તમારે હેઠે જવું તેમાં—

**તખ્ત૦**—એ ખરૂં કે? તેમને એટલો સત્કાર યોગ્ય છે? વારૂ ત્યારે હું આ આવ્યો. કેસર, અલી ચાલ વહેલી, ત્યાં શું કરેછે? એમ તરવારનું ફૂમતું થશે કે? ચાલ દોડતી, ખબરદાર, ફૂમતું સારૂં થયું અને તરવાર સારી દેખાઈતો સારૂં છે; નહિતો દેખાડીશ કેમ તે. તરવાર મારા ઓરડામાં લાવીને મૂક. (બહાર જઈને) સાંભળેછે કે?

---

## પ્રવેશ ૬.

### કેસરબા.

(પોતાના મનને) છોકરો અમર્યાદ! જુઓ તે મને કેવું બોલ્યો! સારૂં થયું કે તરવાર મારી પાસે છે. એવું હથિઆર અને લડાઈખોરના હાથમાં, પછી શું? (મોટેથી તખ્તસિંહને) હા, હા, મારૂં થતા સૂધી ઊભો રહે. હું તને ઓળખુંછું તેમ બાપા તને ઓળખતા નથી. આ તારા ગુણ તેમને કહેવા જોઈએ—ઠીક થયું. આ બાપા આવ્યા.

---

## પ્રવેશ ૭.

### અમરસિંહ, કેસરબા.

**કેસ૦**—બાપા, તમે આવ્યા તો સારૂં થયું, હું તમારી પાસેજ આવતી હતી.

**અમ૦**—એવું નાજુક કામ શું છે? તેં તારા ભાઇની તરવાર ક્યાં મેલી?

**કેસ૦**—મેં તેને ફૂમતું લગાવવા સારૂ કહીને તેની૦ પાસેથી લીધીછે. પણ તેની પાસેથી તે ઘાતક હથિયાર કાઢી લેવા સારૂ મેં તે અમથું મિષ કર્યું. હવે ગમે તે કરીને પણ તેને તે આપશો નહિ, બાપા.

**અમ૦**—તેને મેં બક્ષિશ કરી તે પાછી કેમ લેઉં?

**કેસ૦**—તે સારો સમરે ત્યાંસુધી તે તમારી પાસે તમે રાખો. મેં તરતજ તેને જોયો તેવારે એકલોજ શિકલીગરનીપેઠે તરવાર ઘસતો હતો, અને તેના સોબતી આવવાના છે તેમની સામું ફેરફટકો કરવાની વાતો કરતો હતો.

**અમ૦**—એમ કે? કજિયાદલાલ છોકરો! તે પ્રથમજ એવું કરશે તો તેમાં તેને આબરૂ મળશે નહિ; બરૂ કહુંછું. આપ મને તે જોઉં.

**કેસ૦**—(તેને તરવાર આપેછે) આ લો, બાપા, હમણા તે તરતજ દાદરપાસે બરબડતો હતો.

**અમ૦**—અને વહેલી ફૂમતું કરીને મારીપાસે લાવ. (તે બહાર જાયછે.)

---

## પ્રવેશ ૮.

### તખ્તાસિંહ, વડો ચોહાણ, નાનો ચોહાણ, વડો દેવડો, નાનો દેવડો.

(તખ્તસિંહ પગમાં જોડા પહેરીને તેમની આગળ ચાલેછે. તે પાછળથી જોડા કાઢીને આવેછે.)

વડો ચો૦—(વડા દેવડાભણી વળીને હળવેજ) આજ આપણને આ મોટો વિનયયુક્ત સત્કાર થયો.

વડો દે૦—(વડા ચોહાણભણી વળીને હળવેજ) આજ કાલ સત્કારની પણ એવી નવી રીતજ નીકળી હશે, કે ઘરમાં જોડા પહેરીને આગળ ચાલવું.

તખ્ત૦—કેમ રે, તમે ત્યાં શાની કચકચ માંડીછે?—હેં?

વડો ચો૦—ના, કંઈ નહિ, સિંહજી.

તખ્ત૦—હું સાંભળું નહિ, એવું કાંઈ છે શું?

વડો દે૦—તેવુંજ કાંઈ હશે.

તખ્ત૦—વારૂ ત્યારે, તમે તે આ ક્ષણે મને કહો. કહ્યુંજ જોઈએ.

વડો દે૦—એટલો અધિકાર તારીપાસે આવશે ત્યારે તેમ કરાશે.

વડો ચો૦—(ભવાનીને હળવેજ) પારકે ઘેર આવીને એવું કહેવું યોગ્ય નહિ.

વડો દે૦—ત્યારે તેણે પોતાને ઘેર આટલી દાંડાઈ કરવી એ પણ યોગ્ય છે કે?

તખ્ત૦—(ગર્વ કરીને) હું દાંડીઓ, દાંડીઓ! હું તમારી આગળ જોડા પહેરીને ચાલ્યો માટે કે?

વડો દે૦—હા તે માટેજ. તું અથવા બીજો કોઈ અમારે ઘેર આવે ત્યારે અમે એવું કરવાના નહિ.

તખ્ત૦—તમે ગમે તેમ કરો, પણ અરે તમે શું રે મને રીત શીખવનારા?

વડો દે૦—ત્યારે શું, તું અમને શીખવનારો?

તખ્ત૦—પણ તમે સિંહ છો શું?

વડો દે૦—(બેઉ ચોહાણોને તથા પોતાના ભાઈને) તમે મારૂં સાંભળશો, તો ચાલો આપણે અહિંથી જઈએ; પોતાનું સિંહપણું લેઈને એને આનંદથી બેસવા દો.

વડો ચો૦—છી, તખ્તસિંહ! અમે તમારી સંગતિ યોગ્ય નહિ

હતા ત્યારે અમને પહેલેથી તમારે બોલાવવા નહતા. અમે તારે ગળે તો નહિ પડચા હતા.

તખ્ત૦—તમને મેં બોલાવ્યા નથી; મારા બાપે બોલાવ્યા.

વડો દે૦—એમ કે! ત્યારે અમે તારા બાપાપાસે જઈએ છીએ અને તેમને કહીશું કે આપે બોલાવ્યા તેણે કરીને અમે મોટા ઉપકારી થયા, પણ અમારો સત્કાર કરવામાં તમારા દીકરાને ભૂષણ દેખાતું નથી માટે અમે જઈએ છીએ. ચાલોરે તહિં.

તખ્ત૦—(તેમને અટકાવેછે) ભવાની, મશ્કરી ઉપર આટલું શું રે રીસાવવું? તમે આવ્યા તેણેકરીને મને મોટી ખુશી થઈ. આજ મારી જન્મગાંઠનો દિવસ છે, તમારે મને સંતોષ આપવો માટે બાપાએ તમને બોલાવ્યાછે, તે માટે કૃપા કરીને મારી સંગાથે રહો.

વડો દે૦—એમ કહેવાથી તે વાત જુદી, પણ અતઃપર તારે જરા નમ્ર રહેવું. જો મારીપાસે સિંહપણું નથી, તોપણ હું કોઈનો અનાદર સોસનાર નહિ.

વડો ચો૦—થયું ભવાની. હવે આપણે ફરીથી યારી કરીએ.

નાનો ચો૦—તખ્તસિંહ, આજ તારી જન્મગાંઠનો દિવસ છે શું?

વડો ચો૦—હું ઈચ્છુંછું કે તને સઘળાં સુખ હો.

વડો દે૦—હું પણ તેવુંજ ઈચ્છુંછું. અને વળી તને સર્વ સંપત્તિ પ્રાપ્ત હો—(એક કોરે) તારે અંગે લગાર અધિક નમ્રતા આવે.

નાનો દે૦—આજ તને સારી સારી ભેટો પુષ્કળ આવીઓ હશે.

તખ્ત૦—હા ખરીજ.

નાનો ચો૦—પુષ્કળ સુખડી, સાકર, બદામો આવ્યાં જોઈએ એમાં સંશય નહિ.

તખ્ત૦—મને સુખડી? પછી સારૂં કામ! અરે તે તો હું નિત્ય ખાઉંછું.

**નાનો દે૦**—ત્યારે હું શરત મારૂંછું કે પૈસા હશે. બે ત્રણ મોહરો! હેં?

**તખ્ત૦**—(ગર્વ કરીને) તેથકી વત્તી સારી કાંઈ વસ્તુ છે. અને બરૂજ કહુંછું, આપણ સઘળા અહિં છિયે એ મધ્યે તે યોગ્ય છે.

(વડો દેવડો અને ચોહાણ એક કોરે બોલેછે.)

**નાનો દે૦**—તારાસરખું મને મળ્યું હોત તો એટલો ગર્વ થાત નહિ.

**તખ્ત૦**—(તેમનીભણી અવગણનાએ કરીને જુએછે) ગરીબ બિચારા! (બેઉ વડાઓને) કેમ રે? ત્યાં હવે ફરીને શું રે બડબડોછો? તમારે પાસે રહીને મને રમાડવો એ આજ તમારૂં કામ નહિ કે?

**વડો ચો૦**—તને રમાડવાનું અમને પ્રયોજન શું તે દેખાડ.

**વડો દે૦**—જે મિત્રોને તેડેછે, તેણે તેમને રમાડવાનો ચિંતા રાખવી; રીતિ તો એવી છે.—

**તખ્ત૦**—ભવાની, તું બોલ્યો તેનો અર્થ શો રે?

**વડો દે૦**—તેનો અર્થ ઊઘાડો છે.

---

## પ્રવેશ ૯.

### વડો દેવડો, નાનો દેવડો, વડો ચોહાણ, નાનો ચોહાણ, તખ્તસિંહ, કેસરબા.

**કેસ૦**—(તબક ભરીને બરફી આગળ લાવેછે) અહો ગૃહસ્થો, તમને આનંદમાં જોઇને હું હરખ પામુંછું.

**વડો દે૦**—(નમીને) બાઈ, હું તમારો સેવક છું.

**વડો ચો૦**—તમને અહિં જોઇને અમને ઘણો આનંદ થયો, બા.

**કેસ૦**—તમે બહુ યોગ્ય છો—(તખ્તસિંહને) બાઈ, માએ આ તમારા મિત્રોને સારૂ મોકલી દીધુંછે: દૂધ તૈયાર થાયછે તે પાછળથી ભાવોજી લેઇને આવશે; તે તું અને હું એમને પીરશીશું.

**વડો દે૦**—બા, આ તમે અમને મોટું માન આપોછો.

**તખ્ત૦**—તું જા, હવે તારૂં અહિં કાંઈ કામ નથી. મારી તરવારનું ફૂમતું ક્યાં છે ?

**કેસ૦**—તારી તરવાર ફૂમતાસુદ્ધાં તને તારા ઓરડામાં નજર આવશે. ગૃહસ્થો, હું પાછી આવું ત્યાંસુધી તમે કુશળ રહો. (તે તેમને નમેછે અને જાયછે.)

**વડો દે૦**—તમે વહેલાંજ કૃપા કરીને આવશો નહિ, બા?

**કેસ૦**—હું આ માની આજ્ઞા લેઈનેજ આવુંછું.

---

## પ્રવેશ ૧૦.

### વડો દેવડો, નાનો દેવડો, વડો ચોહાણ, નાનો ચોહાણ, તખ્તસિંહ.

**તખ્ત૦**—(પોતે પહેલો બેશીને પછી તેમને કહેછે) આવો તકિયે બેસો. (તે એક બાજા ભણી જુએછે, અને ન બોલતાં બેસેછે. તખ્તસિંહ નાનાઓને પુષ્કળ બરફી પીરસેછે, અને પોતે લેછે. બેઉ વડાઓને સારૂ કાંઈ રાખતો નથી; તેમને કહેછે) જરા રહો, બીજી આવશે પછી હું આપીશ.

**વડો દે૦**—નહિ; તેની અમને ઇચ્છા નથી.

**તખ્ત૦**—વારૂ ત્યારે, નહિ તો નહિ.

**વડો ચો૦**—સિંહલોકની સત્કાર રીતિ એવીજ છે જાણે—

**તખ્ત૦**—તમે ગરીબોને એટલી પ્રતિષ્ઠા શાને જોઈએરે? મેં તમને પહેલુંજ કહ્યું નહિ કે બીજી આવેછે ત્યાંસુધી ખમો? તે આવી એટલે જોઈએ તો લો, નહિતો ન લેશો. સમજ્યા?

**વડો દે૦**—હા, બોલ્યો તે સત્ય છે. એવુંજ આજ અમે કોની સંગતિએ બેઠા છિયે એ પણ અમને સ્પષ્ટ સમજાયું.

**વડો ચો૦**—અરે, તમારા મનમાં ફરીથી કજિયો કરવાનું છે કે શું? તખ્તસિંહ, ભવાની, છિયારો! (તખ્તસિંહ ઊઠેછે, બીજા પણ ઊઠેછે.)

**તખ્ત૦**—( વડા દેવડા પાસે જાયછે ) ગામડીઆના છોકરા, તું કોની સાથે છે એ વાતનો કાંઈ શુમાર રાખેછે કે?

**વડો દે૦**—અમે દાંડ અને નિર્લજ્જ એવા એક સિંહના સંગમાં છિયે; જે પોતાને ઠામે નથી મોટાઈ તે આણેછે, અને જે એક બીજાનું આગત સ્વાગત કેવું કરવું એ વિષે મૂર્ખ છે.

**વડો ચો૦**—ખરૂંજ, તું કહેછે એવુંજ અમારા સર્વનું બોલવું.

**તખ્ત૦**—શું? હું દાંડ! હું નિર્લજ્જ! મને સિંહને તમારે એવું કહેવું?

**વડો ચો૦**—હા; ખરૂંજ, ફરી કહુંછું કે તું મોટો દાંડ, મોટો નિર્લજ્જ છે, તું મોટો મુખ્ય પ્રધાન હોત અથવા રાજા હોત, તોપણ હું તને એમજ કહેત.

**તખ્ત૦**—એમ નહિ. ત્યારે તું કોની સાથે બોલેછે તે હું તને હમણા દેખાડુંછું. (તેના ઉપર હાથ નાંખેછે, વડો દેવડો તેને પકડેછે, તે છોડાવીને ઓરડામાં નાસેછે, અને બારણાં સાચવી દે છે.)

---

## પ્રવેશ ૧૧.

**વડો દેવડો, નાનો દેવડો, વડો ચોહાણ, નાનો ચોહાણ.**

**વડો ચો૦**—ભવાની, આ તેં શો અનર્થ કર્યો? હવે પોતાના બાપાપાસે જશે, અને તેમને નાના પ્રકારનું સમજાવશે.

**વડો દે૦**—તેનો બાપ મોટું માણસ છે. તે નહિ ગયો હોય, પણ હું તેનીપાસે જઈને પૂછીશ કે દીકરાપાસે અમારૂં એવું માન ઉતારવા માટે તમે અમને અહિં બોલાવી લાવ્યા કે શું?

**નાનો ચો૦**—ખરૂંજ, એમાં ભાઈનો કાંઈ વાંક નથી; એ સર્વ વર્ત્તમાન અમારા બાપને કહ્યું તો તે ઠીક કર્યું માટે મનાશે. અમારી લોકોએ અપ્રતિષ્ઠા કરવી એ તેને સહન થનાર નહિ.

**વડો દે૦**—ચાલો મારી સંગાથે. આપણે સર્વ જઈએ અને અમરસિંહને એ સર્વ કહિયે.

---

## પ્રવેશ ૧૨.

### વડો દેવડો, નાનો દેવડો, વડો ચોહાણ, નાનો ચોહાણ, તખ્તસિંહ.

(તખ્તસિંહ તરવાર લેઇને બહાર આવેછે. બેઉ નાના તેને જોઇને એક એક ખૂણામાં અને બીજો થાંભલાને ઓથે ભરાયછે; વડો દેવડો અને વડો ચોહાણ ત્યાંજ ધીરજ પકડીને ઊભા રહેછે).

**તખ્ત૦**—(વડા દેવડાના શરીર ઉપર જાયછે) હવે હું તને શીખવુંછું, ઢોંગા છોકરા. તરવાર ખેંચેછે, એટલે તરવારના પાનાને ઠેકાણે લાંબું મોરનું પીછું જોઇને ઓશિઆળો થઇને ડબકેછે. (નાના છોકરાઓ મોટેથી હસેછે અને તેની પાસે આવેછે.)

**વડો દે૦**—ચાલ, આવ અમારા અંગ ઉપર, તારી તરવારનું પાણી કેવું છે તે જોઈએ તો ખરા!

**વડો ચો૦**—તે શરમાયોછે, તેને વળી લજવ નહિ.

**નાનો દે૦**—હાય રે! તનેજ લેવાનો અધિકાર છે તે જનસ આજ કે?

**નાનો ચો૦**—આ ભયંકર શસ્ત્રે કરીને એનાથી કોઇને ઉપદ્રવ કરાશે નહિ એટલું સારૂં છે.

**વડો દે૦**—શું કરૂં, તારી ઢોંગાઇને મેં આ ક્ષણે પારિપત્ય કર્યું હોત, પણ આવા સમયે તારા ઉપર પરાક્રમ કરવાને મને લાજ લાગેછે.

**વડો ચો૦**—અત્યાર પછી એ આપણી સોબતને યોગ્ય નથી, ચાલો આપણે જતા રહિયે.

**નાનો દે૦**—મોરપીછ ફેરવનારા ફાંકડા સિપાઇ બાવા, રામ રામ, રામ રામ, સિંહ સાહેબ, અમે હવે જઇશું.

**નાનો ચો૦**—તમારા હાથમાંથી તે હથિયાર કોઈ લઇલે ત્યાંલગણ અમે અહિં આવનાર નથી, કેમકે તમે અમને ઘણા બીઆમણા દેખાઓછો.

(તે જાયછે એટલે વડો દેવડો તેમને રાએછે ).

વડો દે૦—આપણે એના બાપને સર્વ કહીશું. નહિતો વાંક આપણો ઠરે.

વડો ચો૦—તું ખરૂં કહેછે, આપણે તેમને પૂછ્યાવગર જઇએ ત્યારે તે આપણને શું કહેશે?

## પ્રવેશ ૧૩.

અમરસિંહ, તખ્તસિંહ, વડો દેવડો, નાનો દેવડો, વડો ચોહાણ, નાનો ચોહાણ.

(અમરસિંહ આવ્યા જોઇને સઘળા મર્યાદાથી ઊભા રહેછે. તખ્તસિંહની ફજેતી થઇછે માટે તે એક કોરે જઇને રૂએછે).

અમ૦—(તખ્તસિંહની ભણી ક્રોધયુક્ત જોઇને) તારૂં એનું શું રે થતું હતું? સિંહજી. (તખ્તસિંહ ઝંખવાયછે, તેનાથી એક શબ્દ પણ બોલાતો નથી.)

વડો દે૦—સિંહસાહેબ, ટંટો થયો એ બાબત અમારા ઉપર રીસ ન કરવી. અમે કાંઇ કર્યું નથી. આવ્યા ત્યારથી તખ્તસિંહે અમારા ચાળા જે માંડ્યા હતા તે શું કહું!

અમ૦—સ્વસ્થ રહો, મારા મિત્રો, હું સર્વ જાણુંછું. ઓરડામાંથી સર્વ તેનાં ચરિત્ર જોતો હતો. સઘળો વાંક તેનો છે. તેમાં પણ તે મારી સાથે કબૂલ થયો હતો કે હું સારી રીતે ચાલીશ માટે તે વત્તો અન્યાયી છે. એ દોંગો છે એ મને ઘણા દહાડા થયાં માલૂમ છે; પણ તેજ દોંગાઇ કિયા પરિણામને પહોંચેછે તે મારે જોવાનું હતું, તે ધ્યાનમાં આવતાંજ મેં તરવારનું પાનું કઢાવીને તેને ઠેકાણે પીછું ઘલાવ્યું; જે કોઇના ડીલ ઉપર પડ્યું તો લોહી નીકળવાનું જરા પણ ભય નહિ. (ચારે છોકરા મોટેથી હસેછે.)

વડો દે૦—પણ અમે ક્રોધ કરીને તેની સાથે જરા અમર્યાદાએ બોલ્યા તેનું કાંઇ આપના મનમાં આણવું નહિ એ અમારી પ્રાર્થના છે.

**અમ૦**—તે વિષે તો મારા ઉપર તમારો ઉપકાર થયો. તમે સારા છોકરા છો, એ માટે આ તરવારનું ભૂષણ તમને શોભે. ભવાની, મારૂં સંભારણું રહે એ સારૂ હું આ તરવાર પાનું ચઢાવીને તને બક્ષિશ આપુંછું. એનો તમારે અંગીકાર કરવો. તારા જેવાને એ યોગ્ય છે.

**વડો દે૦**—સિંહ સાહેબ, આપનું મોટપણું જોઇને અમે આનંદ પામ્યા. આજ્ઞા આપો તો હવે અહિંથી જઇએ. અમારૂં અહિં રહેવું તખ્તસિંહનાથી આજ સહેવાશે નહિ.

**અમ૦**—ના ના, મારા પ્રાણાત્માઓ, તમે અહિં રહો. હું પાસે રહ્યાથી મારો દીકરો તમારા આનંદમાં વિક્ષેપ કરવા પામનાર નથી. તમે સઘળા અહિં રમો. મારી દીકરી તમારી પાસે આવીને તમને જે જોઇશે તે પૂરૂં પાડશે. મારીસાથે બીજા દીવાનખાનામાં ચાલો. (તખ્તસિંહ ભણી જોઇને કહેછે) છોકરા, તું જો અહિંથી હાલ્યો તો ખબરદાર: અહિં એકલો રહીને પોતાની જન્મગાંઠનો દિવસ જોઇએ તેમ કર, તું ઘરડો થશે તોપણ તારે અંગે યોગ્યતા આવતા સુધી તને તરવાર મળવાની નથી.

(સર્વ ઊઠીને જાયછે.)

---

## વહાલી અને મીઠો.

ગંગાબાઈ કરીને એક રાંડેલી સ્ત્રી હતી તેને વહાલી અને મીઠો એ નામે બે છોકરાં હતાં. બેઉ પણ તેની મમતાને યોગ્ય હતાં, પરંતુ તેની પ્રીતિ મીઠા ઉપર ઘણી હતી. માને મીઠો ઘણો ગમે એ મનમાં આણીને વહાલીને દુઃખ થાય, પણ તેણીએ તે બહાર દેખાડયું નહિ. તે રૂપે સાધારણ પણ ગુણે કરીને ઘણી ઉત્કૃષ્ટ હતી અને તેનો ભાઈ કામદેવસરખો સ્વરૂપવાન્ તે ઉપર માની રૂચિ હતી તે માટે તે તેનુંજ ઘણું લાડ કરે. પ્રીતિથી તેને વારંવાર લે. દાસી, ચાકર પણ ધણીઆણીની મરજી જોઇને તેનું સમાધાન રાખે. માની અપ્રીતિ માટે વહાલીને કોઈ ગણે

નહિ, તેને જોઇએ તે પદાર્થ મળે નહિ, તથા અન્ન વસ્ત્રાદિક જેની જરૂર તેના પણ તેને હાલ પડે, તે એકાંતે જઇને ડૂડવે ડૂડવા મૂકીને રડે, પણ બહાર કદી પોતાના દુઃખનો એક અક્ષર બોલી નથી, કે તેણે અસંતોષનું ચિન્હ દેખાડ્યું નથી. પોતે સુંદર નથી માટે જે પોતાના ઉપર માનો અનાદર છે, તે તેના મનમાંથી જવા એ માટે વહાલીએ ઘણા ઘણા ઉપાય કર્યા; વર્ત્યાવ્યું તેમ વર્તી, સાધુમણાએ ચાલી, આજ્ઞા પાળી, પણ વ્યર્થ. જે આંખો બહારના રંગને ભૂલી, તેમની દૃષ્ટિ તેના અંતરના ગુણભણી પહોચે નહિ. કહેલું કામ વહાલી જીવ દેઇને કરે, પણ ગંગાબાઇના ધ્યાનમાં તે આવેજ નહિ. વહાલી જન્મીને તરતજ ગંગાબાઇનો ભાયડો મુઓ; તે દહાડાથકી તેને તેનો અભાવજ આવ્યો. તે તેને નિત્ય ચીઢે અને જે ગુણ મોટી બાયડીઓમાં પણ વિરલા તે તેમાં નહિ માટે તેને મહેણાં દે.

એવી તે નઠારી મા એક સમયે માંદી પડી, તેનું દુઃખ જોઇને મીઠો ઘણો વિહ્વળ થયો. તેની દીનવાણી, મુખચર્યા, કાલાવાલાનું બોલવું એવી નજર જોઇને વહાલીને જણાયું કે તેના ખોટા સ્વભાવમાં ફેર પડ્યો. તે મનમાં આણીને તેણે ભાઇ કરતાં સોગણી વત્તી તેની ચાકરી આરંભી. તેને જે જે જોઇએ તે માગવાને તેને બોલાવવાનો શ્રમ પડે માટે વહાલી પોતાના ડહાપણથી શોધી કાઢે, અને તેની આસનાવાસના રાખે. મંદવાડ ભારે હતો ત્યાંલગણ તેણે તેની પથારી છોડી નહિ. મા તેની વિનતિ કરે, છેલ્લે ધાક દેખાડીને પણ કહે, તોપણ તે એક ક્ષણ ઊંઘ લે નહિ. છેલ્લે ગંગાબાઇ સારી થઇ, તે વારે વહાલીને નિરાંત થઇ. એવું થતાં પણ માએ પહેલાંની પેઠે તેની સાથે કઠોરપણું આરંભ્યું. તે જોઇને વહાલીને ફરીથી નવી ચિંતા ઉત્પન્ન થઇ.

એક દહાડો ગંગાબાઇ છોકરાં સાથે પોતાના મંદવાડની વાતો કરતી બેઠી હતી અને બોલી કે છોકરાં, તમે મારી ઘણી સંભાળ કરી. માટે હું તમારી ઉપકારી થઇછું; એમાટે તમને ગમે તે

વસ્તુ મારૂં સામર્થ્ય જોઇને માગો. હું આપીશ. તેણીએ મીઠાને પહેલાં પૂછ્યું "મીઠા, તારે શું જોઇએ?" મીઠો બોલ્યો, "એક કંઠી અને ચોકડું." તે બોલી, "તને હું તે કાલે સવારે આપીશ." "અને વહાલી, તને અલી." વહાલી ધ્રુજતી ધ્રુજતી ઉત્તર દેછે, "શું! મને! મને! તું મારા ઉપર હેત કરે તો મને બીજું કાંઇ નહિ." મા બોલી "એ ઉત્તર નહિ, હું તને કાંઇ બક્ષિશ આપીશ, તારે શું જોઇએ તે કહે વહેલી."

વહાલીને માનાં નિત્ય કઠોર ભાષણ સાંભળવાની ટેવ હતી, તોપણ તે શબ્દે કરીને તેને ઘણુંજ દુઃખ લાગ્યું. તેણીએ માના પગ સારી પેઠે દાબીને આંસુએ કરીને નવાડ્યા. પછી, પાણીના ભરેલા ડોળાએ માના મોઢા સામું જોઇને તરતજ તેણીએ બે હાથ પોતાના મોઢા ઉપર ઢાંક્યા, અને હળવેજ આ શબ્દ બોલી, "જેમ તું પ્રીતિથી મીઠાને દેછે, તેમ મને બે બોકીઓ માત્ર દે."

તે શબ્દ સાંભળીને માનું કઠોર હૃદય તરતજ પીગળ્યું. પછી તેને બાથ ભીડીને છાતીસરસી લેઇને તેણીએ બોકીઓનો સુકાળ કર્યો. વહાલીને તે પ્રથમજ લાભ. તેણીએ તે સમયે આનંદમાં નિમગ્ન થઇને માના મોઢાને, ગાલને, આંખોને, ઉરને, હાથને પુષ્કળપણાથી બોકીઓ દીધી. તે જોઇને મીઠાને ઘણો આનંદ થયો. તે પણ તેને બોકીઓ દેવા લાગ્યો. તે દહાડે માને એવું થયું કે હું આજ સ્વર્ગસુખજ ભોગવુંછું કે શું! અમૃતપાનજ કરૂંછું કે શું! છોકરાંએ એમ જાણ્યું કે મા નથી, એ અમારૂં કોઇ કલ્પવૃક્ષ છે. તે જે જે ઇચ્છા કરે તે તે મા તત્કાલ પૂરી કરે. એ પ્રમાણે તે કુટુંબ તે દિવસથકી ઘણું સુખી થયું. ગંગાબાઇએ વહાલી પાસેથી ઘણા દહાડા પ્રેમ રાખી મેલ્યો હતો તે તેને વ્યાજસુદ્ધાં આપ્યો. વહાલી પણ માને નિત્ય નવો પ્રેમ કરીને તેને સંતુષ્ટ કરે. મીઠાને પણ તે વાતનું લવમાત્ર દુઃખ થયું નહિ. બહેન સુખી થઇ જોઇને તે આનંદ પામ્યો. માએ પહેલાં તેનું અતિશય લાડ કર્યું તેણે કરીને તેનો

મૂળનો સારો સ્વભાવ લગારેક બગડ્યો, અને તે આગળ કંઇ ખોટો ગુણ કરવા લાગ્યો, તે માટે બે ચાર વાર માની માયા તે ઉપરથી છેક ઊતરવાનો પ્રસંગ આવ્યો હતો, પણ વહાલીએ તે બાબત સાચી જાહી કરીને તેને સંભાળી લીધો. તે તેને વારંવાર શાણપણાની બુદ્ધિ શીખવે, તેણે કરીને તે છોકરો પછી સારો થયો. તે ત્રણેના અનુભવમાં પક્કું આવ્યું કે ભાઈ બહેનની, મા છોકરાંની, પરસ્પર મમતા થયાવિના કુટુંબમાં ખરેખરૂં સુખ વસતું નથી.

---

## ઘેટાનું બચ્ચું.

એક ગરીબ ગામડીઆની છોકરી નામે લાડી એક દહાડો સવારે રસ્તાની કોરે હાથમાં દૂધનું વાસણ તથા હાજરીનેસારૂ કડકો રોટલો લેઇને બેઠી હતી, તેટલામાં ત્યાંથી એક ભરવાડ ગાડું ભરીને ઘેટાનાં બચ્ચાં વેચવાને લેઈ જતો હતો. તે ઘેટાં પગ બાંધીને એક ઉપર એક ગોઠવ્યાં હતાં. તેમાં કેટલાંએકના ડોકાં હેઠે લટકતાં હતાં. તે બિચારાં તે પીડાએ કરીને બરાડે, તેણે કરીને તેટલી સઘળી જગ્યા ગાજે. તે સાંભળીને લાડીનું હૃદય ભેદાયું, પણ ભરવાડના મનમાં કાંઇ દયા આવી નહિ. તેણે પોતાની ખાંધ ઉપર પણ એક ઘેટું ઊંચક્યું હતું.

તે લાડીની પાસે આવ્યો તેટલામાં તેને ખાંધ ઉપરનું ઘેટું મુઆ જેવું જણાયું, તેથી તેણે તે લાડીભણી નાંખ્યું અને બોલ્યો, "છોકરી, લે આ તને હું હાજરીને સારૂ આપુંછું; એ રાંડનાએ મરીને મને બે રૂપિઆનો ટોટો દીધો." એમ કહીને તે આગળ ચાલતો થયો.

લાડી પોતાનો દૂધ રોટલો મૂકી દેઇને તત્કાળ તે બચ્ચાને ઊપાડીને છાતી સાથે લેઇને દયાળુ દૃષ્ટિએ તેનીભણી નીરખેછે. અને કહેછે, "રે ઘેટાના બચ્ચા, મને તારી દયા કેમ આવેછે વારૂ ! આજ નહિ તો કાલે પણ તે તારા ગળામાં છરી ઘોંચત તે ભય તને હવે રહ્યો નહિ." એવું તે કહેછે, એટલામાં તેના

શરીરની હુંફ લાગીને બચ્ચાએ લગારેક આંખો ઊઘાડી અને હાથ પગ હલાવીને મેં એવો હળવેથી શબ્દ કર્યો, જેમ કોઈ કહેશે કે તે માનેજ બોલાવેછે. તે સમય જે લાડીને આનંદ થયો, તે કોણ વર્ણવશે? તે તે બચ્ચાને ઓઢણી ઢાંકેછે, તે ઉપર ડીલની ચોળી કાઢીને પહેરાવેછે, તેને હુંફ આવવાસારૂ ડોકું બાંગસ્થી નમાવેછે, તથા ઘણા જોરથી તેના નાકકાનમાં ફૂંકો મારેછે, પછી તે હળવે હળવે હાલવા લાગ્યું. તે જોઇને એની છાતી આનંદથી ભરાઈ આવી. પછી તેણીએ રોટલો ભાગીને દૂધમાં બોળ્યો; તેમાંથી એક કડકો લેઇને ઘેટાના બચ્ચાનું મોઢું ઊઘાડીને મોટા પ્રયત્નથી માંહે ઘાલ્યો. બચ્ચું ભૂખની પીડાએ મરવાને તૈયાર હતું, તેને તે અન્ન પહોંચતાંજ જરા શક્તિ આવી. પછી તે પગ મોકળા કરવા લાગ્યું. ઘડી એકમાં તરત તેને પોતાને પગેકરીને ઊભા રહેવાની શક્તિ આવી. પછી તે પોતે પોતાની મેળેજ લાડીના દૂધના વાસણ ભણી ગયું, અને તેણે તેમાંહેલો સઘળો દૂધ રોટલો ખાધો, તે જોઇને લાડી કૌતુકથા હશી. બીજી એક ઘડી ગઈ નથી તેટલામાં તે લાડી આગળ નાના પ્રકારે નાચવા બરાડવા લાગ્યું.

લાડીને આનંદ થયો અને તેણીએ તેને દાબીને પકડી લીધું. પછી દોડતી ઘેર જઇને માને દેખાડ્યું. તેવાર પછી તેનું નામ બાબા પાડ્યું. તેણીએ સર્વ પ્રકારે તે બચ્ચાનું મમતાથી પાલન કર્યું. તેને રોટલો મળે તેમાંનો તે તેને ખવડાવે, પાણી પાય, પંપાળે. પોતાના ખાટલાઉપર ઊંઘાડે. તે કહે કે એને બદલે મને સો ઘેટાં આપે, તોપણ નહિ આપું. તે બાબા પણ લાડીનો ઉપકાર જાણીને તેના વગર પગલું મેલે નહિ. તે આવીને પેલીને ચાટે, તેના હાથમાંથી ખાય, તેની આગળ પાછળ ખેલ કરે. કદી બચ્ચાને લીધા વિના તેને બહાર જવું પડે, તેવારે લાડી આવે ત્યાંલગણ તે કરૂણા આવે એવું બરાડતું રહે.

એપ્રમાણે તે લાડીએ પેલા અનાથ બચ્ચાનું દયાળુપણાથી પોષણ કર્યું. એનું ફલ તેને ઈશ્વરે જલદી આપ્યું. બાબા મોટી

બેઠી થઈ, તેવારે તેણીએ લાડીને પુષ્કળ કરચાં બરચાં આપ્યાં, તેનો પણ બીજો વિસ્તાર થતો ગયો; સારાંશ કે થોડાંક વર્ષમાં લાડીના સર્વ કુટુંબને પીધા જેટલું દૂધ, અને પહેરવાને ઊનનાં લૂગડાં, એ સર્વે તે બાબાની સંતતિથકી ભરપૂર પ્રાપ્ત થતાં ગયાં.

## દ્રાક્ષનું થડિયું.

ઔરંગાબાદમધ્યે માધવરાય કરીને કોઈ એક ગૃહસ્થ હતા તે એક દહાડો પોતાના છોકરા દોલતને લેઈને વાડીમાં ફરતા હતા. ત્યાં અનેક પ્રકારનાં ઝાડ ફૂલેલાંછે, કેટલાંએકને તરતજ પલ્લવ ફૂટ્યાછે, કેટલાંક લીલાં છમ દેખાયછે, કેટલાંકને, ધોળો, કેટલાંકને રાતો મોર આવ્યોછે. એવું તેમણે દીઠું.

તે જરા આગળ ચાલતાં વાડીમાંહેલા બંગલાપાસે આવી પહોંચ્યા, ત્યાં બંગલાસામું એક દ્રાક્ષનું થડિયું હતું. તેને આડા અવળા આમળા પડ્યાછે, તે ઉપર પાંદડું નામ લેવાને પણ નથી. તેના સૂકા વેલા વેરણ ખેરણ જ્યાં ત્યાં ચાલ્યાછે, તે જોઈને દોલત બાપને કહેછે, "બાપા, જુઓ આ મઉ ઝાડ! એનું અહિં શું કામ છે વારુ? તમે રામાને કહીને તેને કાપીને એનાં ઇંધણાં કેમ કરાવતા નથી?"

એવું કહીને તે પેલા ઝાડને હડસેલા મારવા લાગ્યો; પણ તેનાં મૂળિયાં ઊંડાં ગયેલાં, તે તેના દેવથી પણ ઊપડે? તેને માધવરાય કહેછે, "છોકરા, તું તેને દુઃખવીશ મા, મારે તે તેમજ રહેવા દેવું જોઈએ; વખત આવશે તેવારે હું તને તેનું કારણ કહીશ."

**દોલત.**—પણ બાપા, તેની પાસે બીજાં ઝાડો છે તે જુઓ કેવાં ફળે, પુષ્પે ભરેલાંછે! એ તેવું હોય ને રાખિયે તો ઠીક. આ બીજાં શોભીતાં ઝાડોમાં એ ઘણું નઠારું દેખાય છે, હું રામાને કહીને તે ઊખેડાવી નંખાવુંછું, કેમ?

**માધવરાય.**—નારે મારા લાડકવાયા, હું તને કહુંછું કે એ એવુંજ રહેવા દે, બીજા ત્રણ મહીનાસુધી તો રહેવા દે. જોઈએ તો પછી ઊખેડી નખાવજે.

દોલત આગ્રહ કરે કે તે ઊખેડી નાંખવું. બાપ તેને બીજી વાતોનો નાદ લગાડે. એમ થતાં થતાં દોલત તે વાત વીસરી ગયો, એટલે તે તેમજ રહી. એક દહાડો માધવરાયને કંઈ કામ સારૂ દૂર ગામડે જવું પડ્યું, તે ચૈત્ર મહીનાસુધી ઘેર આવ્યો નહિ. પછી આવ્યો ત્યારે પહેલો તે છોકરાને સંગાથે લઇને વાડીમાં ગયો.

તે દહાડે ઊકળાટ ઘણો થતો હતો માટે તે બેઉ બંગલાની છાયે જઇને બેઠા. તે વખતે દોલત કહેછે, "આહા બાપા, શી આ છાયા થંડી છે ! શી આ ઝાડો શોભા આપેછે ! પેલી વાત સારી યાદ આવી; આપણે પેલું તે દહાડાનું થડિયું આજ ઊખેડી નાંખિયે, આવો, અને તે ઠેકાણે આ સુંદર ઝાડ દેખાયછે તે વાવિયે. એનાં ફળ કેવાં સારાં શોભેછે ! કાંઈ જાંબુઆ, કાંઇ છેક કાળાં. આટલી સઘળી વાડીમાં આ સરખું સુંદર ઝાડ મને બીજું દેખાતું નથી. બીજાં ઝાડો ઉપર હમણા ફળ દેખાતાં નથી, પણ એ જો કેવું સર્વ ઠેકાણે ઢંકાયેલુંછે, અને પાંદડાં કેવાં ટોપસરખાં સારાં દેખાયછે ! એનાં ફળ સુંદર દેખાયછે તેવાંજ ગળ્યાંછે કે નથી, એ મારે જોવાનું છે."

માધવરાયે તેને તેમાંહેથી એક દ્રાક્ષ તાડીને આપી તે ચાખીને તેને અધિક આનંદ થયો; પછી જ્યારે તેના બાપે તેને કહ્યું કે તે દહાડે તું ઊખેડી કાઢવાને ઇચ્છતો હતો તે નઠારા થડિયાનાં આ ફળ, એને દ્રાક્ષો કહેછે, તે વેળા તેને ઘણુંજ આશ્ચર્ય લાગ્યું. બાપ તેને કહેછે, "છોકરા, હવે તારી ઇચ્છા હોય, તો હું રામાને બોલાવીને એનાં બાળવાને ઇંધણાં કરાવું."

**દોલત**.—ના, ના, બાપા, ના, એવું કરવું નહિ. ગમે તો બીજાં સર્વ ઝાડો કપાવો, પણ આ દ્રાક્ષો મને ઘણીજ ભાવેછે.

**માધ**૦—ત્યારે હવે જો, કે તું કહેતો હતો તે મેં નહિ સાંભળ્યું તેથી સારૂં થયું કે નહિ ? તને તે ઝાડ જોઇને જેવું જણાયછે તેવુંજ લોકોને જણાયછે.

કોઈ છોકરો લૂગડાં વગર, બહારથી જોયામાં નઠારો, એવો

આપણે જોયો, એટલે આપણે તેની અવગણના કરીએ છિયે; અને તેની અવસ્થાસાથે આપણી અવસ્થા સરખાવીને આપણે મોટાં માણસ એવું માનીને ગર્વે ફૂલાઇએ છિયે. કોઇ વખતે આપણે તેને કઠોર વચન પણ બોલવાને ચૂકતા નથી. તો છોકરા, એવું જ્યાં નજરે પડે ત્યાં ઉતાવળા થઇને એકાએક નિશ્ચય કરીએ નહિ, કોણ જાણે તે નઠારૂં શરીર મોટા જીવનું ઠેકાણું થઇ શકે, કે જે જીવ પોતાના સદાચરણે કરીને, પુરૂષાર્થે કરીને એકાદ દેહાડે વિશ્વાસ, આશ્ચર્ય કરવાને લગાડશે અથવા પોતાના જ્ઞાને કરીને લોકોનું અજ્ઞાન દૂર કરશે. પેલું હમણા વાંકું થડિયું છે પણ આગળ ઉત્તમ ફલોએ ફળી શકશે.

---

## શેલોત.

એક દિવસે પ્રાતઃકાળે દોલતરાય પોતાના ઓરડામાં મોટા કામમાં હતા, તેવારે ચાકર કહેતો આવ્યો કે માધવજી શેલોત બહાર દરવાજા ઉપર આવ્યોછે, તે મળવા ઇચ્છેછે. દોલતરાયે કહ્યું કે તેને પ્રાર્થના કરીને જરા દીવાનખાનામાં બેસાડ: કાગળ પૂરો કરીને હું આ આવ્યો. ચાકર શેલોતને દીવાનખાનામાં તેડી ગયો, તે વખત રામરાય, કૃષ્ણરાય, તથા સૂરજ કુંવર, દોલતરાયનાં છોકરાં, ત્યાં હતાં. તે માંહે જતાંજ તેણે તેમને જુદા જુદા રામરામ કર્યાં, પણ ગામડિયાનું નમવું એટલે અનાડી, તેણે ઊભું કેમ રહેવું, કઇ રીતિએ હાથ ઊંચો કરવો, કે માથું કેમ નમાવવું, એ સારી પેઠે શિક્ષિતપણે તેને માલૂમ નહિ. તે બેઉ છોકરા તેની મશ્કરી કરીને એક બીજાની સામું જોઇને હાથવડે મોં ઢાંકીને હસવા લાગ્યા. તેઓ તેની પાસે આવી તેનો પહેરવેશ ઠીક નિહાળીને જોવા લાગ્યા. પછી એક એકના કાનને લાગીને મોટેથી હશ્યા તેથી ગામડાવાળાને ઘણી શરમ લાગી. છેલ્લે રામરાયે ચેષ્ટાની પરાકાષ્ઠા એટલે સુધી કરી કે તે માધવજીની આગળ પાછળ ફર્યો અને નાક પકડીને પોતાના ભાઇને પૂછેછે, "કૃષ્ણરાય, અહિં ખાતરની ગંધ આવેછે

એવું તને જણાતું નથી?" પછી તે અંગારો મૂકીને ધુપદાની લાવ્યો. તે ઉપર અગરબત્તીનો ભૂકો મૂકીને તે ગંધ દૂર કરવા-માટે બધા દીવાનખાનામાં ફર્યો. પછી ચાકરને હાંક મારીને કહ્યું કે પેલો માણસ આવ્યોછે તેના પગની ધૂળ સેત્રંજીને લા-ગીછે તે ઝટકી નાંખ. એમ ભાઇને ચેષ્ટા કરતા જોઇને આ-ણીમેર કૃષ્ણરાય વાંકો વળીને ખડખડાટ હસ્યો.

સૂરજકુંવર તેમની બ્હેન અમથી ઊભી હતી, તેને તે ગમ્યું નહિ. તેણીએ ભાઇઓને બોલી મારી, અને શેલોતને રીસ ન લાગે માટે તે તેની સરભરા કરવા લાગી. તેણીએ તેને હેઠા બેસાડીને પોતાને હાથે પાનસોપારી આપ્યાં. સારો જરદો તમાકુ આગળ મૂકી તેની લાકડી બહાર હતી તે પોતે જાતે આ-ણીને તેના આગળ મૂકી. એટલામાં દોલતરાય માંહેથી આ-વ્યા તેણે તેનીપાસે આવીને મિત્રપ્રમાણે તેનો હાથ પકડીને પો-તાની પાસે તકીએ બેસાડ્યો. તેનાં છોકરાં માણસનો સમા-ચાર પૂછીને આવવાનું કારણ પણ પૂછ્યું. તેણે ઉત્તર કર્યો, "હું મારો છમાહી હફતો ભરવા સારૂ આવ્યોછું" ત્યાંજ તેણે મોહરોની ભરેલી વાંસળી કમરેથી છોડી અને દોલતરાય આ-ગળ ખાલી કરી બોલ્યો, "મુદતઉપર ચાર દહાડા વત્તા થયા માટે રાયજીએ મનમાં વિષાદ આણવો નહિ. પરમ દહાડે વરસાદ ઘણો થયો તેણે કરીને ગાડીની વાટ ચાર દહાડા બંધ પડી હતી, એટલાસારૂ દાણા બજારમાં વેચી નાંખવાને મારાથી બન્યું નહિ."

દોલતરાય બોલ્યા, "શેલોતજી, તમારા વિષે મારા મનમાં કદી વાંકું આવવાનું નહિ; તમે પ્રમાણિક માણસ છો, તે હું જા-ણુંછું. મુદ્દત થઈ ગઈ માટે તમારી પાસે સિપાઈ મોકલવાનું કામ નહિ." દોલતરાય તે મોહરો ગાલિચા ઉપર ગણેછે. તેમનો વહેવાર જોઈને રામરાય શેલોતજીના મોઢા સામું જુએછે, અને વિચારેછે કે આ કોઈ મોટો માણસ છે.

મોહરો ગણી રહ્યાપછી શેલોતજીએ છોકરાંને સારૂ ખાવાનું

છે એવું કહીને કામળીમાંહેથી પડીકું કાઢ્યું, તેમાં કાંઈ સૂકાયેલી રાયણકોકડી, અંજીર વગેરે હતાં તે દોલતરાયની આગળ મૂકીને કહેવા લાગ્યો કે "રાયજી, મારી એક ઇચ્છા છે, તે કૃપા કરીને પૂર્ણ કરો; એક દિવસે આપ છોકરાંસહવર્તમાન મારે ગામ આવીને મને આનંદ કરાવો. મારી બળદીઆની ગાડી લેઇને હું પોતે તમને તેડવાને આવીશ."

દોલતરાયે કહ્યું વારૂ, અને તેને જમવા રહેવાસારૂ ઘણો આગ્રહ કર્યો. શેલોત બોલ્યો, "ક્ષમા કરો, મારે શાહેરમાં લોકોસાથે પુષ્કળ સાટાં મારવાનાં છે, અને ઘેર જલદી જવું જોઇએ." દોલતરાયે શેલોતજીનાં છોકરાંને સારૂ પસ્તાં, બદામો, તથા સાકરનો પડો કરીને આપ્યો. પછી શેલોતજીને સત્કારપૂર્વક દરવાજા સૂધી પહોંચાડીને તેને વિદાય કરીને પાછા ફર્યા.

શેલોતજી ગયા પછી સૂરજકુંવરે ભાઇઓના મોઢાઉપર તેઓએ શેલોતનું અપમાન કર્યું તે બાપને કહ્યું. દોલતરાયે તે સાંભળીને તેમના ઉપર ઘણો ક્રોધ કર્યો, અને સૂરજકુંવરને ઘણી શાબાશી આપી. તેને ઊંચકીને બોકી દેઇને બોલ્યા, "ભલા માણસ સાથે કેમ ચાલવું એ મારી બા, તું સારૂં જાણેછે."

પછી શેલોતે આપેલું પડીકું તેણે ઊઘાડ્યું તેમાંહેથી કંઈ અંજીર અને રાયણકોકડી છોકરી તથા પોતે મળીને ખાધાં; રામરાય, કૃષ્ણરાય પાસે હતા પણ તેમને આપ્યાં નહિ. તે પદાર્થ જોઈને તેમના મોંમાં પાણી છૂટ્યું અને તેમની જીભડીઓ લાળ ઘૂંટવા લાગી; પણ તે દોલતરાયે મનમાં આણ્યું નહિ. તેણે ફરીથી સૂરજકુંવરની પ્રશંસા કરી, અને તેને ઉપદેશ કર્યો કે "નઠારાં લૂગડાં ઉપરથી કોઇને હસવું, એ હલકા મનુષ્યનું કામ છે. જો આપણે ઊંચાં લૂગડાં ઉપર કોઇને મોટા માણસ માનિયે, તો તે વસ્ત્રને માન આપ્યું એવું થાયછે, તેમાં તેના પહેરનારને કાંઈ નહિ. જે સાદાં લૂગડાં પહેરેછે તે ઘણું કરીને પ્રમાણિક પુરૂષ હોયછે; તેનું દૃષ્ટાંત આ શેલોતજીનુંજ. તે મહેનત કરીને પોતાની બાયડી, છોકરાંનું પેટ ભરેછે; વખતે વખતે કરારપ્રમાણે

હપ્તો ભરવાને કદી ચૂકતો નથી; એવું હું આજ પાંચ વર્ષ થયાં નિરંતર જોઉંછું. દીકરી, આ જો, એવો પ્રમાણિક નહોત તો તારો અને તારા ભાઇનો ખર્ચ મારાથી ચલાવાત નહિ; કેમકે એની પાસેથી જે પૈસા આવેછે તેણે તમારૂં અન્ન વસ્ત્ર અને શીખવું થાયછે."

એવું ભાષણ કરીને રહેલું ખાવાનું દોલતરાયે ભંડારિયામાં તાળું દેઇને મુક્યું; રામરાય અને કૃષ્ણરાય તેની પાછળ પાછળ આશા ભર્યા ગયા, તેમને બાપે કહ્યું, "તમે સમજતા હશો કે વારૂ હવડાં નહિ, તો સાંજે તો એમાંહેનું કાંઇક અમને મળશે, તો હું નિશ્ચયપૂર્વક કહુંછું કે તમે એની આશા છેક છોડો. તમારા ભલાપણા બાબત શેઠીઆતજીનું મન રાજી થશે એટલે તેજ તમને કાંઈ મોકલી દેશે."

**રામ૦**—પણ બાપા, તેને શરીરે ગંધ આવતી હોય તેવારે મારો શો વાંક?

**દોલ૦**—તેના શરીરે ઉપર શાની ગંધ આવતી હતી?

**રામ૦**—છાણના ઊકરડાની. અરેરે! તે મારાથી સહેવાય નહિ.

**દોલ૦**—તેણે તે ગંધ ક્યાંથી આણી હશે વારૂ?

**રામ૦**—હું જાણુંછું કે તે છાણ ભરતો હશે.

**દોલ૦**—એમ કે? ત્યારે છાણ ભર્યાવિના તેણે કેમ કરવું?

**રામ૦**—તેણે—તેણે—તેણે—

**દોલ૦**—હું જાણુંછું કે તેણે ભૂંઇઉપર ખાતર જરા પણ ન ઘાલવું.

**રામ૦**—તેજ એક ઉપાય દેખાયછે.

**દોલ૦**—જો ખાતર સારૂં ન ઘાલ્યું તો પાક સારો કેમ થશે? પાક મોઠો આવે ત્યારે તેનાથી મને ધણીપણાનો કર કેમ અપાશે?

રામરાય આગળ કાંઈ બોલત, પણ બાપે જે આંખો ફેરવી તેમાં તેને બાપની રીસ સ્પષ્ટ દેખાઇ આવી માટે તે છાનોજ રહ્યો. તે પછી આઠ દહાડા ગયા, એટલે માધવજી શેઠીઆત પાછો આવ્યો, તેણે દોલતરાયને મોટો આગ્રહ કર્યો કે આજ આપનાં પગલાં મારે ઘેર આવે.

દોલતરાયે તેના ભાવને સારૂ તેડું માન્ય કર્યું. તે વખત રામરાય તથા કૃષ્ણરાયે બાપના ઘણા કાલાવાલા કર્યા કે અમને સાથે લો, અમે ત્યાં મોટી નમ્રતાથી ચાલીશું. પછી દોલતરાય એમની પ્રાર્થના સાંભળીને તેઓ સુદ્ધાં શેલાતજીની ગાડીમાં બેઠા, અને શેલાતજીએ ગાડી હાંકીને હાંહાં કહેતાં તે પોતાને ઘેર એવા જલદી આવી પહોંચ્યા કે તે તફાવત તેમને જણાયો સરખો પણ નહિ. ગાડીનો શબ્દ સાંભળીને શેલાતની બાયડી સોનબાઈ વહેલી બેહાર આવી આંગણાનો દરવાજો ઊઘાડચો. તે વખતે તેને આનંદ થયો તે કોણ વર્ણવશે? તેણીએ છોકરાંને ગાડીમાંહેથી હેઠે ઉતાર્યાં, એક એકને આલિંગન દીધાં, બોકીઓ કરી, અને તેમને ઘરમાં તેડી ગઈ. ત્યાં તેનાં છોકરાં પણ શણગારીને તેમની વાટ જોતાં બેઠાં હતાં. તેમણે પ્રીતિથી મોટી નમ્રતાએ તેઓનું આગત સ્વાગત કર્યું. પછી શેલાતજી દોલતરાયને માળઉપર તેડી ગયા, ત્યાં દ્રાક્ષો, લીંબુઓ, ચકોત્રાં, અનનાસ, દાડમ, કેળાં, અંજીર, જમરૂખ એવાં નાના પ્રકારનાં ફળ, અને ગુલાબ, મોગરો, જાઈ, કુંદ, ચંબેલી, ચાંપો, એવાં ફૂલ, આગમજથીજ આણી મૂક્યાં હતાં. પાણી સ્ફાટિકના જેવું નિર્મળ, અમૃત જેવું મીઠું હતું. સાકર, બદામ, પિસ્તાં, લીંબુનો શરબત, વગેરે હતાં. દોલતરાય લગાર સ્વસ્થ થઇને પોતે તથા છોકરાંએ તેમાંથી કાંઈ ખાધું, અને આનંદ પામ્યાં. શેલાતજીનાં વાસણ સોનારૂપાનાં નહતાં, ત્રાંબાં પીતળનાંજ હતાં, પણ સ્વચ્છ ચકચકતાં હતાં. જે ઉપર પદાર્થ પીરસ્યા હતા તે થાળીઓ ન હતી, પણ કેળની પત્રાવળીઓ હતી; તે જોઇને રામરાય આડો વળીને કૃષ્ણરાય ભણી જોઇને ગાલમાં હસ્યો; કૃષ્ણરાય પણ તેની સામું જોઇને હળવેજ હસ્યો. તે શેલાતજીના લક્ષમાં આવ્યું, ત્યારે તે બોલ્યો, રાવજી, તમે પોતાને ઘેર રૂપાની થાળીઓમાં પદાર્થ ખાઓછો તેમ અહિં નથી ખરૂં, પણ અમે ગરીબોએ ભક્તિએ કરીને અર્પણ કર્યુંછે, તે ભાવથી માની લેવું.

પછી ફળાહાર થયા ઉપરાંત લગારેક અહિં તહિં ફર્યા, એટલામાં જમવાની વખત થઈ. જમણ પણ સાદું, સ્વચ્છ, અને મીઠું હતું. તે પદાર્થ ખાધાથી તે છોકરાઓને માલૂમ પડ્યું કે અમે આવી રૂચિથી કદી જમ્યા નહતાં. દિવસ ઉષ્ણ કાળના હતા, વાયુ મંદ સુગંધ શીતળ વાતો હતો, તેના યોગેકરીને દોલતરાયને ડોલું આવ્યું; પછી જરાક વામકુક્ષિ કરીને એટલે ડાબે પાસે સૂઈ ઊઠયા પછી શેલોતજી અને પોતે વાડીઓ, ખેતરાં, ડુંગર સર્વ ઠેકાણે ફરવા ગયા, ત્યાં બહુ આનંદ પામીને પાછા મુકામે આવ્યા. અહિં સોનબાઈ જમ્યા પછી પોતાનાં અને દોલતરાયનાં છોકરાંને સંગાથે લઈને તેમને સઘળું ઘર દેખાડ્યું; ઢોરાંનો વાડો, ઘોડાનો તબેલો, બકરાં, ઘેટાં, હરણ એવાં દેખાડીને એક નાનું ઘેટાનું બચ્ચું તેમને રમવાને આપ્યું; આગળ કબૂતર પણ દેખાડ્યાં. તેમનાં બચ્ચાંને તેઓની માઓ ચારો ચરાવેછે, તે ચારાને સારૂ કિલબિલ કિલબિલ કરેછે. આગળ તેડીને દરાવીરા મધપૂડા દેખાડ્યા; તેમાંહેની માખીઓ બહાર જઈને મધ લેઈ આવીને તેમાં ઠેકાણે કરેછે, એવો ઉદ્યોગ ચાલ્યો હતો તે સર્વ તેણીએ તેમની દૃષ્ટિએ પાડ્યો. તે દેખાડ્યા પછી બીજા પણ ગામના પદાર્થ તેણીએ તેમને પુષ્કળ દેખાડ્યા.

તેમાંહેના ઘણાક ચમત્કાર દોલતરાયના છોકરાંએ પૂર્વે કદી જોયા નહોતા, માટે તેમને ઘણો આનંદ થયો. તે કહેવા લાગ્યાં કે ફરીથી એકવાર ફેરી ફરીને આવીશું, એટલામાં ઘરમાંથી સંદેસો આવ્યો કે છોકરાંનું જમણ તૈયાર થયુંછે, તે આવતાંજ સોનબાઈએ તેઓને તેડી જઈને પુનઃ સારીપેઠે જમાડ્યાં.

પછી શેલોતજીએ અને તેમના વડા છોકરાએ તંબુરો, સારંગી, નરઘાં મેળવીને લગાર ગાયન કર્યું. નાનાઓ પણ કાંઈ પદ બોલ્યા, તે સાંભળીને દોલતરાય ઘણા પ્રસન્ન થયા. શેલોતજી વાજિત્ર ખોળામાં ઘાલેછે તેટલે દોલતરાય પોતાનાં છો-

કરાંને કહેછે, રામરાય તથા કૃષ્ણરાય લગાર તમે ગાઓ. એવું કહેતાંજ તેઓ ગભરાવા લાગ્યા, તે જોઇને સર્વ હસવા લાગ્યા.

પછી દોલતરાયે ગાડી તૈયાર કરવાને કહ્યું. શેલાતજીએ તે રાત્ર રહેવામાટે દોલતરાયને ઘણો આગ્રહ કર્યો. ક્ષમા કરો, મારાથી રહેવાય નહિ, એવું કહીને તેમણે જવાનોજ નિશ્ચય કર્યો; પછી ગાડીમાં બેશીને ચાલ્યા તેટલે માર્ગમાં દોલતરાયે પૂછ્યું, કેમ, રામરાય, આંજ તમને કેવું ગમ્યું?

**રામ°**—ઘણું સારૂં, બાપા. તે માણસ ઘણાં સારાં છે. તેઓએ અમને ઘણો આનંદ પમાડ્યો.॥

**દોલ°**—તમને આનંદ થયો તેથી હું ઘણો પ્રસન્ન થયો. પણ જો શેલાતજી આપણા સત્કારને સારૂ આટલો શ્રમ ન લેતાં તે તમને છેક કાંઈ ખાવાને ન આપત, તો આવો આનંદ થાત?

**રામ°**—ન થાત, એમાં શો સંદેહ!

**દોલ°**—પછી તે માણસ તને કેવો જણાયો હોત?

**રામ°**—મોઠો, ગમાર જેવો જણાયો હોત.

**દોલ°**—એમ! ત્યારે તે માણસ તે દહાડે આપણે ઘેર આવ્યો હતો, તે વેળાએ તેં તેને કાંઈ ખાવાનું આપ્યું નહિ, તે નહિ તો નહિ, પણ ઊલટી તેની મશ્કરી કરી, ત્યારે હવે સજ્જન કોણ, તું કે તે?

**રામ°**—(લજ્જા પામીને) આપણો સત્કાર કરવો એ તેનો ધર્મ છે, કેમકે તેમને આપણી જમીનથી પેદાશ છે.

**દોલ°**—પેદાશ શી છે?

**રામ°**—આપણી જમીનમાં દાણા, કડબ, ફળફળાગત ઉત્પન્ન થાયછે તે સઘળું તે લેછે.

**દોલ°**—ખરૂં કહેછે, શેલાતને એ સર્વનો ઉપયોગ થાયછે. પણ તે સઘળા દાણાનું શું કરેછે?

**રામ°**—તેણે કરીને તે પોતાનું, બાયડીનું અને છોકરાંનું પેટ ભરેછે.

**દોલ°**—અને કડબનું?

રામ૦—તે પોતાના બળદોને ખાવા નીરેછે.
દોલ૦—અને બળદોનો શો ઉપયોગ તે કરેછે ?
રામ૦—તે તેને હળસાથે જોડેછે.
દોલ૦—બારૂ ત્યારે, એ એટલું ઉત્પન્ન જમીનનું જમીન-માંજ લાગ્યું; પણ તને ખરૂં જણાયછે કે બાકીનું રહેલું તેટલું સઘળું તેના કુટુંબને અને બળદોને લાગેછે ?
રામ૦—તેમાંહેલો કાંઈ વિભાગ ગાયો ભેંશોને પણ મળેછે.
કૃષ્ણ૦—કાંઈ ઘેટાંને પણ.
દોલ૦—તે ખરૂં, પણ જેટલું ઉત્પન્ન થાયછે તેટલું સઘળું તેઓ ખાયછે શું ?
રામ૦— નહિ, તેમાંથી કાંઈ ભાગ વેચીને પૈસા કરેછે એમ તે કહેતો હતો.
દોલ૦—અને તે પૈસાનું તે શું કરેછે ?
રામ૦—મેં થોડાક દહાડા ઉપર દીઠું કે તેણે એક કોથળી ભ-રીને પૈસા તમને આણી આપ્યા.
દોલ૦—એઉપરથી જો કે મારી જમીનની ઊપજમાં મને વ-ધતું મળેછે કે શેલોતને; કડબ બળદને સારૂ જાયછે એ ખરૂં, પણ તે ખર્ચ ઢોર ભૂંઈ બેડીને ફરીથી પાછો આપેછે. ગાયો, ભેંશો, ઘેટાં એમના છાણનું ખાતર થાયછે, તેણે કરીને પાક વધતો થાયછે. તેનાં બાયડી છોકરાં જે ખાયછે તેટલું ખેતરમાં કામકરીને તે વાળેછે, તે વાવેછે, નીંદેછે, કાપેછે, મસળેછે અને ઝાડેછે. અને એ સઘળી મજૂરી મારાજ ન-ફામાં પડેછે. બાકી રહ્યું તે તે મારા પૈસા આપવાસારૂ બજારમાં લેઈને વેચેછે. હવે તેને કાંઈ તેમાંહેલું રહેતું હશે એવું કહ્યું તો તે એટલી મહેનત કરેછે તેને કાંઈ નહિ ? એમાટે એકવાર વળી તું મને કહે કે અમારા બેઉમાંથી અધિક ઊપજ કોને મળેછે?
રામ૦—હવે હું સાફ સમજ્યો; તમને અધિક મળેછે.
દોલ૦—ત્યારે આ શેલોત નહોત તો મને નફો થાત કે ?
રામ૦—કેમ ? આ એકલો શેલોતજ ગામમાં છે શું ?

દોલ૦—ખરૂં કહેછે, ઘણા છે, પણ એના જેવા ભલા નથી. પહેલાં મેં બીજા એકને શેલાતી આપી હતી તેણે જમીન ખરાબ કરી. ઝાડો કાપ્યાં, ઘર બંગલા પડવા જેવાં થયાં, છમાસી હફતો તેપાસેથી મને પહોચે નહિ. જ્યારે હું તેની પાસે માગું ત્યારે તે એવો હિસાબ દેખાડે કે તેનાં સર્વ રાચરચિલાં વેચીએ તોપણ ફડચો થાય નહિ.

રામ૦—તે લુચ્ચો એવું કરતો કે?

દોલ૦—તો આ માણસ પણ તેજ પ્રકારનો હોત ત્યારે પછી મને નફો થાત કે?

રામ૦—ના.

દોલ૦—ત્યારે એ નફો મને જે મળેછે તેને વાસ્તે હું ઉપકારી કોનો થાઉંછું?

રામ૦—આ ભલા શેલાતનો.

દોલ૦—ત્યારે એવા જે માણસ આપણા ઉપયોગમાં આવેછે, તેનો આદરસત્કાર આપણે સારી રીતે કરવો એ આપણને શું યોગ્ય નથી?

રામ૦—બાપા, તમે મારી ભૂલ મને સ્પષ્ટ દેખડાવી. એટલું કહીને કાંઈક પળ તે અબોલા હતા. પછી દોલતરાયે ફરીથી બોલવા માંડ્યું. તે બોલ્યા, રામરાય, તમે ત્યાં સારંગી કેમ વગાડી નહિ?

રામ૦—તે મને વગાડતાં આવડતી નથી.

દોલ૦—ત્યારે શેલાતનાં છોકરાંને એવું કાંઈ આવડેછે કે જે તમને નથી આવડતું?

રામ૦—તે ખરૂંજ. પણ મને સંસ્કૃત આવડેછે, તે તેને ક્યાં આવડેછે?

દોલ૦—અને તને ખેતર ખેડતાં ક્યાં આવડેછે? તને દાણા વાવતાં આવડેછે? ઝાડની કલમો કરતાં આવડેછે?

રામ૦—તે શીખવાનું મારે કામ નથી. મારે કાંઈ ખેતી કરવી નથી.

**દોલ૦**—જો પૃથ્વીઉપર સર્વ મનુષ્ય સંસ્કૃત શીખ્યાં તો આગળ કેમ થશે ?

**રામ૦**—માર્ં, પછી આપણને દાણા, શાકભાજી પણ મળશે નહિ.

**દોલ૦**—કોઇ પણ સંસ્કૃત શીખ્યું નહિ, ત્યારે તે વિના ચાલશે કે નહિ ?

**રામ૦**—હું જાણુંછું કે ચાલશે.

**દોલ૦**—તો હમણા જે આપણો સંવાદ થયો એ જન્મસુધી યાદ રાખ, કે આ શેલાત જેનો પહેરવેશ જાડો છે અને જેણે તને અનાડી રીતિએ નમન કર્યું, એ તારા કરતાં ઘણો સારો, તારા કરતાં વધતું જાણનારો, અને વળી અધિક ઉપયોગની વાતથી જાણીતો છે, એ ઉપરથી તું જો કે જાડાં લુગડાં ઉપરથી અથવા સાદી ભોળી રીતિ ઉપરથી કોઇની અવગણના કરવી એ કેવો અન્યાય છે !

---

# બાપાની સમજ.

નાટક એક અંકનું.

**પાત્ર.**

કેશવરાય.
મોતીરામ..................... તેનો છોકરો.
વારાણસી..................... તેની છોકરી.
મથુરા ....................... ગામના વાણીઆનો છોકરો.
મંછા ....................... તેની બહેન.

સ્થળ.

## કેશવરાયની વાડી.

### પ્રવેશ ૧.

કેશવરાય, વારાણસી, મોતીરામ.

**વારા૦**—કેમ બાપા, શી આજ્ઞા ?

કેશ૦—હું તને ફરીથી એક વાર કહુંછું કે તમે કોઇ આજથકી તે વાણીઆનાં છોકરાંસાથે સંબંધ રાખશો, તો હું ઘણો રીસ ભરાઇશ.

વાશ૦—વિઠ્ઠલશેઠ ઉપર એટલો તમારો ક્રોધ કેમ-વારૂ ?

કેશ૦—તે તને પૂછવાનો અધિકાર નથી.

મોતી૦—નથી ખરેજ. તે અમારાથી તમને પૂછાય નહિ. (વારાણસીને) અલી, બાપા તને આજ્ઞા કરે તે ચિત્ત રાખીને સાંભળ; તેને કેમ કહીને ઊલટી પૂછીશ નહિ.

કેશ૦—એજ મારો અભિપ્રાય, કેમકે વિઠ્ઠલશેઠ મોટો દાંડ, અનુપકારી, અને કૃતઘ્ન છે. મેં આ ગામના ધણીએ તેની પાસે એક વાત માગી હોય તો તેણે ના કહેવી! જે આજ મારા ગામમાં રહીને સુખી થયોછે તેણે!

મોતી૦—એ ઘણું ખોટું, બાપા, તો એવાનાં છોકરાંસાથે અમે આજ લગણ મિત્રાઇ કરી એ ઠીક ન કર્યું; ખરેજ. મથુરા સરખો સુમિત્ર બીજો એકજ છોકરો જો મને આ ગામમાં હોત, તો હું મથુરાજોડે એકે શબ્દ બોલ્યો ન હોત.

વાશ૦—ભાઇ શું કહેછે તે તમે સાંભળોછોની, મથુરા અને મંછા ઘણાં સારાં છોકરાં છે. આહા ! તેઓ જેવાં અમે હોઇએ તો શું જોઇતું હતું!

કેશ૦—તેઓ સારાં હો કે માઠાં હો તેનું મારે શું ? હું તમને વળી એક વાર કહુંછું કે તમારે તેમની સાથે ચકાર શબ્દ બોલવો નહિ. બોલ્યાં તો તમને ઘરમાં અટકાવી રાખીશ.

મોતી૦—મથુરાને આ વાડીના દરવાજા લગી તો આવવા દો, પછી હું તેને શું છે તે કહીશ.

કેશ૦—તું તેને શું કહીશ ? તેનું અપમાન કરીશ નહિ હો. તું તેને માઠું બોલીશ નહિ હો.

મોતી૦—(લગાર ગભરાઇને) મારો તેવોજ અભિપ્રાય છે, પણ હું તેને આપણી વાડીની આસપાસ સો હાથમાં આવવા દેનાર નથી.

**વારા૦**—બાપા, વિઠ્ઠલશેઠ એવો માણસ હતો, તોપણ તમે તેની સાથે એટલી મૈત્રી રાખતા હતા, તમે તેને પ્રામાણિક જાણતા, ભલો કરીને ગણતા હતા. તમે મહેતાજી રાખ્યા પહેલાં મફત તેણે ભાઇને ગુજરાતી લખતાં શીખવ્યું, એ તમને સાંભરતું હશેજ, અને મને મૂળાક્ષરથી તેની શિક્ષા.

**કેશ૦**—તે સઘળું હશે, પણ હવે એ પ્રકારણનો તું એક શબ્દ કાઢીશ નહિ. મેં તેની સાથે બોલવું વર્જ્ય કર્યું, તેમ તમારે તેનાં છોકરાંસાથે કરવું. શું તને રડવું આવ્યું ? આંસું લૂછ; જોઉં તે મારૂં કહ્યું કરવાને તને એટલું અવઘડ પડેછે કે નહિ?

**વારા૦**—તેમ નહિ, બાપા. તેનો મારો ઘણા દહાડાનો સ્નેહ માટે અવઘડ લાગેછે, તેની તમે મને ક્ષમા કરો. બાકી તમારી આજ્ઞા સાંભળવામાં હું ભાઇથી હારી જવાની નથી.

**મોતી૦**—જોઇએ વારૂ હવે કોણ હડેછે.

**વારા૦**—બાપા, તમે કહેશો જે હું તેનો દ્વેષ કરૂં તો તે મારાથી નહિ થાય; મારા મનમાં તેવું આવનારજ નહિ.

**કેશ૦**—તેનો દ્વેષ કરીશ મા, અને તેને ઉપદ્રવ પણ કરીશ મા. મારી આજ્ઞા એટલીજ કે તે સાથે સંબંધ તોડી નાંખો.

**વારા૦**—તમારી મરજી પ્રમાણે હું કરીશ. પણ મને એક વાત કહેવા દો.

**કેશ૦**—શી તે ?

**વારા૦**—કે તમારી આજ્ઞા મારે તેને કહેવી જોઇએ એમાટે તેની સાથે એકવાર બોલવું પડશે તે મને બોલવા દો.

**મોતી૦**—શાને ? હવે તેની સાથે આપણે શું કરવાનું છે ?

**કેશ૦**—ખરૂં બોલી, તું વળી તેઓને એ પણ કહે કે જો તેમના બાપે ત્રણ દહાડામાંહે પૈસા આપ્યા નહિ, તો તે પછી પસ્તાશે.

**વારા૦**—વિઠ્ઠલશેઠને તમારૂં કાંઇ દેવું છે કે ?

**કેશ૦**—તને જણાયછે કે દેવું નહોત તો હું એવું બોલું કે ? પણ તે તારે મનમાં લાવવાનું કંઇ પ્રયોજન નથી. કહેલીછે તે આજ્ઞા સાંભળ. (તે બહાર જાયછે.)

## પ્રવેશ ૨.

### વારાણસી, મોતીરામ.

**વારા૦**—ભાઈ, મથુરાસાથે તથા મંછાસાથે તારી મિત્રાઈ એવીજ કે ?

**મોતી૦**—તું બાપાની આજ્ઞા આવીજ પાળેછે કે ?

**વારા૦**—તેં આજ્ઞા પાળવાનું ડોળ માત્ર દેખાડયુંછે; માંહે તારૂં સઘળું કૃત્રિમ છે. તું આર્જવ કરીને બાપાપાસેથી કાંઈક પૈસા કઢાવવાને જુએછે. પૈસાવિના તને બીજું કાંઇ ગમતું નથી.

**મોતી૦**—હું કદી કદી બાપાની આજ્ઞા નથી માનતો, માટે શું આટલી ચોકસ મનાઈ થઈ, તોપણ હું તે છોકરાંપાસે જાઉં એવી શું તારી ઈચ્છા છે ?

**વારા૦**—તેમની મિત્રાઈ તોડવાને તને કંઈજ અઘરૂં લાગતું નથી તો તું તેને યોગ્ય નથી. બીજાપાસેથી તને કાંઈ મળવાની આશા મટી એટલે તારી મમતા તરતજ ઊડેછે.

**મોતી૦**—હવે એવાં ભીખારી છોકરાં મને બહુ આપવાનાં હતાં બઈજ!

**વારા૦**—તો તરતજ આઠ દહાડા થયાં મંછાપાસેથી તેં મોતીની શીપાણીની દાબડી શું કરવા લીધી ? અને મથુરાપાસેથી કાલેજ તેં મોટી યુક્તિથી ચાકુ, કાતર શાને સારૂ કઢાવ્યાં ? સેંકડોવાર તને તે પાસેથી ખજૂર, ખારેક ખાવા મળ્યાં હશે, અને હવે—

**મોતી૦**—અને હવે હું બાપાની આજ્ઞા સાંભળનારો. પણ બઈજ બા, વાણીઆનાં છોકરાં સોબતને સારાં હતાં ?

**વારા૦**—સમજો ભાઈ, આઘું શાને, આજજ સાંજ થઈ નહિ તેટલે કોઈ ગામનાં નઠારાં છોકરાંસાથે દોસ્તી કર.

**મોતી૦**—બઈજ, તેમની મિત્રાઇ તૂટી માટે તેમાં મારો શો તોટો થવાનો હતો?

**વારા૦**—તેમાં તેનો પણ શો તોટો થવાનો હતો ?

**મોતી૦**—જા રે હું તેની પરવા કરતો નથી. પણ આ મથુરો આવેછે એમ જણાયછે. તેને તું કહે કે મારીપાસે આવીશ મા.

**વારા૦**—તું તેને જોવા ઇચ્છતો નથી ત્યારે અહિંથી જતો કેમ નથી?

**મોતી૦**—હું તેને જોવા પણ ઇચ્છતો નથી, અને હું અહિંથી જનાર પણ નથી.

---

## પ્રવેશ ૩.

### વારાણસી, મોતીરામ, મથુરા.

( હાથમાં એક લીલું રંગેલું ઢાંકેલુ પાંજરૂં લઇને. )

**મથુ૦**—( વારાણસીને ) આહા ! તને જોઇને મને શો આનંદ થયોછે!

**મોતી૦**—યાર મથુરા, પેલા નાના સરખા પાંજરામાં શું છે રે !

**મથુ૦**—તે મને ભીમજીએ કાલે નજર કર્યું.

**મોતી૦**—અને તું તે મને નજર કરવા લાવ્યોછે કે!

**વારા૦**—( એક બાજૂએ ) કેવો ભગલભાવાર્થી છે !

**મથુ૦**—મેં તે વારાણસીને માટે આણ્યુંછે.

**વારા૦**—મારે ! ના ના, મારે નહિ, તને નજર કર્યુંછે તે હું લેનારી નથી. પણ તે શું છે?

**મોતી૦**—( લુચ્ચાઇથી ) લાવ અહિં, શું છે તે હું જોઇશ. (મથુરાના હાથમાંથી ખેંચેછે, તે જોર કરીને પકડેછે. ) એકાદ નઠારી જાતનું પક્ષી હશે.

**મથુ૦**—તારાથી કહેવાશે નહિ. તું જકીઓ. પણ હું તમને ભ્રાંતિમાં રાખતો નથી, એમાં ચંડોળ છે. આહા ! શું સારૂં પક્ષી છે ! ( તે પડદો ઊઘાડીને તેને દેખાડેછે અને પાંજરૂં તેના હાથમાં આપેછે. )

**મોતી૦**—( મોઢું બગાડીને ) અરેરે ! શી ભેટ આણીછે ! તેના અંગ ઉપર ખાંડીભર તો કચરો છે.

વારા૦—આહા! શું સારૂં પક્ષી! કેવું સુંદર દીસેછે!

**મથુ૦**—બીજું મળશે તો તે હું તને આપીશ, મોતીરામ. વારાણસી, તારો તેને સહવાસ પડશે એટલે તે નાના પ્રકારની રમત કરશે અને તને હસાવશે.

વારા૦—એ માટેજ હું તે તારી પાસેથી લેનારી નહિ. (ચંડોળને) અરે ભોટ્ટા, જા તું પોતાના ધણી પાસે. મથુરા, એ તારો તું પાછો લે. (પેલી તેને આપવા માંડેછે, તે લેતો નથી. પછી તે પાંજરૂં ત્યાં એક કોરે મૂકેછે.)

**મોતી૦**—કેમરે તું સાંભળતો નથી? ના, તારે તે પાછો લેવોજ જોઈએ.

**મથુ૦**—તે હવે મારો નથી. વારાણસી, તું મને વિરસ કરીશ નહિ. અને તું કરનાર નથી એ પણ મને ખચિત છે. (તે એવું કહીને સો પચાસ ડગલાં આઘો જાયછે.)

**મોતી૦**—(વારાણસીને) તું તેને હાથ તો લગાડ, પછી જો બાપા તારી શી અવસ્થા કરશે.

વારા૦—તું મને એટલી બીક દેખાડેછે, ત્યારે હું તે લઈશજ. મારા બાપાએ મને ચંડોળ લેવાની કાંઈ મના કરી નથી. મને એટલીજ ખંત લાગેછે કે આ વખતે એને બદલે મથુરાને આપવાને મારીપાસે કાંઈ નથી; "તું હવેથી મારી પાસે આવીશ નહિ" એ દુઃખના બોલ વગર—

**મોતી૦**—ત્યારે તે કામ મને કેમ નથી કહેતી? હું તેની તથા તેના ચંડોળની પણ વિદાઈ કરૂંછું.

વારા૦—ના, તું એટલો શ્રમ કરીશ મા. (તે મથુરાને પાછો બોલાવેછે; તે આવેછે, પેલી તેને કહેછે.) મારા મિત્ર, મારાથી પણ તારી નજર લેવાતી નથી. તને કાંઈ સમાચાર કહેવાનો છે તે એવો ખોટો છે કે—

**મોતી૦**—ખરૂંજ, ખરૂંજ, મથુરા. તું જો આજ પછી અમારી વાડીની આસપાસ આવ્યોછે કે અમારા ઘરભણી જોયુંછે તો—

**મથુ૦**—શું ! મને મના કરશો ? તારેવિષે એટલું નઠોરપણું છે? હું જાણતો કે તું મારો પ્રાણસમાન મિત્ર છે.

**મોતી૦**—ત્યારે હું કહુંછું કે તમારી અમારી મિત્રાઇ આજ-થકી છૂટી. તારે એનું ખોટું લગાડવું નહિ.

**વારા૦**—નારે મથુરા, તેને બોલતાં આવડતું નથી માટે તું મ-નમાં વાંકું માનીશ મા—તું જાણતો હશેજ કે તારા અને અમારા બાપને કજિયો થયોછે.

**મથુ૦**—હું જાણુંછું અને હું તેમાટે મોટી ચિંતામાં છું. પણ આપણી મિત્રાઈ છૂટે એટલે સૂધી વાત આવીછે એવું મેં જાણ્યું નહોતું. તેમાં પણ મોતીરામ થકી આટલું નિઠુર-પણું થશે એ મારા સ્વપ્નમાં પણ નહોતું.

**મોતી૦**— બહેની, તું એને કાઢી મૂકેછે કે હું બાપાને જઇને કહું ?

**મથુ૦**—વારાણસી, તમને મારે સારૂ કંઈ ઉપદ્રવ થશે એવું હોય તો.—

**વારા૦**—બીશ નહિ, મારા મિત્ર, તું જરા હશે તો મારા બા-પાને માઠું નહિ લાગે.

**મોતી૦**—હું જઇને તેને કહુંછું, પછી કેમ છે તે સમજાશે. (તે બહાર જાયછે, પણ કંઈવારે પાછો આવીને ન જાણતાં પણ પાંજરાનું બારણું ઊઘાડીને ચંડોળને ઊરાડેછે.)

## પ્રવેશ ૪.

### વારાણસી, મથુરા.

**મથુ૦**—પરમેશ્વરને સારૂ કહે વારૂ, મેં તારા ભાઇનો શો અ-ન્યાય કર્યોછે ?

**વારા૦**—તેં મને ચંડોળ આપ્યો તે એક તેને અદેખાઈ આવીછે; બીજું, તે જાણેછે કે એવું કર્યું એટલે પોતે બા-પાનો વહાલો થશે. અમારા બાપાને તમારા બાપાઉપર ઘણી રીસ ચઢીછે. શાથી તે હું જાણતી નથી.

**મથુ૦**—મને પણ ખબર નથી. મારો બાપ એકલો અહિંથી તહિં કરતો હતો ત્યારે તેને મેં એકલો બોલતાં સાંભળ્યો કે "કેશવરાય મારી સાથે આમ કરશે એ મેં જાણ્યું નહોતું." પછી તે મારી માપાસે ગયો, ત્યાં મારી બહેન હતી; તેણીએ શું તે જાણ્યું હશે.

**વારા૦**—તે ગમે તેમ હો, પણ એનું કેમ કરવું ? મારા બાપાએ અમને તમારૂં દર્શન કરવાની અને તમારી સાથે બોલવાની મનાઈ કરીછે.

**મથુ૦**—શું તારીસાથે મારી પણ છેલ્લી ભેટ? તમે અમારી સાથે અતઃપર બોલશો નહિ ? હાય ! હવે મારાથી તને કેમ છોડાય ! મારી બા, જેને તારાવિના ક્ષણ સુખ પડતું નથી, તે હવે શું કરશે ! અરે ભગવાન ! પછી અમારી શી ગત થશે ?

**વારા૦**—હિંમત મૂકિયે નહિ, મારા જીવજાન મિત્ર; એવું થયુંછે તોપણ આપણી મૈત્રીને વાંકો નથી. આપણે એકમેકને પ્રત્યક્ષ મળ્યાં નહિ તોએ એકમેકની યાદ કરવામાં આપણને કોઈથી મના કરાતી નથી. એવી કે તેં મને ચંડોળ આપ્યોછે, તેને હું તારા નામથી ક્ષણે ક્ષણે હાંક મારીશ. આહા ! તે મને પછી કેટલો વહાલો લાગશે !

**મથુ૦**—તું મને એ કહીને કેટલો આનંદ કરેછે ! હવે દુઃખી થવું મને જણાતું નથી. ઓહો ઠીક થયું, આ મારી બા આવી—મને તે સખેદ દેખાયછે.

## પ્રવેશ ૫.

### વારાણસી, મથુરા, મંછા.

**વારા૦**—(મંછાને ભેટવાને દોડેછે) મારી બહેની મંછી.

**મંછા**—મારી પ્રાણસમાન વારાણસી બા. મોતી બાપાને તેડી લાવ્યોછે; (તે આડા રહીનેજ સાંભળેછે.)

**મથુ૦**—(મંછાને) તું અહિં હવે કાંઈ ખોટા સમાચાર સાંભળીશ, બા.

**મંછા.**—હું પણ કાંઈ મારાભાવી નથી. આપણા બાપા અને મા એવી ચિંતામાં પડયાછે કે—

**મથુ૦**—(વારાણસીને) જો હું તને કહેતો નહોતો? (મંછાને) વારૂ શું છે તે કહે.

**મંછા.**—(વારાણસીને) તમારા બાપા અમારા બાપા ઉપર રીસે ભરાયાછે, પણ હું જાણુંછુંકે તમારા બાપનું માગણું લગાર ગેરવાજબી છે.

**વારા૦**—ગેરવાજબી! એવું થવાનું નહિ. જો એવી વાત છે તો હું તેને ચાર વાત કહીને વાળીશ. વારૂ શું છે તે મને કહે તો ખરી.

**મંછા.**—તે ડુંગરીપાસેની કુંજ અમારી છે તે તું જાણેછે?

**વારા૦**—હા. વસંતઋતુમાં આપણે ત્યાં કોયલનો સુસ્વર સાંભળવા જઈએ છિયે. તે શી રમણીય જગ્યા છે!

**મંછા.**—તે કુંજ અમારા બાપાને વિશ્વાસરાવે આપીછે.

**વારા૦**—વારૂ.

**મંછા.**—તે તારા બાપના મનમાં લેવાની છે.

**વારા૦**—શું મારા બાપાના મનમાં લેવાની છે?

**મથુ૦**—શું આપણી કુંજ તે લેશે?

**મંછા.**—મારા બાપે તેને કહ્યું કે "તમારાથી મારા ઉપર અને મારા કુટુંબ ઉપર ઘણા ઉપકાર થયાછે, તે સંભારીને હું આ વાતમાં તમને સંતોષ કરવાને અપમાન કરત નહિ, પણ જેણે મને કુંજ આપીછે તેણે પ્રાણ જતી વખતે મારૂં વચન લીધુંછે કે હું તે વેચું નહિ. તેનો ઉપભોગ લેવો કે જેણે કરીને મને તેનું સ્મરણ રહે.

**વારા૦**—નહિતો મારા બાપા મને સર્વ વાતે પૂજ્ય છે: પણ આવી વાત જો હોય તો તે અન્યાય કરેછે એમ કહેવું મને યોગ્ય છે; પણ હું જાણુંછું કે તે મફત માગતો નહિ હોય. તે એવું કદી મનમાં લાવનાર સરખોએ નહિ.

**મંછા.**—ના ના, તેમ નહિ. તે મારા બાપાને કીમત આપશે; તે એવો કે તેને ઘટે તે કરતાં વત્તી પણ આપવાને સિદ્ધ છે.

**મથુ૦**—તે કુંજ લેઇને શું કરશે? તે પણ કાંઈ યોજીને માગતા હશે.

**મંછા.**—તે તે લેઇને તેમાંહેલાં સર્વ ઝાડો કાપી નાંખશે.

**મથુ૦**—**વારા૦**—કાપી નાંખશે!

**મંછા.**—કુંજ કાપી એટલે મેદાન થશે અને પાછળનો ડુંગર સાફ દેખાશે.

**વારા૦**—હારે હાં. હવે મારા ધ્યાનમાં આવ્યું. તેણે પરમ દહાડે શાહેરમાંથી મિસ્તરીને તેડાવ્યો હતો ને તેની સાથે ભાંગતોડનો મનસુબો કરતો હતો ખરો. મારા બાપને એવો છંદ બહુ છે. તેના હાથમાં એક નકશો સદા હોયછે. તે દિવસમાં સોવાર ભાંગતોડની વાતો કરેછે: મારીસાથે પણ કરેછે. તે સાંભળીને મને પણ સારૂં લાગતું: પણ હવે હું તેણીમેર ચિત્ત દેનાર નથી. તારા બાપે કુંજ આપવી નહિ એ મારૂં મત છે.

**મથુ૦**—સઘળાં ઝાડો કાપી નાંખ્યાં તો તે બિચારાં પક્ષી તે ઉપર બેશીને સુંદર ગાયન કરેછે, તે ક્યાં જાય? માળા ક્યાં કરે? અને પછી આપણે દાણા ત્યાં કોને સારૂ લેઇ જઈએ?

**મંછા.**—પછી ઊનાળામાં આપણે ઉષ્ણતાથકી ટાઢાં ક્યાં થઇશે?

**વારા૦**—આપણે ત્યાં ગાઈએછિયે ત્યારે ડુંગર ભણીથી પ્રતિશબ્દ આવેછે તે પછી કોણ સાંભળશે?

**મંછા૦**—હું જાણુંછું જે પાતરાંવાળાં ઝાડ ડુંગર કરતાં સુંદર દેખાયછે.

**વારા૦**—એવું છતાં મેદાન કરીને મારા બાપને શો નફો જણાયછે તે કોણ જાણે? બીજાં ચોતરફ મેદાન છે તે શું થોડાં છે?

**મથુ૦**—ઝાડો કાપ્યાં તો એક એક કુહાડીના ઘાએ મારા કોઇ હાથ પગ કાપી લેછે એવું મને લાગશે.

**વારા૦**—ના ના, તારા બાપા પાસેથી કુંજ કોઇ લેઈ શકતું નથી.

**મંછા૦**—કોઈ લેઇ શકતું નથી? પણ હવે તેનાથી તે રખાતી નથી.

વારા૦—કેમ ? મારા બાપથી હું જાણુંછું કે તેઉપર જૂલમ કરાશે નહિ. એટલી સત્તા તેની પાસે નથી.

મથુ૦—પણ જો તે અમારી સાથે એવીજ રીસ રાખશે, અને આપણને એકએકસાથે ભેટવા બોલવાની ના પાડશે તો બજોરે તે કુંજ, તેવી તેવી દશા કુંજો આપવી પડીઓ તો હું આપીશ.

મંછા.—અને મને તેમજ જણાયછે. વારાણસી, તારા વિના હું શું કરું વારૂ ? તને સાથે લીધાવિના તે કુંજમાં જવાની મને કલ્પના સરખી પણ થવાની નથી.

વારા૦—વહાલી મંછા, આપણે તે કુંજમાં શી શી મજાઓ કરીછે, નહિ વારૂ ? સંધ્યાકાળે આપણે ત્યાં ગયાં એટલે સઘળા દહાડાનું વર્તમાન એકએકને કહેતાં અને સુખદુઃખની વાતો કરતાં.

મંછા.—અને ત્યાં આપણે જઇને કામ પણ કરતાં. તું શીવે અને હું અક્ષર ચીતરૂં. મથુરાએ ફૂલ આણ્યાં એટલે કામ છોડીને આપણે હાર ગૂંથવા લાગિયે. મારા હાર હું તને આપું અને તારા તું મને આપે. એવા એવા નાના પ્રકાર ત્યાં કરતાં.

મથુ૦—હાયરે ! હવે તે સઘળું થઇ રહ્યું. તેવો દહાડો ફરીથી નથી આવવાનો.

વારા૦— ખરૂંજ, તેવા આનંદના દહાડા કદી આવવાના નથી. પણ તમારા વિયોગથી મને માંદગી આવશે; પછી મારો બાપો બંતીલો થશે; પછી હું તેને કહીશ કે હું જીવું એવી તારે ઇચ્છા હોય તો મારા મિત્રોને મારીપાસે આવવા દે (તે ત્રણે એકએકને આલિંગન કરેછે, અને આંખોમાંથી આંસુ પાડેછે.)

મંછા.—પણ ત્યાં લગણ કુંજ કપાઇ જશે.

વારા૦—કેમ જે ?

મંછા.—હાય હાય ! મેં તને સઘળી વાત કહી નથી. વર્ષ દશ થયાં તારા બાપાએ મારા બાપાને ઉદ્યમ કરવાને રૂપિઆ પાંચસેં કરજે આપ્યા હતા તે હજુ મારા બાપાએ વાળ્યા નથી.

**વારા૦**—( એક કોરે ) મારો બાપો, પૈસા દેવા, પૈસા દેવા એમ કહેતો હતો તે એજ કે ?

**મથુ૦**—એમાટે જો અમે કુંજ આપીએ નહિ, તો તારો બાપ અમારી પાસેથી રૂપિઆ પાંચશેં ડાકીને લેશે, તે આજ અમને કોઈ આપશે નહિ. તારા બાપાસિવાય અમને બીજો કોઇ ઓળખતો નથી. અને તેજ માગનાર, પછી શું ?

**વારા૦**—એમ જો છે તો તે મારા હાથમાં છે.

**મંછા.**—તારા હાથમાં છે ? તે કેમ ?

**મથુ૦**—શું, કહેછે ? વારાણસી.

**વારા૦**—( આનંદયુક્ત મુખ કરીને ) તું વચન આપીશ કે કોઇને કહીશ નહિ ?

**મંછા.**—તારી વાત ફોડું ?

**મથુ૦**—તારા મનમાં અમારે વિષે સંશય છે ?

**વારા૦**—વારૂ ત્યારે સાંભળ, પણ તે વાતનું સ્મરણ થયું એટલે મને હજુ ઉમંગ આવેછે. શી મારી માની મારા ઉપર મમતા હતી ! આહાહા ! છેલે મારી મા માંદી પડી તે વારે એક દિવસે, ઓરડામાં એકલી જોઇને તેણીએ મને પલંગ પાસે બોલાવી, અને આંખોમાંથી આંસુ પાડીને મને બોકીઓ દીધી, અને ઉશીકા તળેથી મોહરોની એક કોથળી કાઢીને મારી પાસે રાખવાને આપી. આપતી વખતે બોલી "મારી લાડકવાઈ છોડી, લે આ, કોઇને કહીશ મા, આ પૈસા તેવુંજ કામ પડે તો ખર્ચજે, તારૂં મન દયાળુ છે, તું ડાહી છે, (એવું મા બોલી ) તુંજ આ નાણું સારે માર્ગે ખર્ચીશ. તારો બાપ મનનો મોટો છે પણ લગાર હઠીલો અને દંશી છે. આપણો ખટલો મોટો છે; તેમાં કેટલાએક ગરીબગુરબા આસામી જેને ખોટો આવીછે, અને જેને તારો બાપ તો દમડી છોડવાનો નહિ એવું દેખાશે, ત્યાં તું ગરીબોને, માંહેથી સહાય થઇને તેમનું કામ કર. તારા ઉપર કોઈ ઉપકાર કરે તેને પણ તું આમાંથી આપતી જા; તારા

બાપા પાસે માગીશ નહિ. આજ બે વર્ષ થયાં મેં તારાજ હાથથી એવાં કામ લીધાં છે. તે વારથી હું કિયા પ્રકારના માણસો ઉપર દયા કરતી હતી તે તારા ધ્યાનમાં હશેજ. સારાંશ, પૈસા હું તારા વિશ્વાસ ઉપર આપુંછું; કોઈ ભલું માણસ સંકટમાં પડ્યું હોય તો તેને તેમાંથી તું કાઢજે. તું સારૂં કરીશ તે હું જાણીશ જે મેંજ કર્યું અને તને પણ મારૂં વારંવાર સ્મરણ રહેશે." એટલું બોલી મછી આગળ તેથી બોલાયું નહિ, પણ આ તેનું સુભાપણ મારા હૃદયમાં લગ્યું છે તે હું કદી વીસરવાની નથી.

**મંછા.**—( આંખો લુએછે ) વારાણસી, તને ધન્ય છે અને તારી માને પણ ધન્ય છે!

**મથુ૦**—મારા બાપાને તથા મારી માને જ્યારે જ્યારે તેનું સ્મરણ આયછે, ત્યારે ત્યારે તેમની આંખોમાં પાણી આવ્યાવિના રહેતું નથી.

**વારા૦**—મારી મા પણ તમારાં માબાપ ઉપર ઘણી મમતા રાખતી હતી. મરતી વખતે તેણીએ મને કહ્યું કે વિઠ્ઠલશેઠને તું પોતાનો મિત્ર કરીને માનજે અને તેનો ઉપદેશ સાંભળતી જજે. તમારા ઉપકાર મારા ઉપર પુષ્કળ છે, ત્યારે આ વાતમાં હું કેટલા ફાયદા મેળવીશ તે જુઓ—એક તો મારી માની ઇચ્છા પૂરી પડશે. બીજું, તમારા બાપાની પ્રીતિ થશે. મારા બાપાને અન્યાય કર્મથકી બચાવીશ. તેને પાછળથી પસ્તાવો થશે તે થવા નહિ દેઉં. સઘળાનો બચાવ થશે. આપણી સુંદર કુંજ કપાઈ નહિ જાય. તમારી અમારી મૈત્રી રહેશે. ફરીથી આપણે એક એકને મળીશું, બોલીશું, અને પૂર્વવત્ આનંદ કરીશું.

**મંછા.**—(તેના ગળામાં હાથ નાંખેછે ) અરે! મારી વહાલી વારાણસી.

**મથુ૦**—(તેનો હાથ પકડીને ) મારા બાપા તને મનથકી આશીર્વાદ દેશે; પણ તારા પૈસા લેશે નહિ.

**વારા૦**—કેમ જે હું તેની વિનતિ કરીશ. તે વિષે નિર્ભય રહો; તેમાંનું કોઇને કંઈ સમજાશે નહિ. ઊભાં રહો અહિં લગાર, હું પૈસાની કોથળી લેઇને આ આવી.

**મંછા**.—હું તે પોતાની પાસે લેનાર નહિ.

**વારા૦**—(મંછાને) તું તો તેટલા લે. અને મથુરા, જો તું તેને મના કરીશ તો સંભાળ, હું તારો ચંડોળ લેનારી નથી. પછી હું મારા બાપાની આજ્ઞા અચૂકપણેથી માનીશ. તમારા ભણી ફરીથી જોઇશ નહિ. અને પછી કદી હું તારી કુંજમાં જનારી નથી.

**મંછા**.—તું એવું બોલેછે પણ પછી—

**વારા૦**—(નાકે આંગળી અડકાવીને તેને દબાવેછે) ચૂપ રહે, તેને બોલવાની સમજણ નથી. હું તારૂં લગાર સાંભળનારી નથી, ઊભી રહે અહિં જરા, હું આવું ત્યાં લગણ. મને અવકાશ ફાવ્યો તો તમારા બાપાને હું બે અેાળો પણ લખીશ. મારાથી વહેલા અવાશે નહિ, તો હું કોથળી લાવીને આ બંગલાના ખૂણામાં મૂકીશ તે પથરા હેઠે. હમણાજ તે નિશાની રાખ. સાંભળેછે?

**મંછા**.—મારી નિશાં છે કે મારા બાપા તારા પૈસા પાછા આપીને મને મોકલશે.

**વારા૦**—તેનો વિચાર તેણે અગાઉ કરવો. તેમ કર્યા પછી હું તમને મળવાની ક્યાંથી? પછી તમારી મારી પણ છેલ્લી ભેટ: આગળ મને તારી સાથે બોલવાની બાપાની આજ્ઞા નથી; અને તેમને નાણું ન આપ્યું તો દૈવે એવુંજ થવાનું.

**મંછા**.—આ શા કઠોર શબ્દ કાઢેછે!

**વારા૦**—મારે બાપાની આજ્ઞા માન્ય કરવી યોગ્ય છે. પણ આપણ પાડોશી છિએ તે માટે એકએકની સામું જેવાને કાંઈ ચિંતા નથી. લોકોની નજર ચુકાવીને સમયે.—

**મંછા**.—હું તો મારી આંખો તારી આંખો સામું લગાડી મૂકીશ

અને તમને કહીશ કે તમે મને મનથી વહાલાં છો. હું તમને મરતાં સુધી ભૂલનારી નથી.

**મથુ૦**—તું બહાર ફરવાને નીકળશે તેવારે અમે રસ્તાઉપર ઊભા રહીને તારી ભણી જોયું તો અમને મના કોણ કરવાનું છે ? અને પછી—

**વારા૦**—તું ખરૂં કહેછે. પછી એકાદું સ્મિત, એકાદું વાંકી નજરનું જોવું થયું તો તે કોઇના લક્ષમાં આવવાનું નથી; તો ધીરજ મૂકશો મા. કંઈ ચિંતા નથી, સર્વ ઠીક થશે. પણ આપણો ચંડોળ ક્યાં છે ? હું મારા ઓરડામાં જાઉંછું. (પેલી તેને લેવા જાયછે.)

**મથુ૦**—ઊભી રહે જરા. હું તેનું પાંજરૂં લાવુંછું. અને તારા ઓરડાના દરવાજાસુધી લેઇને આવુંછું. (તે પાંજરૂં મૂક્યું હતું ત્યાં જાયછે).

**વારા૦**—જાઉંછું, મંછા.

**મંછા.**—એ જવું અક્ષર્યા ન હો.

**મથુ૦**—(ભયભીત થઈને પાંજરૂં ખાલી લેઇને આવેછે ) હવે શું કરૂં ? ચંડોળ માંહે નથી.

**વારા૦**—શું મારો ચંડોળ ગયો ? મારા પ્રાણસમાન મથુરા !

**મથુ૦**—કોઇએ એનું બારણું ઊઘાડીને તેને કાઢી મૂક્યો. મને પૂરી ખબર છે કે મેં બારણું દીધું હતું.

**વારા૦**—એ મારા ભાઇવિગર બીજાનું કામ નહિ. તેં તે મને આપ્યું ત્યારનું તેને માઠું લાગ્યું હતું. અને આપણે અહિંયાં બોલતાં છતાં આપણી દૃષ્ટિ ચુકવીને તેણે એ કૃત્ય કર્યું.

**મથુ૦**—તેણે લગાર રમવાને લીધો હોય તોપણ સારૂં.

**વારા૦**—હું તેને તારા કરતાં સારીપેઠે ઓળખુંછું. તેણે તેને ઊડાવીજ દીધો હશે.

**મથુ૦**—વારૂ ત્યારે, ઊભી રહે. તે એટલામાં આઘો ગયો નહિ હોય. જો કોઈ ઝાડ ઉપર હશે તો તેને દાણા દેખાડયા એટલે તરતજ હેઠે આવશે. હું સઘળું રાન તેને સારૂ ફરીશ.

**વારા૦**(મથુરાને) તને યશ આવે, મારા મિત્ર. (મંછાને) બિચારો મથુરો! મને તેની દયા આવેછે. તેણે શી હોંસે મને તે પક્ષી આપ્યું હતું!

**મથુ૦**—અરે, તને તેણે આપ્યું ત્યાં સૂધી તેને ચેન પડ્યું નથી.

**વારા૦**—વારૂ ત્યારે, હું જાઉંછું, મંછા. હું આમ પાછલે રસ્તે જાઉંછું અને તું તેમ વાડપાસેથી હળવેજ મારી બારીતળે આવ, એટલે હું ઉપરથી કોથળી અને કાગળ નાંખીશ. મારો બાપ મધ્યે કંઈ નજોય તો હું તને તે જાતે હેઠે આવીને આપીશ.

**મંછા.**—આહાહે મારી મૈત્રિણી! શું દયાળુપણું, શું ઉદારપણું આ! તારો પાડ અમે કેમ વાળીશું! (તે બેઉ બે વાટે જાયછે).

## પ્રવેશ ૬.

### કેશવરાય, મોતીરામ.

**મોતી૦**—કેમ બાપા, મેં ખોટું કહ્યું? તમે જોયું નહિ? તમારી આજ્ઞા પ્રમાણે ચાલવાને બાને શી અડચણ પડેછે?

**કેશ૦**—વારૂ એ ચંડોળની શી વાત છે રે?

**મોતી૦**—આપણે સંતાયા હતા માટે મેં તમને તે કહ્યું નહિ, કેમકે તેઓ સાંભળે. તે વાત એવી છે કે પ્રાણસમાન મિત્ર મથુરાએ જીવજાન સખી વારાણસીબાઇને ચંડોળ નજર કર્યો; જીવલગ મૈત્રિણી વારાણસી, તે નઠારૂં પંખેરૂ લેઇને એવી આનંદ પામી, કે તેણે તે પોતાના જીવલગ પ્રિય મથુરાનું નામ પાડ્યું. પણ મેં એવું કર્યુંછે કે તેનું તે પક્ષીસાથે અતઃપર રમવું થાય નહિ.

**કેશ૦**—તે કેમ?

**મોતી૦**—તેણે ચંડોળનું પાંજરૂં તેણીમર મૂક્યું હતું, ત્યાં મેં ન જાણે તેમ જઇને બારણું ઊઘાડીને પાછો તેને ઉરાડી મૂક્યો. તે ઊડતાંજ, ઝાડની ડાળીઉપર જઇ બેઠો: પછી તે આ ડાળી ઉપરથી તે ડાળીઉપર, તે ડાળી ઉપરથી પેલી ડાળીઉપર,

એમ ઊડતો હતો. તે હવે તેને જો પકડે તો હું તમને પક્કાં જાણીશ; પણ તેમનાથી તે શું થાય?

કેશ૦—ત્યારે તેં એ મારૂં લુચ્ચાઈનું કામ કર્યું. વિઠ્ઠલશેઠનાં છોકરાંને દુઃખવીશ નહિ એવી મારી તને આજ્ઞા હતી, નહિ? એ વાતમાં તારી બહેનને પણ કેટલું દુઃખ લાગ્યું હશે વારૂ?

મોતી૦—તેણીએ તમારી આજ્ઞા ન માની તેનું તેને પારિપત્ય નહિ?

કેશ૦—તેનું પારિપત્ય કરવાનો અધિકાર તારી પાસે નથી. દોડ વહેલો, માળીને અથવા બીજા કોઈ માણસને જઈને કહે કે ચંડોળને ઝાલો, અને તેવોજ મારીપાસે લાવો.

મોતી૦—પણ બાપા, તમે બાને મના કરી હતી, કે વિઠ્ઠલશેઠનાં છોકરાંસાથે છેક બોલવું ચાલવું નહિ; એમ છતાં તેમણે ભેટ કરી, તો તમે તેને લેવા દેશો?

કેશ૦—મથુરાએ ચંડોળ આણ્યો તે વખત તેણે મારી આજ્ઞા જાણી હતી?

મોતી૦—તેણે નહિ, પણ બાએ તો જાણીહતી. એવું છતાં તેણીએ તમારી અવજ્ઞા કેમ કરી?

કેશ૦—તેનો વિચાર મેં કર્યો હોત, તારે ગરજ નથી. તેણીએ મને તે ચંડોળ દેખાડ્યો હોત, અને મને તેવુંજ દેખાત તો મેં તે પાછો અપાવ્યો હોત, માટે હું તને વળી એક વાર કહુંછું કે દોડ વહેલો, અને ચંડોળ મળે તેમ કર, નહિતો તને, શું છે તે જણાશે.

મોતી૦—પણ બાપા, તે બોલી તે તમે સ્પષ્ટ સાંભળ્યું કે નહિ? તેની પાસે તુમે ન જાણો એમ કાંઈ પૈસા છે, અને તે તે વિઠ્ઠલશેઠને તમારૂં દેવું વાળવાસારૂ આપશે. હારે હા ભલી વાત સૂઝી? બાપા, મંછાની વાટ પકડી બેસુંછું; અને તે પૈસા લેઈ જતાં તેને તમારી પાસે પકડી લાવુંછું.

કેશ૦—તેમ કરી તો જો; મેં હમણા તને કહ્યું તે પ્રમાણે કરેછે કે નહિ?

**મોતી૦**—(બરબડેછે) હું તેને પકડું તો ભલી મઝા થાય.
(તે બહાર જાયછે.)

---

## પ્રવેશ ૭.

### કેશવરાય.

(પોતાની મેળે વિચાર કરેછે.)

જુઓ હું જાણીતો થઇને આટલો ભૂલ્યો; અને આ છોકરાં થઇને એએએ આટલી મૈત્રી, કૃતજ્ઞતા, અને ઉદારપણું દેખાડ્યું! મેં વારાણસીને મના કરી હતી ખરી, પણ તે મેં સારૂં કર્યું શું? જે સદ્‌ગુણ મેં તેને શીખવ્યા, તેજ હું તેને વિષે નિંદું શું? આ સંસારઅરણ્યમાં જે એકજ સુખ, જે મનુષ્યની એકજ વિશ્રાંતિ, એવાં જે ગુણી અને સમવયી મિત્રોની સંગતિ, તેનું સુખ હું તેની પાસેથી કેમ હરી લઉં! જેની ખોટ, મારી સઘળી સંપત્તિ ખર્ચ થાય તોપણ ભરી અપાશે નહિ. આ એટલું હું કેમ કરૂંછું એવું વિચારી જોતાં મારા મનમાં જે વાત ભરાઇ તે થવી જોઇએ, એટલુજ એનું કારણ છે. મારી લાડકવાઇ છોકરી, મારા સઘળા બાગ, સઘળા બંગલા, અને બીજા મારી પાસેના સઘળા તારા સારા સારા પદાર્થ જે તેટલા સર્વ પણ તને પ્રાપ્ત થાય તોપણ તને તે કુંજની યાદ વીસરશે નહિ, જે કુંજમાં તને તારા મિત્રોનો મેળાપ થઇને આનંદ થાયછે. આહા! ભલી મને પણ શિક્ષા લાગી! તું ન હોત તો આજ મને પણ વિઠ્ઠલશેઠ જેવો અમોલિક ઇષ્ટ અંતરાત; તે સુખ તેં મારૂં રાખ્યું, તેં મને અન્યાય કર્મથકી અને પશ્ચાત્તાપથકી કાઢ્યો. તારૂં ઉદાર ચરિત્ર જોઇને તારા ભાઇનું નીચપણું મારા હૃદયને ઘણી વ્યથા કરેછે. નઠારો છોકરો! કેટલું નીચપણું તારે વિષે છે રે આ! હશે, હવે મારે જોવું જોઇએ કે વિઠ્ઠલશેઠ પોતાનાં છોકરાં પ્રમાણે ચિત્તનો ઉદાર છે કે નથી. આ પ્રસંગે તે વર્ત્તશે તે ઉપર મારા આગલા મિત્રને સુખની આશા છે—એક તો આજ એવું થશે કે હું અયો-

ગ્ય મિત્રથકી છૂટીશ; અથવા મને યોગ્ય મિત્રનો લાભ થશે. (તેણીમરથી વારાણસી હળવેજ ચાલી જાયછે; તેને જોઇને તે બોલાવીને કહેછે) વારાણસી (તે સાંભળ્યું ન સાંભળ્યું કરીને તેવીજ ચાલી જાયછે, તેને તે બીજીવાર બોલાવેછે) વારાણસી, અહિં આવ.

## પ્રવેશ ૮.

### કેશવરાય, વારાણસી.

કેશ૦—તું ક્યાં જતી હતી? તું મને ચુકવતી કેમ હતી?

વારા૦—(લગાર ગભરાઇને) એમાટે કે તમને ઉપદ્રવ ન થાય.

કેશ૦—મને માલૂમ છે કે તને મથુરાએ ચંડોળ નજર કર્યો હતો. શું તેને બોળવાને જાયછે?

વારા૦—હા બાપા. તેણે મને એક આપ્યો હતો ખરો. હું જાણુંછું કે મોતીએ તમને કહ્યું હશે.

કેશ૦ - પછી, તેં તે લીધો નહિ હોય.

વારા૦—મેં? ના, ના. (મનમાં) અહો, લીધો તે હવે ના કેમ કહું? ભલો બિચારો. તે પક્ષી મને આપતાં તને કેટલો આનંદ થયોછે! મથુરા.

કેશ૦—તે તારે પાછો આપવો જોઇએ.

વારા૦—હા બાપા, મારી પાસે હતો, પણ તે ઊડી ગયો.

કેશ૦—એ ખરૂં કે?

વારા૦—હા બાપા, હું ખરૂંજ કહુંછું, જોઇતું હોય તો હું તમને તેનું ખાલી પાંજરૂં દેખાડું.

કેશ૦—તેને બહાર કોણે છોડી મુક્યો હશે વારૂ? એ મોતીનું કામ હશે.

વારા૦—ના, બાપા, તમે ભાઇને એમ કહેશો મા. પાંજરાનું બારણું સારૂં અડકાવ્યું નહિ હોય, તેથી તે બંદીવાન નાઠો. મથુરો તેના શોધને સારૂ ગયો છે, તેને જડશે તો, તે મારી પાસે લાવશે.

કેશ૦—ત્યારે તું તેનીસાથે બીજી વાર બોલવાનોકે ? તેને શું કહીશ ? તેં તેને હજુ મારી આજ્ઞા કહીછે કે નહિ ? અને તેથકી છેલ્લી વિદાય લીધી કે નહિ ?

વારા૦—ના, બાપા, તે મને ઘણું અવઘડ લાગેછે. તેવું એકવાર થયું એટલે પછી મને કાળકટી ઘણી કઠણ લાગશે—

કેશ૦—મારી આજ્ઞા માનવાને તને મોટી અડચણ પડેછે, કેમ?

વારા૦—તેમાટે નહિ; એવું તમે મનમાંઆણશો નહિ, બાપા, પણ મેં એવી નિષ્ઠુરતા કરી હોય તો મને જણાયછે કે તમે મારાઉપર મમતા કરશો નહિ. તમે મને પોતાનું છોકરૂં કહેનાર નહિ. જો વારૂ મને કાંઈ ખેદ થયા વગર હું અકસ્માત તેની પ્રીતિ તોડું, તો તમે મનેજ તમારા મનમાં શું કહેશો ? મારા મિત્ર મને શું કહેશે ?

કેશ૦—પણ તેમના બાપે મારો અન્યાય કર્યો હોય તો તારાથી છાના રહેવાશે ? તને મારૂં અભિમાન આવશે નહિ કે ?

વારા૦—એવું કેમ થશે ? મને અભિમાન આવશે. અને તમારૂં સમાધાન થવાસારૂ હું સર્વસ્વ આપીશ.

કેશ૦—હું તેની પાસે શું માગુંછું, અને તે મને શું આપતા નથી, તે તું જાણેછે ?

વારા૦—હું જાણુંછું, હા, હું જાણુંછું. એ બાપા તમે મને કેમ પૂછોછો ?

કેશ૦—એમાટે કે મારે જાણવું જોઇએ કે વિઠ્ઠલશેઠનાં છોકરાંને તે માલૂમ છે કે નહિ, અને તેઓએ તને તે કહ્યુંછે કે નહિ.

વારા૦—હા, તેમણે મને કહ્યું. તેમણે મને સંધું કહ્યું, તમે રીસ ન લગાડતા, બાપા.

કેશ૦—વારૂ તને કેમ જણાયછે ? હું કાંઈ ગેરવાજવી ચાલ્યો કે ઠીક ? વિઠ્ઠલશેઠઉપર મારા એટલા ઉપકાર છતાં તેણે મારી નાની સરખી વાત સાંભળવી નહિ ? અને જે હું માગુંછું, તેનું મારી પાસેથી તેને સોગણું મૂલ મળશે, એવું છતાં.

વારા૦—બાપા, હું નાની છોકરી, તમારા મોટાના ખટલામાં શું સમજું ?

કેશ૦—તું પોતાના મનમાં વિચાર કર. અને તે શું કહેછે તે મને કહે.

વારા૦—બાપા મને ક્ષમા કરવી. મારૂં હૃદય કાંઈ એકાદી વાત એવી કહેશે કે તે તમને ગમશે નહિ.

કેશ૦—હું સમજ્યો. હું અન્યાય કરૂંછું, એવું તે કહેછે, એમાં ભ્રાંતિ નહિ.

વારા૦—મને જણાયછે કે તમને હમણા રીસ લાગશે.

કેશ૦—ના, બીરા મા, બોલ તું.

વારા૦—ગમે તે હો, તમને ખોટું લાગે એવું હું કદી બોલનારી નહિ.

કેશ૦—તેની કશી ચિંતા નથી. તને જે દેખાય તે સાફ બોલ: મારી આજ્ઞા છે.

વારા૦—વારૂ ત્યારે. મને જણાયછે કે તમારો કાંઈ અન્યાય નથી, અને વિઠ્ઠલશેઠનો પણ નથી.

કેશ૦—અરે ખુશામતીઅણ છોકરી ! અમે બેઉ ખરા એમ કેમ થાય ? અમારા માંહેથી એક ખરો અને એક ખોટો હોયજ.

વારા૦—બાપા મને ક્ષમા કરો. મને સૂઝ્યું તેમ હું બોલી. તમારો વિઠ્ઠલશેઠ ઉપર ઘણો ઉપકાર છે માટે તમે માગોછો તે તેણે આપવું જોઈએ એ ખરૂં: અને વિઠ્ઠલશેઠને ન આપવાનું કારણ છે માટે તે ના કહેછે તે પણ ખરૂં.

કેશ૦—તે ગમે તેમ હોય. પણ તે કહેછે તે તને ઠીક દેખાયછે?

વારા૦—તે હું શું કહું ? મને જણાયછે કે તેણે તમારા ઉપકાર જાણીને પોતાની કુંજ તમને આપવી એ તેનો ધર્મ છે; જેણે તેને તે કુંજ આપી, તેનો કરાર જાણીને તમને તે આપવી નહિ, એ પણ તેનો ધર્મ છે. મેદાન કરવું માટે તમે તે કાપવાનાં છો; અને પોતાનાં છોકરાંને વિશ્રાંતિ સ્થળ-

સારૂ તે તે રાખવાનો છે. તમે ગામના ધણી, તમારા હાથમાં સત્તા છે, માટે તમે તે કાપી શકશો; તમારી પ્રાર્થના કરીને તમારી પાસે છોકરાં માણસો લાવી રડીને તે રાખી પણ શકશે; એમ છે.

કેશ૦—થયું હવે, તારી બુદ્ધિ સાંભળશે તે ફસશે. વારૂ ત્યારે હવે તેણે મારા પાંચસો રૂપિઆ આપવા, અને પોતાની કુંજ રાખવી.

વારા૦—ત્યારે તમે પણ એમ તેના ઉપર બળાત્કાર—

કેશ૦—તેમાં પછી જણાશે, ખરો કોણ અને ખોટો કોણ તે, અં—

વારા૦—ના, બાપા, રીસ ચઢાવશો મા, મને માત્ર તેમ લાગે છે; શું કહેવું તે સૂઝતું નથી માટે મોઢે આવ્યું તે બોલી, પણ, બાપા, પાંચસેં રૂપિઆ તેણે આજ ક્યાંથકી આણવા ?

કેશ૦—ક્યાંથી આણવા? એ જો તને માલૂમ નથી, તો મને પણ માલૂમ નથી. પણ જો તે તારીપાસે માગવા લાગ્યો તો પછી?

વારા૦—(બાપને બાથ ભીડે છે) બાપા, હું હવે તે તમારા થકી કેમ છાનું રાખું ? તમે મને મારશો તોપણ પૂરવશો, અને તે મને ઘટે તેમજ કર્યું છે.—

કેશ૦—છોડ, છોડ, છોકરી, મને જવા દે. પણ એ શું તે હું સમજ્યો નહિ.

---

## પ્રવેશ ૯.

### કેશવરાય, વારાણસી.

### મોતીરામ (મંછાને ખેંચી લાવે છે.)

**મોતી૦**—બાપા, આ ભલી પકડાઈ. હું જાણુંછું કે એની પાસે લખોટો છે, તે વારાણસીના નામનો હશે. (મંછાને) ચાલ અલી કાઢ તે વહેલી. નહિતો હું તારા સર્વાંગનો

ઝોટો લેઇશ. બાપા, એ વાડભણીથી નાસતી હતી તે વે-
ળા એના હાથમાં મેં દીઠોછે..

**કેશ૦**—મોતી, બલાત્કાર કરીશ મા. (મંછાને) છોકરી તારે
અહિં કોની સાથે કામ છે?

**મંછા.**—(ગભરાઇને) નથી—હા,—હું એને જોતી હતી.

**કેશ૦**—તું બીશ મા; છોડી. તું કોને જુએછે?

**મંછા.**—વારાણસીને—

**મોતી૦**—પણ મંછી, અમારે તમારી સાથે બોલવું નહિ માટે
બાપાએ મના કરીછે, તે તું જાણેછે કે?

**કેશ૦**—(મોતીને) હું તને વિનતિ કરૂંછું કે છાનો રહે. (મંછાને
છોકરી, આ લખોટાની શી બાત છે તે મને કહે.

**મંછા.**—તે કાંઇ નથી. (વારાણસી ભણી સચિંત જુએછે)
વારાણસી, હવે કેમ કરવું?

**વારા૦**—મારી બહેની, આપણને હમણા બાપાથી કાંઇ છાનું
રાખવાનું નથી.

**મોતી૦**—(કેશવરાયને) જુઓ બાપા. તેઓ તમારા સ-
મક્ષ એક બીજા સાથે કેવાં બેધડક બોલેછે? એ તમારી
આજ્ઞાનું ઉલ્લંઘન નહિ કે?

**કેશ૦**—તું છાનો રહે. મંછા, છે શું તે મને કહીશ?

**મંછા.**—વારૂ ત્યારે; તમને કહેવાનુંજ છે માટે સાંભળો.
મારા બાપાએ વારાણસીને કાગળ લખ્યોછે. (વારાણ-
સીના હાથમાં લખોટો આપવા માંડ્યો તેટલે મોતીએ
તે તેના હાથમાંથી ખેંચ્યો.)

**મોતી૦**—જોયું બાપા! એમાં પૈસા ભર્યાછે; (વારાણસીને)
ઊભી રહે છોકરી, હમણા બાપા તારી સારી પૂજા કરશે.

(તે લખોટો બાપાના હાથમાં આપેછે.)

**કેશવરાય કાગળ વાંચેછેઃ—**

"પરમ ઉદાર છોડી, તેં તારા બાપથી છાના મને પૈસા
મોકલી દીધા, તે મારે લેઇને તારા બાપને ભરવા અને

કદાચિત્ વાત ઊઘાડી થઇ તો તને ઠપકામાં આણવી એ મને યોગ્ય નહિ. એવું મારે હાથે બન્યું તો તુંજ પોતાના મનમાં મને શું કહીશ? તો હું તેવું કરનાર નથી; હું દેવાદાર છું તેવોજ રહીશ, જ્યાંસુધી હું તે પોતાની જાતકમાઇના દ્રવ્યથી વાળું ત્યાંસુધી. તારા બાપની મરજી પ્રમાણે મારાથકી બનતું નથી માટે મને લાગેછે. પણ શું કરૂં? મારો ઉપાય નથી. કેશવરાયે સત્તાના બળથી ઇચ્છામાં આવે તે મને ન જણાવતાં કર્યું હોત તો હું ક્યાં બોલવાને આવ્યો હતો? તેમ થયું હોત તો મને મારા મનમાં એટલું લાવવાની પણ જગ્યા હતી કે? મારા મિત્રો સાથે મેં બોલી કરી હતી તે મેં તોડી નહિ. મને આ લોકને વિષે તમારા બાપાની તથા તમારી મિત્રાઇ અમૂલ્ય છે. તું જેવી મારી સાથે અને મારાં છોકરાં સાથે આજસુધી ઉદાર ભાવે ચાલી તેમજ આગળ ચાલજે, એ મારી પ્રાર્થના છે.”

સહી વિઠ્ઠલશેઠ.

(કેશવરાય વારાણસી ભણી જુએછે.)

**વારા૦**—(તેની પાસે જાયછે) હવે બાપા. એ પૈસા મારી પાસે કેમ આવ્યાં તે હું તમને કહુંછું. આજલગણ કહ્યું નહિ તેની મને ક્ષમા કરો.

**કેશ૦**—(તેને બોકી દેછે) તે હું જાણુંછું, છોકરી; તમારૂં ભાષણ થતું તે મેં આડા રહીને સર્વ સાંભળ્યું. તમારી મોટાઇ જોઇને મને ઘણો આનંદ થયો. હું શરમ મુકીને કહુંછું કે તું ન હોત તો મેં આજ એવું અકર્મ કર્યું હોત તે મારા મનને જન્મસુધી સંતાપત, અને હું દુઃખી થાત. આ તું તારા પૈસા લે, અને તારી માએ જેમ કહ્યું હોય તેમ એનું સાર્થક કર. એ ધર્મ કરતાં વવરાશે માટે બીશ મા. મારાં છોકરાં, તમારી વહાલી કુંજ અક્ષયી રહો, અને તમારી મૈત્રી ઉત્તરોત્તર વૃદ્ધિ પામીને દૃઢ થાઓ.

**વારા૦**—(તેનો એક હાથ ઝાલેછે) બાપા, આજ તમે મને નવો જન્મ આપ્યો હોય એવું જણાયછે.

**મંછા.**—(તેનો બીજો હાથ ઝાલેછે) રાયજી સાહેબ, શું ભલાપણું આ! મારો બાપ—(તેનું ગળું બેસેછે, બોલાતું નથી).

**કેશ૦**—(મંછાને) ગુણવાળી છોડી, તારા બાપાને આ પત્ર પાછું આપ અને કહે કે એમાં કાંઈ બીજું લખવાનું છે, તે મારો મેળાપ થયા પછી કહીશ.

**મોતી૦**—એ શું બાપા? તમે અને—

**કેશ૦**—ચૂપ, બોલ નહિ. તારી નઠારી જીભ મોંમાં ઘાલ. આજના દહાડામાં તેં મને તારા દુષ્ટપણાની ઓળખાણ આપી.

**મોતી૦**—વાહ! મેં તો તમારી આજ્ઞા પાળી. છોકરાંએ મા બાપની આજ્ઞા નહિ પાળવી કે?

**કેશ૦**—તેમણે પાળવી. પણ માબાપ જો અન્યાય કરવા કહેછે, તો છોકરાંએ પોતાને ઉચિત અને જેમાં ઈશ્વર રાજી થાય તેજ કરવું. હું સ્વાર્થપર થઈને અન્યાય કરૂં એ તારા અંતરમાં જો તું સમજ્યો નહિ, તો મને તારા સદ્ગુણની આશા આગળ દેખાતી નથી. વારાણસી કેવી ચાલી તે જો.

**મોતી૦**—પણ બાએ મારીપાસે રાખવાને તેવા પૈસા આપ્યા નહતા.

**કેશ૦**—તેનું કારણ કે તેણીએ તારી પૂર્વેજ પરીક્ષા કરી. પૈસા નથી તો મીઠા શબ્દ નહિ હતા શું? જેણે કરીને તેં તારા મિત્રોનું, અને જેણે તને પ્રથમ વિદ્યાભ્યાસ કરાવ્યો તે ગુરૂનું સમાધાન કર્યું હોત. પણ ચંડોળનું શું થયું? તું તેનો શોધ કરાવેછે કે નહિ?

**મોતી૦**—વાડીમાં મને કોઈ મળ્યું નહિ.

## પ્રવેશ ૧૦.

### કેશવરાય, મોતીરામ, વારાણસી, મંછા, મથુરો.

(મથુરો દોડતો આવ્યો અને શ્વાસોશ્વાસ નાંખેછે. એક હાથમાં તેણે ચંડોળ ઝાલ્યોછે; બીજે હાથે લોહી નીકળ્યુંછે માટે ચીથરૂં વીંટાળ્યુંછે.)

**મથુ૦**—વારાણસી, વારાણસી, આવ વહેલી. સારૂં થયું યાર, આ જો, તારો ચંડોળ લાવ્યો. અરે જૂઠા, નાશી ગયો હતો ની?

(કેશવરાયને જોઇને તે જરા દબાયછે.)

**વારા૦**—(તેની સામે દોડેછે.) મારા વહાલા મથુરા. (તેના હાથમાંથી ચંડોળ લેછે અને કહેછે) અરે ઠગ; કેવો પકડાયોછે! હવે તું મારી પાંસેથી જવા પામનાર નથી. જા હવે પોતાના પાંજરામાં. (તેને માંહે ઘાલીને બારણું બંધ કરેછે.)

**કેશ૦**—મારા પ્રિયકર મથુરા, તારા હાથને તે શું થયું? તારા લૂગડાને તે લોહી શાનું લાગ્યુંછે?

**મથુ૦**—(સાશ્ચર્ય અને સાનંદ) વારાણસી સાંભળેછે કે નહિ?

**વારા૦**—હા મથુરા, સર્વ વાત સારી થઇછે.

**મંછા.**—હવે આપણી મૈત્રીને અટકાવ નથી. (મથુરો આનંદે નાચેછે. કેશવરાયને મોટા વિનયથી નમેછે. મંછા, મથુરાનો હાથ ઝાલીને દીલગીર થાયછે) તને ઘણું દુઃખ થયું, ભાઇ. મને તારો હાથ દેખાડ તો ખરો.

**વારા૦**—અરેરે! મારે સારૂ તું આટલું દુઃખ પામ્યો!

**મથુ૦**—અં! તે કાંઇ નહિ. ચંડોળની પછવાડે ઝાડીમાં દોડતાં હાથને લગાર વાગ્યુંછે. મારો હાથ ભાગી પડયો હોત, તોપણ હું ચંડોળને લીધા સિવાય તારી પાસે આવત નહિ.

**વારા૦**—આહા! મારે વિષે એની શી મમતા છે! બાપા હવે જલદી એને કાંઇ ઉપાય કર્યો જોઇયે. સામબાઇપાસે સારૂં ઓસડ છે.

**કેશ૦**—તેને કહીને તે ઉપાય પહેલાં કરાવ. હવે ચાલો મારી સાથે છોકરાં; આજ આનંદનો દિવસ છે માટે તમારે સારૂ મેં ઉજાણી કરીછે. તમારાં માબાપને પણ બોલાવ્યાંછે. આજ તમે મારા ગુરૂ થયાં, અને તમારૂં ચરિત્ર જોઇને મને જણાયું કે તમારાં જેવાં ગુણી છોકરાંથકી માબાપો પણ શિક્ષા લેવાને યોગ્ય છે.

(સર્વ ઊઠીને જાયછે.)

# ઘરડો ભીખારી.

દયાળજી.

દયા૦—(ચાકરને) આ ઘરડાને તું માંહે કેમ આવવા દેતો નથી?
ઘ૨૦—મહારાજ, તેણે મને બોલાવ્યો પણ હુંજ આવ્યો નહિ.
દયા૦—કેમ વારૂ?
ઘ૨૦—મને કહેતાં લાજ આવેછે. મેં કદી કીધું નથી તે કર્મ કરૂંછું. હું ભીખ માગવાને આવ્યોછું.
દયા૦—તું ભલો માણસ દેખાયછે; ગરીબ થયો માટે તને શરમ કેમ લાગેછે? કેટલીક મારા પણ મિત્ર ગરીબ છે, તે મળતો હું તને પણ લેખીશ. આવ મારી પાસે બેસ.
ઘ૨૦—ક્ષમા કરો, મહારાજ, મને હમણા અવકાશ નથી.
દયા૦—એવું અગત્યનું તારે તે શું કામ છે?
ઘ૨૦—આ સૃષ્ટિમાં જે મુખ્ય કામ કરવાનું તેની તજવીજમાં હું છું. આપણે અહિં એકલાજ છિયે. હું તમને ખરૂંજ કહુંછું કે મારા આયુષ્યના આઠ દહાડા બાકી છે.
દયા૦—તે તને કેમ સમજાયું?
ઘ૨૦—મને કેમ સમજાયું તે મારાથી તમને કહેવાતું નથી, પણ હું જાણુંછું, કેમકે એવું મને લાગેછે અને તેમ બની આવશેજ. સારૂં છે કે મારા મરવાથકી કોઇને ખોટ આવનાર નથી. મારા જમાઇએ તથા મારી છોકરીએ મારૂં આજ બે વર્ષ સુધી પોષણ કર્યું.
દયા૦—તે તેમનો સ્વધર્મ છે, તેમાં તેમણે વિશેષ વાર્તા શી કરી?
ઘ૨૦—આજ સુધી મારી પાસે પૈસો હતો તેણે કરીને હું કોઇના તાબામાં રહેતો નહિ. તે મેં એક ગૃહસ્થને ત્યાં મૂક્યા હતા તેણે તે ખ્યાલી ખુશાલીમાં ઊડાવીને પોતાને અને મને પણ ગરીબ કર્યો. મહારાજ, ક્ષમા કરવી, આપ પણ ગૃહસ્થજ છો; પરંતુ ખરૂં છે તે હું બોલ્યો.
દયા૦—એ વાત મારી પ્રત્યક્ષ હોત, તો હું સંતોષથી સાંભળત, મને રીસ ચઢત નહિ.

ધર૦—મારાથી છેલ્લેસુધી કામ કરાત તો સારૂં હતું, પણ હવે હું છેક અટક્યો, અને નિસ્તેજ થયો. મને જણાયછે કે હું હમણા આ શરીરમાંથી છુટીશ, માટે ઇશ્વરે મારા હાથ પગ નિર્બળ કર્યા. હું કદી કામ કર્યા વગર રહેતો નહિ;—મહારાજ, હું જુવાન હતો ત્યારે કામ કરૂં તેણે કરીને મારૂં શરીર દૃઢ રહ્યું હતું. મેં કદી વૈદ્ય જાણ્યો નથી. પણ જે કામ જુવાનીમાં જેરાવરી આપતું હતું તેજ ઘડપણમાં શ્રમ આપવા લાગ્યું. પછી મારાથી કામ થાય નહિ એવુ થયું, તેટલામાં પાસે વિત્ત હતું તે પણ ગયું. મને કામ કરવાની મનથકી રૂચિ છે, પણ શું કરૂં? હાથપગ રહ્યા એ સંભારીને મારી આંખોમાં આંસુ આવે-છે, એની ક્ષમા કરવી. હું પોતે દુર્બળ જેઇને ઘણો કષ્ટી થાઉંછું.
દયાળ૦—તારાં છોકરાં તને પોષતાં નથી?
ધર૦—મારે એક છોકરી માત્ર છે; તેના વરે મારી પુત્ર કરતાં વત્તી સંભાળ કરી. તેણે મને છતા પદાર્થમાં કંઇ કમી રાખી નથી. ઇશ્વર તેનું કલ્યાણ કરો!
દયાળ૦—ત્યારે શું તે હમણા તારી સંભાળ કરતાં નથી?
ધર૦—તેજ ગરીબ થયાં તો મારી સંભાળ તે શું લે? નદીમાં રેલ આવી તેણે તેનું ઘર વહેવડાવ્યું; તેમનું સર્વસ્વ ધોવાઇ ગયું; ઢોરઢાંક મરી ગયાં. તેમણે મને પોષવા માટે કરજ કર્યું છે; એટલી એક વાત તેમણે મારી આજ્ઞા વિના કીધી; તે મને ઘણું માઠું લાગ્યું. હવે મારી ઉત્તરક્રિયાનો પણ ભાર તેમના ઉપર પડે નહિ, માટે હું ભીખ માગુંછું. હું જૂનો માણસ, પણ નવો ભીખારી છું, મહારાજ.
દયાળ૦—અને તું રહેછે ક્યાં?
ધર૦—તેટલું હું નથી કહેતો. મારૂં અથવા મારાં છોકરાંનું રહે-વાનું ઠેકાણું તમારે પણ પૂછવું નહિ.
દયાળ૦—ક્ષમા કરજે, ઘરડા ડોસા, મેં સહજ પૂછ્યું.
ધર૦—હા, હું પણ જાણુંછું. આઠમે દિવસે તમે સ્વર્ગ સામું જો જો, ત્યાં મારૂં ઘર ઢાંક્યું રહેશે નહિ.

દયા૦—(તેને મૂઠી ભરીને રૂપિઆ આપેછે) ડોસા, આ લે. ઇશ્વર તને ઘણા દિવસ જીવાડો!

ધર૦—આટલા બધા! ના ના, એટલા મેં ઇચ્છયા નહોતા. મારે પાંચ રૂપિયા માત્ર જોઇએછે. તે કરતાં વધતા મારે કામના નથી. સ્વર્ગમાં કોઇ પણ વાતનું ઊણું નથી.

દયા૦—તું બાકીના તારાં છોકરાંને આપ.

ધર૦—તેમને કામ કરવાનું સામર્થ્ય છે ત્યારે, તેમને ધર્માદાનું શામાટે જોઇએ?

દયા૦—જા, મારા ભલા ડોસા, જા અને સ્વસ્થ રહે.

ધર૦—(પાંચ રાખીને બાકીના રૂપિઆ પાછા આપેછે) મહારાજ, આ આપના આપજ લો,

દયા૦—મારા મિત્ર, તું મને શરમાવેછે.

ધર૦—મને એ લાજ લાગેછે. પાંચ રૂપિઆ પણ લેવાને મને સંકટ લાગેછે. ત્યારે એ બાકીના રાખો; કોઇ બીજા ભીખારીઓ આવશે તેમને આપવાને કામ લાગશે.

દયા૦—તારી અવસ્થા જોઇને મને દયા આવેછે.

ધર૦—હવે ઇશ્વરને મારી દયા આવે તો સારૂં, અને તમારા ઔદાર્યનું ફળ તે તમને શતગુણિત આપે!

દયા૦—તું કાંઇ અન્ન લેઇશ?

ધર૦—હું સવારે ખાઈ બહાર નીકળ્યોછું.

દયા૦—ત્યારે તું કાંઇ સાથે તો લેતો જા.

ધર૦—ના મહારાજ, તે ઇશ્વરને ગમશે નહિ. તમારી રૂચિ હોય તો એક સોપારીનો કડકો મને આપો, અને ખાવાને જરાક તમાકુ.

દયા૦—તારે જોઇએ તેટલી સોપારી લે, બેસ અને તમાકુ પાન સારીપેઠે ખાઇને જા.

ધર૦—ના, મારે જરાક જેટલી બસ છે; વધતી સહેવાતી નથી. (દયાળજી પોતાનો વાટવો તેની આગળ ધરેછે.) તે ઇશ્વર સામું હાથ કરીને કહેછે, હે ભગવાન, આ ગૃહસ્થનું કલ્યાણ કર! (તે બેઉ જણ પાન સોપારી ખાયછે.)

દયા૦—ડોસા, આજ રાત તું અમારે ઘેરજ રહેની? તને કોઈ જુએ નહિ એવું તારૂં મન હશે, તો હું પણ તને તેવીજ જગ્યા આપીશ.

ધર૦—ના, મહારાજ, મારાથી રહેવાય નહિ. મારો અમૂલ્ય સમય જાયછે.

દયા૦—મને બીજી કાંઈ સેવા કહે.

ધર૦—તમારા ભાવ માટે હું કાંઈ માગું તો; બાકી મારે આ લોકમાં કાંઈ અપેક્ષા રહી નથી. એક બનાતનો કડકો આ હાથે વીંટાળવાને હોય તો આપો. (હાથ સામું જુએછે) આ હાથ મારો છેક રહી ગયોછે.

દયા૦—(બે કડકા આપેછે) લે આ; હાથને સારૂ બે, મારા મિત્ર.

ધર૦—બીજો રહેવા દો; મારે એક બસ છે. મારો જમણો હાથ સારો છે, તે ઊઘાડો રખાશે. ડાબો માત્ર શક્તિહીન થઈ ગયોછે. એ તમારો ઉપકાર હું વીસરવાનો નથી.

દયા૦—અને, મારા મિત્ર, હું પણ તને વિસારીશ નહિ. મારે માથે તારો પુણ્યવાન હાથ એકવાર મેલ વારૂ.

ધર૦—ભગવાન તમને સુખી રાખો, અને સ્વર્ગ સુખ આપો!

(તે જાયછે.)

---

## સમાગમસુખ.

વલ્લભ છોકરો પ્રકૃતિએ સ્તબ્ધ હતો. આખો દડાડો તે વિચારમાં રહેતો હતો; કોઈ સાથે ઝાઝું બોલે નહિ. તે પોતાના કાકા સાથે બહાર જાય ત્યારે વાટે જે જે જુએ તે તે ઘેર આવ્યો એટલે એકલોજ મનમાં ઘોળે. તેના કાકાનાં છોકરાં હતાં, તેમને તે તેની ટેવ જરા ગમે નહિ. એક દિવસે તેમણે વલ્લભની પોતાના બાપપાસે ફર્યાદ કીધી અને બોલ્યા, બાપા, આ અમારી મંડળીમાં હોયછે એટલે એથકી અમારો ઉત્સાહ ભંગ થાયછે. આગળ તે બાપને કહેવાનાં હતાં કે એને આપણા ઘરમાંથી વિદાય કરો, એટલામાં તમને બીજી સૌમ્ય યુક્તિ

મઝી, કે તે જેમ કરેછે, તેમજ તેની સાથે આપણે પણ કંઈક દિવસ કરવું.

પછી બીજે દહાડે, તેમાંહેલો એક જણ કિલ્લો જોવા ગયો; એક જણ તોપખાનું; એક જણ ગોદી, તથા વરાળયંત્ર, તથા વહાણો; એક જણ કુલાબાની દીપમાળ; અને એક જણ ધારીપુરીનું પાંડવકૃત્ય. તે સઘળાં સંધ્યાકાળે ઘેર આવ્યાં ત્યારે રોજ આનંદની વાતો કરતાં, તેમ તે દહાડે તેમણે વલ્લભને કાંઈજ કહ્યું નહિ. તેઓ નિત્ય એકએક સાથે ઠઠ્ઠા મશ્કરીની વાતો કરીને આનંદમાં કાળ ગુમાવે; તે દહાડે જ્યાં ત્યાં સ્તબ્ધ, ઉદાસીન, વિરસ થયાં. વલ્લભને તે મનમાં લાગ્યું અને મોટો પશ્ચાત્તાપ થયો. તેને જણાયું કે આપણો સ્વભાવ રંજક નથી, તે જોઇને એ છોકરાં આપણી સાથે તેવીજ ચાલ ચાલવા લાગ્યાં. પછી તે દહાડાથકી તેણે તે પ્રકૃતિ છોડીને તેમની સાથે મન મોકળું કરીને તે બોલવા લાગ્યો. તે વાર થકી તેમનું તથા તેનું મન મળીને તેઓ પરસ્પર આનંદ પામ્યા. પછી તે મિત્રાઈનું સુખ અનુભવવા લાગ્યો. તેને સમજાય તે વાત તેમને કહે અને તેમના મોઢાથી પોતે સાંભળે; તેણે કરીને તે સર્વને ગમવા લાગ્યો.

---

## મોટાનું મન.

નાટક એક અંકી.

### પાત્ર.

મનમોહનરાય.
દીવાળી..........................તેની છોકરી.
જીવરાજ........................તેનો ભાણેજ.
સાકર ..........................તેની ભાણેજી.
ચાકર.
ગણેશ............................ગાડીવાન.

સ્થળ—મનમોહનરાયનું ઘર.

## પ્રવેશ ૧.

મનમોહનરાય.

બીજાનાં છોકરાં આપણે ઘેર લાવીને આવું થાયછે ! એ જ જીવરાજ, એના ઉપર મારી મમતા કેટલી ! તે મારાં છોકરાં-કરતાં મને અધિક વહાલો હતો, અને તેજ હમણા કેટલો દુષ્ટ નીપજ્યો તે જુઓ ! મને આશ્ચર્ય લાગેછે કે નાનપણે તેની ચર્યા સારી દેખાતી હતી, તે સંધું ઊલટું કેમ થયું? તેની ભલાઈ કેવી ! તેનું ધૈર્ય કેવું ! સંતોષવૃત્તિ કેવી ! જેનું સિંહ જેવું પરાક્રમ, ઘેટા જેવી ગરીબાઈ, એ ગુણ જોઈને તેના ઉપર કોની પ્રીતિ થાય નહિ ? હશે, હવે તેણે મારી દૃષ્ટિ સામું આવવું નહિ, હું તેનું નામ સાંભળવાને પણ રાજી નથી. અરે, ત્યાં કોઈ છે કે ? સાકરને બોલાવી લાવો.

---

## પ્રવેશ ૨.

મનમોહનરાય, સાકર.

**સાક૦**—મામા, તમે મને બોલાવોછો ? શી આજ્ઞા છે ?

**મન૦**—તારા સોદા ભાઈનું તને કંઈ શુભ વર્ત્તમાન કહેવાનું છે.

**સાક૦**—(બીકી પડેછે) કોનું, જીવરાજનું ?

**મન૦**—આ લે, આ વનમાળાનું પત્ર આવ્યુંછે, તે વાંચ; નહિતો હું તને વાંચી સંભળાવુંછું. (તે વાંચેછે ):—

( વનમાળી મનમોહનરાયનો છોકરો, અને જીવરાજ તેનો ભાણેજ એ બેઉ જણાને ઉમરગામમાં ભણવાને મૂક્યા હતા ત્યાંથી વનમાળી પોતાના પિતાને કાગળ લખેછે ).

"મારા પરમપ્રિય બાપા,"

"તમને એકાદું અનિષ્ટ વર્ત્તમાન લખવાને મને ખેદ થાયછે,
"પણ લખ્યાવિના પરિણામ નથી. તે તમે બીજાથકી સાંભળશો
"તેકરતાં મારાથકી સાંભળશો તે ઠીક. મને આપણા જીવરા-

"જના ઢંગ સારા દેખાતા નથી. તેણે પોતાનું ઘડિયાળ વેચ્યું,
"તથા ભણવાની પોથીઓ પણ ઘણું કરીને વેચી. મને કેમ
"ખબર પડી તે હું તમને કહુંછું કે મારી હિતોપદેશની પોથી
"ચોળાઈને જર્જર થઈ, માટે હું પુસ્તક વેચનારા પાસે એક નવી
"લેવાને ગયો હતો. તેણે મને એક દેખાડી, તે જીવરાજની
"હતી માટે મેં તત્કાળ ઓળખી. તે તેનીજ છે એવી મારી
"નિશા શાઉપરથી થઈ કે તેનું નામ તે ઉપર લખેલું હતું. પછી
"મેં તે ચાર રૂપિઆ માટે વેચાતી લીધી. એને કોઈને કહ્યું
"નહિ, કેમકે નિશાળમાંહેલાં છોકરાં તેનો તિરસ્કાર કરે, પરંતુ
"ગુરૂજીને માત્ર એકાંતે વર્તમાન કહ્યું. તેમણે પોથી વેચનારાને
"બોલાવી મંગાવીને ચોકશી કરી. તો તે કબૂલ થયો કે મેં જીવ-
"રાજ પાસેથી વેચાતી લીધી ખરી. પછી તેણે જીવરાજને
"પૂછ્યું ત્યારે તે પણ કબૂલ થયો કે મારે પૈસાની ગરજ હતી
"માટે મેં વેચી, અને મને બીજી લેવાને નાણું મળે ત્યાં લગી
"મેં મારા મિત્રપાસે બે હતી તેમાંથી એક ઉછીની લીધીછે.
"પૈસાનું શું કર્યું એમ તેને ગુરૂજીએ પૂછ્યું, તે વારે તેણે તે
"ઉપર કાંઈ નિમિત્ત કહ્યું પણ મને તે સંધું તર્કટ દેખાયું. પછી
"મને ઘડિઆળનો સંશય આવ્યો માટે મેં તેને પૂછી જોયું કે
"કેટલી ઘટિકા દિવસ ચઢ્યોછે? તે જરા ગભરાઈને બોલ્યો કે
"મેં તે ઠીક કરવાને ઘડિઆળીને આપ્યુંછે. મેં તે ઘડિઆળીની
"દુકાને તરત જઈને પૂછ્યું તો સઘળાં થોથાં. પછી મેં તેને મારો
"ભાઈ જાણીને ફજેત કર્યો. તેણે મને ઉત્તર કર્યો કે તારે
"મારા કારભારમાં પડવાનું કાંઈ કામ નથી. મારે ઘડિઆળનું
"કામ નહોતું માટે વેચ્યું."

**મન**૦—સાકરૂ, સાંભળ્યું કેની? હવે તું શું કહેછે?

**સાક**૦—મામા, તમને માઠું લાગ્યું તેવુંજ એ સાંભળીને મને પણ જરાતરા માઠું લાગ્યું.

**મન**૦—ધીરજ પકડ લગાર; એટલામાં થયું નહિ. એ કરત સારી વાર્તાઓ તો હજુ આગળ છે.

(તે વાંચેછે)—" પછી તેણે શું કર્યું તે સાંભળો. પરમ દહાડે
" ત્રીજે પ્રહરે ગુજરીમાં ન પૂછતાં તે બહાર ગયો. તે સંધ્યાકાળ
" થઈ તોપણ ઘેર આવ્યો નહિ. જમવાનો સમય થયો તોપણ
" જણાયો નહિ; આખી રાત બહાર હતો, તે સવારે આવ્યો.
" પછી એની ફજેતી થઈછે તે શી કહું? તેણે પૂછ્યું કે તું ક્યાં
" હતો? ત્યારે તેણે પ્રથમજ વાત જોડી મુકી હશે તે કહી. અને
" તે ખરી હશે તોપણ આજ સાંજે તેનો ન્યાય ગુરૂજી સમક્ષ
" થવાનો છે. તે ઠીક થયોછે. તો મને જણાયછે કે તેની અપ્ર-
" તિષ્ઠા કરીને તેને અહિયાંથી હાંકી મેલશે; ઘેર પણ પાછો
" મોકલશે. તમે એટલી મમતા કરતા છતાં તેની કૃતઘ્નતા
" જોઇને, અને આપણું દુર્લૌકિક, અને એવા ગુણે કરીને તેનું
" અકલ્યાણ જોઇને મને ઘણો ખેદ થાયછે. રાત્રિએ જ્યાં
" હતો તે ઠેકાણું તેણે મને કહ્યું, પણ તે મને જરાએ ખરૂંભાસ્યું
" નહિ. તે ઠેકાણાનું નામ તમને લખતો નથી. કારણ કે તમે
" તેના ઉપર વધતા રીસે ભરાશો. તે હવે મને ધાક દેખાડેછે કે
" હું નાશીને ઘેર જતો રહીશ."

**મન**૦—તેને આવવા તો દે; તેને મારા ઉમરામાં પગ તો મેલવા દે, પછી જણાશે. તે રાત્રિએ જ્યાં જતો હશે ત્યાંજ રહે. સાકર, તું મને તેવિષે એક શબ્દ બોલીશ મા. ગુરૂએ તેને અટકાવી મૂક્યો, અથવા ફજેતી કરીને હાંકી મેલ્યો, તો-પણ તે મને બરાબરજ; હું તેની ચિંતા અતઃપર રાખનાર નથી. તેને ગમે તો તે દેશાંતરે જાય કે જોઈએ તો કોઈની ગુલામગીરી કરે. મેં બહુ દહાડા તેને મારા છોકરાપ્રમાણે વરતાવ્યોછે.

**સાક**૦—ખરૂં મામા, મારૂં તમે બાપનાકરતાં અધિક પ્રતિપાલન કર્યુંછે.

**મન**૦—મેં તે મારા સંતોષથી કર્યુંછે. હું દેશાંતરે છતાં તમારી માએ મારાં છોકરાં સંભાળ્યાં હતાં તેવી મેં તમારી સંભાળ કરી તેમાં કાંઇ નવાઈ નહિ, પણ—

**સાકુ૦**—જીવરાજ લગારેક ઉલ્લુ છે માટે તેથકી એકાદો અપરાધ થયો હશે. બાકી તે હાડે કેવો છે તે તમારા લક્ષમાં હશેજ. તેનાથી એકાદો અન્યાય થયો હોય તો તેને તેથી ચોગણો પંત થાયછે.

**મન૦**—મેં પણ તેના પુષ્કળ અન્યાય ક્ષમા કર્યા હશે. તેણે દારૂ બાળતાં કેશ બાળ્યા, આપણા દીવાનખાના માંહેનો આરસો ફોડ્યો, કિનુબાબની ડગલી કાદવમાં ખરડી, એ સઘળા અપરાધ મેં તેને ક્ષમા નથી કર્યા? મેં જાણ્યું હશે કે એ છોકરવાદ છે, એનામાં કાંઇ દુર્ગુણ નથી. પણ ઘડીઆળ વેચવું, પોથીઓ વેચવી, નિશાળ મેલીને ન પૂછતાં બહાર જવું, રાત્રિએ બહાર સૂવું, ગુરૂ પાસેથી નાશી જઇશ એમ કહેવું, અને મારીપાસે આવીને એ સંધું ઠીક કરીને દેખાડીશ એવું મનમાં લાવવું. એ વાતો ઘણી નઠારી છે.

**સાકુ૦**—મારા મામા, તમે પ્રથમ તે પોતાનો અંગછૂટકો શી રીતિએ કરેછે તે સાંભળો, પછી તમને ગમે તેમ કરો.

**મન૦**—હવે હું તેનું સાંભળું? ભગવાન કરે અને અતઃપર તેનું દર્શન મને ન થાય. હું મારાં સર્વ સગાંને અને ઘરમાંહેના માણસોને કહીને તાકીદ કરૂંછું કે તે ગામમાંહે આવે તો તેને લાકડીએ લાકડીએ મારવો.

**સાકુ૦**—આહા મામા, એમ કરશો મા,—તમે એટલા ક્રૂર તેના ઉપર થશો નહિ. હું તમારી ભાણેજ, તમને મારા બાપ પ્રમાણે માનુંછું. એક વાર મારી પ્રાર્થના સાંભળો.

**મન૦**—વારૂ, હું તેમ કરૂંછું કે નહિ તે જો તું.

**સાકુ૦**—ત્યારે તમે તેમ કરશો તો મને એવું લાગશે કે તમે મારી જીજીને વીસારી, અને તમારી મમતા મારાઉપરથી ઓછી થઇ.

**મન૦**—શું તારા ઉપરથી? તારો શો અન્યાય છે? તારા ભાઇના અન્યાય સારૂ મારો તારા ઉપર અભાવ કદી થવાનો નહિ, પણ તું મને અતઃપર ભાઇવિષે આગ્રહ કરીશ મા. મારી પ્રીતિ સંપાદીને તું તારી મેળે નિરાંતે રહે.

**સાક૦**—મારા ભાઈ ઉપર તમારી અકૃપા જોઈને મને સુખ કેમ થશે?

**મન૦**—તેને તે ઘટે. તેણે પૈસાનું શું કર્યું? અને રાત્રે બહાર ક્યાં ગયો હતો તે તેણે કેમ કહ્યું નહિ?

**સાક૦**—કાગળથકી મને એમ દેખાયછે, કે તેણે તે બંને કબૂલ કર્યાં; વનમાળીને માત્ર તે ખરૂં લાગ્યું નહિ. (તે મનમોહનરાય સામું આંખોમાં આંસુ આણીને જુએછે.) મારા મામા તમે કઠોર ન થશો.

**મન૦**—(લગાર શાંત થઈને) વારૂ તો જોઈએ આવો; તેનો ગુરૂ શું કહેછે, ત્યાંલગણ હું તેને અવકાશ આપુંછું.

## પ્રવેશ ૩.

મનમોહનરાય; ચાકર, સાકર.

**મન૦**—તારે શું જોઈએ છે?

**ચાક૦**—હેઠે કોઈ માણસ આવ્યોછે, તે તમને મળવાને ઈચ્છેછે.

**મન૦**—તે શું લેઈને આવ્યોછે?

**ચાક૦**—નિશાળમાંહેથી કાગળ લાવ્યોછે, આ લો.

**મન૦**—(લખોટાઉપરના નામભણી જુએછે) ઠીક, હું એનીજ વાટ જોતો હતો. એ ગુરૂના હાથનું ખરૂં. હું તેમના અક્ષર ઓળખુંછું. માણસ ક્યાં છે? તેને કહિયે કે ઊભો રહેજે, હું જવાબ આપુંછું.

**ચાક૦**—તેને ઉપર બોલાવું?

**મન૦**—હું હેઠે જાઉંછું. હું તેને મોઢેથી સર્વ વર્ત્તમાન સાંભળવાનો છું. (તે નીચે જાયછે. સાકર તેની પાછળ જાયછે. ચાકર તેને ઈસારત કરીને અંતરાવેછે).

## પ્રવેશ ૪.

ચાકર, સાકર.

**ચાક૦**—સાકરબા, અહિં આવો.

સાકુ૦—કેમ, શું કહેછે ?
ચાકુ૦—જીવરાજ અહિં આવ્યોછે.
સાકુ૦—શું, મારો ભાઈ ?
ચાકુ૦—જો આવી નહિ પહોંચ્યો હોય, તો હમણા આવી પહોંચશે. ગામની પાસે આવ્યોછે.
સાકુ૦—તને એ કોણે કહ્યું ?
ચાકુ૦—માણસ આવ્યોછે તેણેજ કહ્યું. તેને તે માર્ગમાં મળ્યો. આહા ! બા તેણે કેમ વારૂ એવું કર્યું ?
સાકુ૦—તેણે કાંઈ અનુચિત કર્યું નહિ હોય. તે તેવું કદાપિ કરનાર નહિ, એ બાઈ માનજે.
ચાકુ૦—એ એવું કરશે એમ મને પણ કદી માલૂમ નહોતું. અમને સર્વને તે વહાલો છે એ પરમેશ્વર જાણતો હશે. અમે તેને સારૂ પ્રાણ આપિયે. તેની મેં ચાકરી કરી હશે, પણ તેણે તે ઉપકાર કદી રાખ્યો નથી. તમારા મામા જ્યારે જ્યારે અમારા ઉપર રીસે ભરાય, ત્યારે તે અમારી રદબદલી કરે. પાડોશી આડોશી, જેટલા ગરીબ લોક છે, તેટલા તેનું ભલું માગેછે. મને આશ્ચર્ય લાગેછે કે ગુરૂજીએ તેના ઉપર કેમ ક્રોધ કર્યો ! તેણે કાંઈ વાંકું કર્યું હશે, માટે તે તેને શિક્ષા કરવા ગયા હશે ; તે જરા માની છે તે જોઈને જણાયું કે આપણી અપ્રતિષ્ઠા થાય નહિ, માટે ત્યાંથકી નીકળ્યો હશે.
સાકુ૦—માણસનો અને તેનો મેળાપ ક્યાં થયો ?
ચાકુ૦—અહિંથી એક મજલ ઉપર. તે નદીકાંઠે એક ઝાડ હેઠળ સૂતો હતો.
સાકુ૦—આહા ! ગરીબ બાપડો !
ચાકુ૦—તે ઊઠ્યો ત્યાંલગી માણસ ઊભો રહ્યો હતો, તેને જોઈને તે કેટલો ચમક્યો હશે તે જુઓ ! તેણે જાણ્યું કે આ માણસ મને પાછો તેડી જવા મોકલ્યો હશે, માટે તેણે માણસને કહ્યું હશે કે મારા કડકે કડકા કરે, તોપણ હું તારી સાથે આવનારો નથી.

સાક૦—બરૂબર, હું તેનો ઠીક સ્વભાવ જાણુંછું.
ચાક૦—ત્યારે માણસે તેને કહ્યું કે તું મને એવો ગમેછે કે મને માર પડ્યો, અથવા મારી ચાકરી ગઈ, તોપણ તૂને દુઃખ થાય તે હું કદી કરનાર નહિ.
સાક૦—ત્યારે જીવરાજે હવે શું કરવાનું ધાર્યુંછે ?
ચાક૦—તે થાક્યો હતો, તોપણ હળવે હળવે માણસ સાથે ચાલ્યો. તેઓ બેઉ જણ શીવગામ સુધી સાથે આવ્યા, ત્યાં તે અમરાઈમાં સંતાયોછે. તેણે માણસને કહ્યું કે મામા કાગળ-વગર શું કહેછે, તે પાછો આવીને મને જણાવ.
સાક૦—આહા! મારી સાથે તેવું ભાષણ થાત તો સારૂં હતું.
ચાક૦—તે પણ તેમજ ઇચ્છતા હશે.
સાક૦—અમારો મામો અમરાઈભણીથી નિત્ય ફરવા જાયછે. તે રીસમાં છે તેથી પેહેલીજ ત્યાં એની તેની ભેટ થઈ, તો અનર્થ થશે. કૃપા કરીને તૂં દોડતો જા અને તેને કહે કે આપણા કોઠાર ઉપર આવ, અને તેની પછવાડે સંતાઈ રહે, અથવા કંઈ ઘાસમાં છૂપી બેસ; મામા બહાર ગયા એટલે હું તને મળીશ.
ચાક૦—બીશો મા, બા, સાહેબ. હું પોતે તેને અહિં લાવુંછું, અને સંતાડી મુકુંછું.

(તે જાયછે.)

## પ્રવેશ ૫.

સાકર.

(એકલી)

આ ભાઈ મને એટલો શ્રમ આપેછે, તોપણ મારાથી તેના ઉપર મમતા કર્યા વિના રહેવાતું નથી.

## પ્રવેશ ૬.

સાકર, દીવાળી.

સાક૦—બહેની, હું તારી સાથે બોલવાસારૂ વાટ જોઉંછું. બો-લીને તને કાંઈ ખોટું વર્ત્તમાન કહેવાનું એ મારે દૈવ આવ્યુંછે.

**દીવા૦**—મેં તે સઘળું આગમજ જાણ્યું. પાધરૂંજ બાપાએ મારા ભાઈનું પત્ર મારી પાસે વંચાવ્યું; તે પછી ગુરૂનું પત્ર આવ્યું; તેણે તો તેની રીસ બમણી કરી.

**સાકુ૦**—હવે મારા ભાઈનો હું શી રીતે પરિહાર કરૂં તે મને કાંઈ સૂઝતું નથી.

**દીવા૦**—હું શરત મારૂંછું કે તે નિર્દોષ છે. તને વનમાળીનું કૃત્રિમ માલુમ નથી? તે પોતે અન્યાય કરીને લોકોના ઉપર ચઢવાવેછે. તારા ભાઈ વિષે મારા બાપાના મનમાં તેણે આજ વાંકું આણ્યું એમ નથી, એ પહેલાં દશવીસ વાર તેણે તેને બહાર કાઢી મૂકાવાનું કર્યું હતું પણ શોધ કરીને જોતાં છેલે સઘળા અપરાધ વનમાળીના ઠર્યા. મને તેના કાગળ ઉપરથીજ દેખાયછે કે કાંઈ તેનુંજ તૂત છે. જીવરાજે કંઈ મૂર્ખપણું માત્ર કર્યું હશે.

**સાકુ૦**—આહા! શી તેં મને ધીરજ આપીછે! મારો ભાઈ રીતિએ સારો, મનનો મોકળો, આચરણે સ્વચ્છ, સ્વભાવે ઉદાર, પ્રકૃતિએ નિઃશંક છે: પણ તેવો લગાર ઉતાવળો, ધઠ્ઠ, અને આગ્રહી છે. તેણે એકવાર નિશ્ચય કર્યો તે કદાપિ છોડનાર નહિ, અને તેના કહ્યાપ્રમાણે જે ચાલે નહિ તેમની મર્યાદા પણ તે રાખતો નથી.

**દીવા૦**—અને મારો ભાઈ મત્સરી, કૃત્રિમી, દંભી, પેટમાં પેશીને ગળ લેનારો, એવો છે. જેમ બિલાડી પ્રથમ મખમલ જેવાં સુંઆળા પગ કરીને શરીર ઉપર મૂકેછે, પછી આપણને ભરોસામાં ભૂલવીને તીખાસરખા નખોએ ફાડેછે તેવો તે છે. તારા ભાઈમાં અને એનામાં કેટલું અંતર! મારો ભાઈ લેઈને તારા ભાઈ જેવો ભાઈ મને કોઈ આપશે તો તત્ક્ષણે લેઈશ. એ વખત વાત એટલીજ ખોટી છે કે જીવરાજ અહિં નથી.

**સાકુ૦**—અને જો તે અહિં હોત તો?

**દીવા૦**—અ: ! ક્યાં છે ? ત્યારે તે કહે કે હું પણ તેની પાસે દોડું. મને તે ક્યારે નજરે પડશે એવું હમણા થયુંછે.

**સાક૦**—તે આપણા કોઠાર પાસે છે. પણ છાની ચૂપ રહેજે, મારા મામા એકલાજ પોતાની મેળે કંઈ બોલેછે એવું મારે કાને પડયું.

**દીવા૦**—વારૂ, તું જીવરાજની બહેન, માટે તું તેને પ્રથમ મળે એ ઠીક છે ; હું મારા બાપાપાસે અહિં રહુંછું. અને તે લગાર ટાઢો પડે તો જોઉંછું. તું દોડ તેની પાસે, અને તેને ધીરજ આપજે.

**સાક૦**—હા, અને સારી શીખામણ પણ આપીશ. તેને એવું ઘટે.

(તે બહાર જાયછે.)

## પ્રવેશ ૭.

મનમોહનરાય, દીવાળી.

**મન૦**—આ છોકરાએ મારૂં પિત્ત એવું તપાવ્યુંછે કે હેઠળ માણસ વાટ જુએછે તેની સાથે પત્રનો ઉત્તર આપવાને મારાથી એકે અક્ષર લખાતો નથી. હશે, તે સવારે જશે. મને લગાર સ્વસ્થ થવાદે.

**દીવા૦**—એમ કેમ ! બાપા, શું હજુ તે બિચારા છોકરા ઉપર રીસમાંજ છો ? તેનો અન્યાય શો એવડો મોટો છે ?

**મન૦**—ખરૂંજ તમને છોકરીઓને તે મોટો દેખાતો નથી, કેમકે તમે પણ તેવીઓજ છો. હું જાણુંછું કે તેના કરતાં પણ ખોટીઓ. તમારા આગળ ગુણી છોકરો શિક્ષા લેવાને હોય તોપણ.

**દીવા૦**—બાપા, તે કોણ ?

**મન૦**—મારો ગુણવાન વનમાળી.

**દીવા૦**—આહા ! હા. વનો આપણો ઘણો પ્રમાણિક ખરો, ઘણો ડાહ્યો, શિક્ષા લેવાને યોગ્ય.

**મન૦**—હું જાણુંછું, સાકરને તે ગમતો નથી. તમારી ટાપશી

ઉપરથી તેને વિષે મારા મનમાં પણ બીજી એક વાત આવી હતી. પણ ગુરૂએ તેની ઘણાજ મોટી તારીફ લખી, તે ઉપરથી મારો નિઃસંશય થયો.

**દીવા૦**—ને સઘળા ગુરૂ અને ઉપગુરૂએ તેને વખાણો વખાણીને તમને કંટાળો આણ્યો નથી વારૂ ? તે તેના બાપની માતબરી જાણેછે. તે ધૂર્ત છે, તેના બાપ પાસેથી પૈસો કઢાવાનો હોયછે એટલે તેના છોકરાના ગુણ વખાણીને કઢાવેછે.

**મન૦**—તેમ લોક કરેછે તે હું પણ જાણુંછું. પણ વનમાળીની મને હજુ એકે નઠારી ખોડ જણાઈ નથી, અને આત્મારામે નહિ તોપણ સહસ્રાવધિ કરી હશે.

**દીવા૦**—તેની ચેષ્ટાથકી કોઈને ઉપદ્રવ થયો હશે નહિ. તેનો તેનેજ થયો હશે.

**મન૦**—મે એકાદને ઘેલો કરશો. તેણે મારો રથ ભાગ્યો તેમાં શું મારો ટોટો નથી થયો ? રથ સોનેરી રંગનો, પાધરો નવો કરાવેલો, જેના બે હજાર રૂપિઆ મને પડ્યાછે.

**દીવા૦**—તે વાત એકાએક થઈ, અજાણતાં થઈ, તેનું વય જોઈને તેના ઉપર કોપ મુકાતો નથી. ગણેશ ગાડી જોડીને પરીક્ષા જોતો હતો, તેટલે જીવરાજ તેની પાછળ પડીને તેની પાસે બેઠો, તેટલામાં હાથનાંથી ચાબુક હેઠળ પડ્યો. માટે દોરીઓ જીવરાજના હાથમાં આપીને ગણેશ નીચે ઉતર્યો: ઘોડાઓએ રાસો નબળા હાથમાં જોઈને મસ્તી કરી અને નાઠા. સારૂં થયું કે હરનીસ તોડાવીને ઘોડા નાશી ગયા, તેણે કરીને બીજા કોઈને વાગ્યું નહિ: ગાડી માત્ર ભાગી.

**મન૦**—હા, એ કંઈ ઘણું નથી થયું. એમાં મારા સિવાય બીજા કોઈનો ટોટો થયો નથી.

**દીવા૦**—કેમ જીવરાજને માથે ઘા નથી પડ્યો? તે હશે, પણ બિચારા ગણેશની ચાકરી ગઈ, તે મને ઘણું માઠું લાગેછે.

**મન૦**—તે સાંભરેછે, એટલે મારા પગની જ્વાળા માથે જાયછે. તે કૃત્યે કરીને મારા આઠસેં રૂપિઆનો નાશ થયોછે.

**દીવા૦**—હા બાપા; તેવારે જીવરાજ પોતાના મનમાં ઓશિયાળો કેટલો થયો! પોતાને લીધે ગણેશની બેઆબરૂ થઈ તે વારે વારે તેના મનમાં આવેછે.

**મન૦**—તે બેઉ ખોટા છે. બેઉને એક વખતજ હાંકી કાઢવા હતા. મને એ આશ્ચર્ય લાગેછે કે તને ઊપરાણું લેવાને નઠારાં માણસજ કેમ મળેછે! તું છોકરો થઈ હોત તો જીવરાજને સારી સોબત થાત; પછી તમે બેઉ મોટા મોટા ચમત્કાર કરત ખરે.

**દીવા૦**—નહિ પણ—

**મન૦**—ચૂપ રહે, બોલ નહિ. તું મને કંટાળો આણેછે. મારે બહાર ફરવા જવુંછે. સાકર ક્યાં છે? જા તેને તેડી લાવ.

(તે પાઘડી ન ઘાલતાં બહાર જાયછે.)

## પ્રવેશ ૮.

### દીવાળી.

(પોતાનેજ) એને સમજાવતાં ઘણું કષ્ટ થશે. હશે, આશા મૂકવી નહિ. તેનું મોં માત્ર જોરાવર લપટું છે.

## પ્રવેશ ૯.

### દીવાળી, સાકર.

**સાક૦**—(લગારેક બારણું ઉઘાડી ડોકાવેછે) ચૂપ, ચૂપ.

**દીવા૦**—કેમ?

**સાક૦**—મામા બહાર ગયા?

**દીવા૦**—હમણાજ ગયા; જીવરાજ ક્યાં છે?

**સાક૦**—તે પાછલા બારણાની નીસરણી પાસે છે.

**દીવા૦**—તેને હળવેથી ઉપર આપણી ઓરડીમાં તેડી લાવ.

**સાક૦**—ના, તે ઠીક નહિ. જા, નક્કી તે ત્યાં છે.

**દીવા૦**—તેને અહિં તેડી લાવવાને શી ચિંતા છે? બાપા બહાર ગયા એટલે અહિં કોઈ આવતું નથી.

**સાક૦**—સાચું કહ્યું. અને વેળાએ તેને નાશી જવાને પણ સારૂં, તું અહિં રહે. હું તેને તેડી લાવુંછું.

## પ્રવેશ ૧૦.

### દીવાળી.

તેને ક્યારે હું સઘળું પૂછી લેઇશ એવું મને થયુંછે. તેને મળવાથી મને મોટો આનંદ થશે. મને તેને જોયાને આખું એક વરસ વીત્યું. ઓહો ' આ તે આવ્યો જણાયછે. (તેને મળવાને સામી જાયછે).

## પ્રવેશ ૧૧.

### દીવાળી, સાકર, જીવરાજ.

**દીવા૦**—(તેને આલિંગેછે) આહારે મારા ભાઈ!

**સાક૦**—એ પોતે એટલા સંકટમાં પડ્યોછે, તે માટે એને મોટો સત્કાર ઉચિત છે.

**દીવા૦**—હું તેને જોઇને સઘળું વીસારૂંછું.

**જીવ૦**—દીવાળી બા, તારી મમતા હજુ મારા ઉપર તેવીજ છે. સાકરબાના જેવી તું મારા ઉપર કઠોર દીસતી નથી.

**સાક૦**—એમ કેમ? હું તારા મામા જેવી થઇ હોત, પછી—

**જીવ૦**—મને પહેલાંથી કહો કે તે શું કહેછે? તે મારા ઉપર રીસાયાછે એ ખરૂં કે?

**સાક૦**—તને અમે અહિં લાવીને સંતાડ્યો, એ જો તેને કાને પડ્યું તો પછી અમને આ ઘરમાંથી દેશાંતરે જવું પડશે.

**દીવા૦**—અલી બાઈ, ખરૂંજ. તેની સામું જવાનું હમણા લગાર નામ લેશો નહિ. આ વખત તે એકાદો મોટો અનર્થ કરશે.

**જીવ૦**—અમારા ગુરૂએ વારૂ તેને શું લખ્યું હશે?

**સાક૦**—તેણે તારા પરાક્રમનું ઘણું વર્ણન કર્યુંછે.

**દીવા૦**—કાલે પત્ર આવ્યું તેમાં વનમાળીએ કાંઇ તારૂં વાંકું લખ્યુંછે.

જીવ૦—શું વનમાળીએ લખ્યુંછે? ત્યારે હવે મારે બીજો પરિહાર નહિ. તેને સંધી વાત માલૂમ છે. અને મેં તેને યત્કિંચિત્ કહ્યુંછે.

દીવા૦—તેનું પત્ર વાંચ્યાથકી તો તારાભણી કોડી માત્ર અન્યાય દેખાતો નથી.

જીવ૦—એમાં જો મારો તિલપૂર વાંક હોય તો ચોરના હાલ તે મારા.

સાક૦—હશે, તે બોલવાનું કૂળ નથી. તું એમાંથી એક પણ હઇશ, ભલો અથવા ભૂંડો.

જીવ૦—તને હું અપરાધી લાગુંછું કે? મારો અન્યાય શો? ઘડીઆળ વેચ્યું એજ કેની?

સાક૦—વળી કાંઈ નથી? તેં શેલાં પાઘડી વેચ્યાં નહિ હોય એવું કોણ કહેશે?

જીવ૦—ખરૂંજ, મને વત્તા પૈસાની ગરજ લાગત, તો સઘળું વેચ્યું હોત.

સાક૦—આહા! કેવો સારો જવાબ! અને રોજ રાત્રિએ શાસારૂ બહાર સૂવા જવું?

જીવ૦—એક રાત માત્ર બહાર હતો, અલી બા.

સાક૦—અને તે માટે ગુરૂજી યોગ્ય શિક્ષા કરશે માટે કેમ નાશી જવું?

જીવ૦—યોગ્ય શિક્ષા નહિ, જૂલમ કરશે એવું કેમ કહેતી નથી? હું અપરાધ કરૂં ત્યારે શિક્ષા કરવી, અમથીજ શિક્ષા એટલે? જો મેં તે શિક્ષા લીધી હોત, તો પછી મેં મારા ઉપર કાળી ટીલી આણી હોત. અને તેમણે મને અપ્રતિષ્ઠા કરીને નિશાળમાંથી કાઢી મૂક્યો હોત, ત્યારે પછી મારૂં અહિં તારી પાસે આવવાનું મોં ન રહેત.

દીવા૦—પણ ભાઇ તુ એનો પરિહાર કેવો કરેછે તે કહે; અમને જણાયું જોઇએ, અમે બાપાપાસે તારી સફાઈ કરીએ.

જીવ૦—તો વાસ્તવિક વાત એવી છે. કેટલાક દિવસ થયાં

અમારી નિશાળમાં વાત થતી હતી કે પાસેના ગામમાં મેળો ભરાવાનો છે, ત્યારે ત્યાં જઇને મોજ મારવાને અને અમારી હોંસ પૂરી પાડવાને ગુરૂએ અમને કેટલાએકને આજ્ઞા આપી.

**સાક૦**—એમ શું? તો હું જાણુંછું કે ઘડીઆળના અને હિતોપદેશના રુપિઆ આવ્યા તેટલા બધા દાડમ, જમરૂખ, બરફી, પેંડા, લેવાને ખર્ચ થયા હશે; કંઇ મદારીના રીંછ, માકડાંનો તમાશો જોવાને પણ ખર્ચ્યા હશે.

**જીવ૦**—(દીવાળીને) હું જાણુંછું કે મારી બાને એવી વસ્તુઓ ઘણી પ્રિય છે, તેને માટે કોઇ જે માગશે તે આપશે. મેં તેમ નથી કર્યું; સાંભળ, મને તરસ લાગીને મારા શરીરમાં દાહ છૂટ્યો માટે એક વ્રજવાસી બ્રાહ્મણની ભાંગની દુકાન હતી ત્યાં નિર્મળ પાણી પીવા ગયો

**સાક૦**—એ તો તેથી ખોટું. ગમે તેમ હો, પણ તે ભાંગવાળાની દુકાન તો ખરી કેની?

**જીવ૦**—બા, તારો સ્વભાવ ઘણો કઠણ, અલી. મારૂં સઘળું સાંભળી તો લે. તહિં અમે બેઠા તો—

**દીવા૦**—(બારણા ભણી કાન દેઇને સાંભળેછે) સત્યાનાશ વળ્યું. મારા બાપના શબ્દ સંભળાયછે.

**સાક૦**—નાસ, નાસ, દોડ વહેલો.

**જીવ૦**—ના, હું મામાપાસે જઇને તેમને પગે લાગીશ, અને તેમનું સાંત્વન કરીશ.

**દીવા૦**—અરેરે! નહિ ભાઇ, તેમ કરીશ મા. તે આ વખતે તારૂં સાંભળનાર નથી. મારે સારૂ એટલું તું કરીશ મા.

**જીવ૦**—ત્યારે તારૂં સાંભળું?

**દીવા૦**—હારે હા! તે સઘળું તારા ભાગનું હું કરીશ. (તે તેને ખાંધે કરીને પાછલા બારણાભણી ખસેડેછે; અને બહાર કાઢી મેલીને દીવાનખાનાનું બારણું ઢાંકેછે.)

## પ્રવેશ ૧૨.

### મનમોહનરાય, દીવાળી, સાકર.

**દીવા૦**— આહા બાપા, હું જાણુંછું કે તમે બહારથી ફરીને આવ્યા.

**મન૦**—મારી પાઘડી ક્યાં છે તે જોઉંછું; બળો તે: ક્યાં મૂકીછે તે સાંભરતી નથી.

**સાક૦**—(ચારે તરફ જુએછે) આ રહી.

**મન૦**—તે મારા પાસે લાવવાને તને સુઝતું નથી?

**સાક૦**—બઇજ, મને સુઝ્યું નહિ.

**દીવા૦**—સર્વદા ચિત્તની સ્વસ્થતા રાખનારા એવા વીરલા.

**મન૦**—બઇજ, તમારે કામ પુષ્કળ માટે તમારાં ચિત્ત વ્યગ્ર.

**દીવા૦**—મારા મનમાં પાધરીજ જીવરાજની વાત આવી હતી.

**મન૦**—શું નિરંતર તેના નામનો ગણગણાટ મારે કાને સાંભળવો?

**દીવા૦**—વારૂ, બાપા, હવે અમે તેની વાત બોલનાર નહિ. તમે ફરીને વહેલા આવશોના?

**મન૦**—હું હવે ફરીથી આજ બહાર જવાનો નથી. (સાકર અને દીવાળી એકએકના મોઢા સામું જોઇને ડોકું હલાવીને ઇસારો કરેછે કે મસલત કરેછે) અને હમણા વખત પણ થઇ ગઇછે, અને મને કોઇએ કહ્યું કે મારો જૂનો ગાડીવાન હેઠળ આવ્યોછે તે મારી જોડે બોલવા ઇચ્છેછે.

**દીવા૦—તથા સાક૦**—શું ગણેશ?

**મન૦**—મને જે નુકસાન થવાનું તે થઇ ચૂક્યું, અને તેનું તેને પારિપત્ય પણ મારી પેઠે થયું. હમણા તે શું કહેછે તે મારેજ સાંભળવું જોઇએ.

**દીવા૦**—તમે ફરીને આવો ત્યાં લગી જોઇશે તો તે રહેશે.

**મન૦**—ના, ના, હું તેનું જલદી સાંભળીને તેને વહેલો વિદાય કરીશ. (તે બેઉજણીઓ એકએકને કાને લાગેછે. તે દીવાળીને કહેછે) તારો બાપ (સાકરને) અને તારો મામો

તને કહેછે તે છાનામાના તારે સાંભળવું. (સાકર હળવેથીજ ચાલવા માંડેછે ) છોકરી, તું ક્યાં જાયછે ?

**સાક૦**—(ગભરાઇને) મારે નીચે કાંઇ કામ છે.

**મન૦**—વારૂ ત્યારે, ગણેશને કહે કે ઉપર આવે. (સાકર જાયછે.)

## પ્રવેશ ૧૩.

મનમોહનરાય, દીવાળી.

**મન૦**—મને તે ગણેશની દયા આવેછે. એવો સારો ગાડી-વાન મને મળ્યો નહોતો. મારા ઘોડા તેણે એવા તડતડીત રાખ્યા હતા કે તેની પીઠઉપર રૂપ દેખાય. તે તેના દાણ ચોરીને કદી દારૂ પીવાને ગયો નથી.

**દીવા૦**—તમે તેને ક્ષમા કરી હોત તો જીવરાજને આટલો ખેદ થાત નહિ.

**મન૦**—ફરીફરીને તેની વાત કાઢેછે. ગણેશને કાઢવાનું અને મારે એટલી ગાડીવાન વગર અડચણ ભોગવવાનું તે કારણ છે. તેને કાઢ્યાપછી મને કોઇજ ગમ્યો નથી. તેની જગા ચલાવવાને મને બીજો કોઇ તેવો મળવાનો નથી.

## પ્રવેશ ૧૪.

મનમોહનરાય, દીવાળી, સાકર, ગણેશ.

**સાકર૦**—મામા, આ ગણેશ આવ્યો.

**ગણે૦**—મહારાજ, હું ક્ષમા માગુંછું. મને જણાયછે કે હવે મારા ઉપરથી આપની રીસ ગઇ હશે. પ્રાર્થના કરૂંછું કે હું આપની પાસે શરમ મૂકીને આવ્યો, અને રૂક્સત માગુંછું માટે આપના મનમાં માઠું આણવું નહિ.

**મન૦**—મેં તને ત્યારેજ રૂક્સત આપી નથી શું ?

**ગણે૦**—આપે કહ્યું કે "આ લે તારો રોજમુરો, મારે ઘેરથી આ ક્ષણે જા, અને ફરીથી મારે ઊમરે ચઢીશ મા." મને સ્વસ્થપણે બોલવાને અથવા રૂક્સત માગવાને અવકાશ આપ્યો નહિ.

**મન૦**—તેં મારી ગાડી ભાગી તો તારી સાથે હું બીજી રીતિએ ચાલું એવું કાંઈ રહ્યું નહિ. તે વેળાએ પેલા જીવરાજ છોકરાની ડાક ભાગી હોત તો ભલું કામ થાત.

**ગણે૦**—તે વારે પછી હું હબકીને કાંઈ બોલ્યો નહિ અને અમારૂં ગાડીવાનનું જ્ઞાન ચાબકાસૂધી, પણ તેજ, મહારાજ, મારા હાથમાંથી પડ્યો તેવારે તેવી વાત થઈ. પણ અતઃપર હું ઘણું સાચવીને ચાલીશ.

**મન૦**—વારૂ તેં હમણા સર્વ ગયું. તું હાલમાં શું કરેછે ?

**ગણે૦**—મહારાજ, મેં તમને છોડ્યા ત્યારથકી હું વિપત્તિજ ભોગવુંછું. તમારી ચાકરી મૂક્યા પછી હું મુરલીધર શેઠને ત્યાં રહ્યો. આહા! કેવો ધણી તે ! લાકડી ઉગામ્યાવગર ચાકરો સંગાથે બોલતો નહિ ! તે બિચારો સ્વર્ગમાં સ્વસ્થ રહો !

**મન૦**—તે હમણા મરી ગયો ત્યારે !

**ગણે૦**—તેના મરવાથી તેના હાથ હેઠના લોકોને આનંદ થયો. તેથકી પેટ ભરીને દાણા પણ મળવાની આશા નહિ, અને સદા મારથી કામ.

**દીવા૦**—ગણેશ, એવા ધણીપાસે તું કેમ રહ્યો વારૂ ?

**ગણે૦**—ત્યારે ક્યાં જાઉં મા? મારી બાયડીને પાસેજ ચાકરી થઈ માટે મને તેની પાસે રહેવું પડ્યું. તે મેળવતી તેમાં છોકરાંનો કાંઇ ચરિતાર્થ ચાલે. મુરલીધરપાસે સર્વ કાંપે તેને મૃત્યુએ માત્ર કંપાવ્યો. સાંપ્રત મારે ચાકરી નથી, અને શું કરવું તે સૂઝ નથી પડતું.

**મન૦**—પણ તું જાણેછે કે હું કોઇને વિપત્તિ ઇચ્છતો નથી, અને જૂના ચાકરને તો સર્વથા નહિ.

**ગણે૦**—ખરેજ; મને પણ તે માલૂમ છે. પણ તે ભયંકર શબ્દ કે "ફરીથી મારે ઊમરે ચઢીશ મા" અદ્યાપિ મારા કાનમાં ઘૂમેછે. મુરલીધર શેઠે મારા ઉપર દશવાર લાકડી ઉગામી હોત, તોપણ એટલું ભય મને લાગ્યું નહોત.

**દીવા૦**—તો ત્યારથકી તને ચાકરી નથી કે ?

ગણે૦—એ સૂરત શહેર નહોય. એવા ગામડામાં પેટની પંચાત ત્યાં ગાડી ઘોડા કોણ રાખેછે? હું ખેતર ખેડું, મારી બાયડી મજૂરી કરે, મારાં છોકરાં ભીખ માગે; એટલું પણ કરીને અમને પેટ ભરવું કઠણ પડે. અમે ભૂમિનું પાથરણું અને આકાશનું ઓઢણું કરીએ; મારી બાયડી તો દુઃખથી મુઈ.

(તે આંખો લૂછેછે.)

મન૦—તને આ સંઘું ક્યાંરે? તું મારી પાસે કેમ આવ્યો નહિ?

દીવા૦—(સાકરને હળવેજ) હમણા બાપા ટાઢા પડ્યા જેવા દેખાયછે. હવે જીવરાજ વિશે કંઈ શુભ લક્ષણ જણાયછે.

ગણે૦—આહા! મહારાજ શી બાયડી હતી! એવી સારી બાયડી થઈ નહિ હોય. જ્યારે જ્યારે હું ઠાલે હાથે ઘેર આવું, અને ભૂખ્યો સૂવા જાઉં ત્યારે તે પોતાના રોટલામાંથી મને અર્દ્ધ રોટલો આપે. જ્યારે મને ક્રોધ આવે, ત્યારે તે મને કોમળ વચનોએ ટાઢો પાડે. હાય! હવે તે મુઈ, તે મારાથી જીવતી કરાતી નથી! તે મુઈ ત્યારથી મારી વિપત્તિનો આરંભ થયો; હવે છેડો ક્યાં આવશે તે પરમેશ્વર જાણે!

સાક૦—આહા! ગરીબડા બિચારા, તારી મને દયા આવેછે.

ગણે૦—બાયડી મરીગયા પછી મને કંઈ ચાકરી મળવાની આશા રહી નહિ, ત્યારે થોડા દહાડા ઉપર મેં મારા છોકરા છોકરીને સાથે લેઈને રાતે ગામ મૂક્યું. છેક મધ્યરાત્રસૂધી ચાલતો હતો, પછી એક ઝાડતળે સૂતો. બીજે દહાડે સવારે એક ગામ અમારી દૃષ્ટિએ પડ્યું. દૈવયોગે તે દહાડે ત્યાંની યાત્રા હતી. ત્યાં મજૂરી કરીને મેં કાંઈ પેટને અર્થે મેળવ્યું; તેટલે ત્યાં મને જીવરાજ મળ્યો; તે સાક્ષાત્ ઈશ્વરનોજ અવતાર છે. ખરૂં કહુંછું કે તે તેવોજ છે.

મન૦—શું પેલો જીવો છોકરો! ઈશ્વરનો અવતાર! તે ચંડાળ છે.

દીવા૦—અને સાક૦—(આગળ થઈને ગણેશસામું આનંદથી) જુએછે શું જીવરાજ! અમારો જીવરાજ!

ગણે૦—મહારાજ, મને જોઇએ તે શિક્ષા કરો, પણ તેને એ-ટું કહેતા નહિ. જોઇએ તો મને પગતળે કચરી મારો—

સાક૦—ગણેશ, ચાલવા દો તમારી વાત.

ગણે૦—મારી નાની રત્ની એક ભાંગવાળાની દુકાને ભિક્ષા માગવા ગઇ હતી, ત્યાં વનમાળી અને જીવરાજ બેઉ બેઠા હતા.

મન૦—વાહવા ! સારો ધંધો ! ભાંગવાળાની દુકાને !

સાક૦—ના, ગામાર્ગને બ્રાહ્મણની દુકાન હશે; નહિતો મારો ભાઇ ત્યાં જનાર નહિ.

મન૦—પણ તે ગામ જવાનું તેમને કામ શું હતું ?

દીવા૦—તેમને ગુરૂએ જવાને રજા આપી હશે તો. આપણો ગુણવાન વનમાળી પણ ત્યાં હતો, સાંભળ્યું કે નહિ ?

ગણે૦—તેણે તરતજ મારી છોકરીને ઓળખી, અને વનમાળીએ તેને ઘણો વાર્યો તે ન સાંભળીને તે ત્યાંથી ઊઠ્યો, અને તેણે પહેલાંજ મારી છોકરીને કાંઇ મીઠાઈ આણીને ખાવા આપી. પછી તેને હાથમાં પકડીને ચાલ્યો; અને તેથકી સર્વ વર્ત્તમાન સાંભળી લીધું. પછી તે તેને લેઇને મારી પાસે આવ્યો; હું આખા દહાડાની મજૂરીએ શોષાઇને ત્યાં એક કોરે અંજલિએ પાણી પીતો હતો. હું તેને જોઇને આનંદ કરીને ઘેલો થયો. મારા ડિલઉપર ચીથરાં હતાં, જ્યાં ત્યાં મેલ લાગ્યો હતો, તોપણ મેં તેને છાતીસાથે દાબ્યો, અને ભચરડીને કડકડાટ ભેટ્યો, એવો કે પાસે લોક હતા તેમને જણાય કે હું તે કુમળા છોકરાને ચગદી મારૂંછું કે શું. તે પણ મને જોઇને મોટો આનંદયુક્ત થયો. પછી ત્યાં લોકોની ભીડ હતી માટે તેણે મારો હાથ ઝાલીને મને એક કોરે લીધો.

દીવા૦—બાપા, હું હમણા જોઇએ તો શરત મારીશ કે—

મન૦—છાની રહે, છોકડી. વારૂ, પછી ગણેશજી ?

ગણે૦—પછી આપને કહ્યું એવું તેને મેં મારૂં સવિસ્તર વર્ત્તમાન કહ્યું. તે સાંભળીને તેને રડવું આવ્યું, તે કંઈ કર્યાથી છાનો રહે નહિ. તે મારી આગળ બોલ્યો, ગણેશ,

મને ક્ષમા કરો. આ સઘળી વિપત્તિ તમને મારેમાટે ભોગવવી પડી: તો હવે હું પ્રતિજ્ઞા કરૂંછું કે તમારૂં દુઃખ દૂર કરીશ ત્યારેજ નિદ્રા લેઇશ. પછી તેણે ગજવું ચાંપીને તેમાંથી નાની સરખી કોથળી કાઢીને મને કહ્યું, આ લો કંઇ પૈસા, મારી પાસે તુરત એટલાજ છે. હું તે લેતો નથી એમ કહ્યું માટે તેને ઘણી રીસ ચઢી, તેવારે મેં તેને કહ્યું, રાયજી, તમને એ ખાવાને સારૂ આપ્યા હશે તે કેમ લઉં? મને મહેનત કરવાની ટેવ છે, જેમ તેમ કરીને પણ હું પેટ ભરૂંજ છું. એવું કહેતાંજ તેણે ઘણો ક્રોધ કરીને હાથપગ પછાડ્યા, ત્યારે મને જણાયું કે હું પૈસા લેત નહિ તો તે મને તેવારે મારત.

**મન૦**—કોથળીમાં કેટલા પૈસા હતા?

**ગણે૦**—શુમારે ચાર રૂપિઆનો અવેજ. તેણે તેમાંથી બે આનો છૂટા માત્ર રાખ્યા. તે બોલ્યો, તમે મારા મામાના જૂના ચાકર અને પ્રમાણિક છો, તમે કાંઈ ચોરી લુટચાઇ કરી નથી, એવું છતાં છોકરાં સહવર્ત્તમાન આ વયમાં તમે ભીખ માગો, તમારે રહેવાનું ઠેકાણું નહિ, તમે ક્ષુધા તૃષાએ ટટળો, અને તે અમે જોઇએ. ધિક્ અમારૂં જીવવું! ત્યારે તમે હવે એમ કરો કે, કોઇ નાની સરખી ઓરડી લો. ત્રણ દિવસમાં હું મારા મામાને લખીને ઉત્તર મંગાવુંછું, અને તમારી કંઈ તજવીજ કરૂંછું. મામાને આપણે બેઉએ ક્રોધે ચઢાવ્યા ખરા, પણ તે દયાળુ છે, તે ઉદાર છે, તે તમારૂં દુઃખ સાંભળીને શોક પામશે અને વળશેજ.

**મન૦**—તે એમ બોલ્યો? ખરેખરૂં?

**ગણે૦**—મહારાજ, જોઇએ તો હું સમ ખાઉંછું.

**દીવા૦**—ના, ના, તું ખોટું બોલવાનો નહિ, એ અમારી નિશા છે. આગળ બધી વાત કહે.

**ગણે૦**—પછી તેણે મારા દેવલાને પોતાના ખોળામાં બેસાડ્યો; અને મને પૂછેછે કે તમારાં છોકરાં શું કરેછે? મેં કહ્યું, શું કરે? કંઈ ઝાડ હેઠે જઇને ફુલાં એકઠાં કરીને લાવેછે, અને

તેના તોરા કરીને વેચેછે; નહિ ત્યારે કાઠી એકઠી કરેછે; તે પણ ન હોય તે વખતે ભીખ માગેછે. તે બોલ્યો, છી છી છી! તે ઠીક નહિ. એમાં કંઈ જીવ નહિ. એમાં તે આળસુ અને સ્વચ્છંદી માત્ર થશે. તમે છોકરાને કાંઇ પણ એકાદો ધંધો શીખવો, અને છોકરીને કાંઇ ચાકરી ઉપર રાખો.

દીવા૦—બાપા, જીવરાજે એને તે ઠીક કહ્યું નહિ કે?

ગણે૦—મેં કહ્યું, ખરૂંજ, પણ આ આતાં ચીથરાં ડિલઉપર છતાં એમને હું કોની પાસે તેડી જાઉં? મારી પાસે પચાસેક રૂપિઆ હોત તો હું એમને ઠેકાણે લગાડતે. અહિં પાસેજ એક ખાતરી છે તે છોકરાને ચાકરી ઉપર રાખેછે; તેને હું વીસ રૂપિઆ નજર આપું તો તે દેવલાને લેશે, અને એક છીપણ છે તે મારી રત્નીને રાખશે, તેને જરા પહેરવાનાં લૂગડાં કરાવીને શોભાવી તો. પછી મારા એકલાનુંજ રહ્યું; તેનો ભાર નથી, હું કોઈની ચાકરી કરીને પણ પેટ ભરીશ; આવો નકામો ભટકણ સરખો અહિં તહિં ફરનાર નથી.

મન૦—અને એ વિષે જીવરાજે શું કહ્યું?

ગણે૦—તેણે તે માત્ર સાંભળી લીધું, અને ગયો. તે ચોથે દહાડે આવ્યો, અને મને કહ્યું, કે તે ખાતરી ક્યાં રહેછે? તેની પાસે મને તેડી જાઓ. હું તેને ત્યાં લેઈ ગયો; તે અને તે એકાંતે શું બોલ્યા તે તેણે મને કહ્યું નહિ; પછી મને કહ્યું કે છીપણ પાસે ચાલ. હું ત્યાં તેને તેડી ગયો; તેને ત્યાં મને બારણે બેસાડીને પોતે માંહે ગયો, અને તેને કંઈ કહ્યું, તે પણ મને તેણે કહ્યું નહિ. પછી અમે બેઉ પાછા આવ્યા. પાંચ પચાસ ડગલાં ચાલીને તે ઊભો રહ્યો, અને મારો હાથ ઝાલીને બોલ્યો, મારા મિત્ર, હવે તું છોકરાંની કાંઈ ચિંતા કરીશ મા, મેં તેમનું ઠેકાણું કર્યું. આગળ તેણે મને એક દુકાન દેખાડી, તે દુકાનદારને તેણે આગળથીજ પૈસા આપી મેલ્યા હતા; ત્યાંથી તેણે મને આ અંગરખો, પાઘડી, અને બનાત અ-

પાવ્યાં; તે આ મારા અંગઉપર પ્રત્યક્ષ છે, તેથી હું મોટો માણસ દેખાઉંછું, નહિ વારુ?

**દીવા०**—(પ્રેમથી) અરે મારા ગુણવાન, મારા ભલા જીવરાજ!

**મન०**—(આંખો લૂછેછે) હવે હું સમજ્યો ઘડીઆળ ક્યાં ગયું તે.

**ગણે०**—એટલુંજ નહિ; મહારાજ. તે મારા ખીસામાં મને ન જણાવતાં પૈસા ઘાલતો હતો, તેવો મેં તેને પકડ્યો, અને કહ્યું, તારા ઉપકાર મારા ઉપર પર્વત જેટલા થયા છે, હવે મારે બીજા પૈસા નહિ જોઈએ. પછી તેને જે રીસ ચઢીછે, એવી કદી ચઢી નહિ હોય. તે મને કહેવા લાગ્યો કે મારા મામાએ તારે સારુ પૈસા મોકલ્યાછે તે તું લેતો નથી, એ મામાએ જાણ્યું તો પછી શું કહેશે? પછી હું તે લઈને તમારી પાસે આવવા લાગ્યો, તે જોઈને તેણે મને કહ્યું કે મામાની આજ્ઞા એવી છે કે એમાંનું તું કોઈને કંઈ કહીશ મા, એટલે આ તું મામાપાસે જો બોલ્યો તો તે ઘણું રીસાશે; મેં પછી મારા મનમાં કહ્યું, આહાહા! મનમોહનરાય એવા ધર્માત્મા છે! ત્યારે એ ઉપરથી મને દેખાયછે કે હું તેમની પાસે ગયો તો તેઓ મને મારા અપરાધ ક્ષમા કરીને ફરીથી ચાકરી ઉપર રાખશે. એમ મેં મનમાં જાણ્યું, પણ તમારી પાસે આવું નહિ, એટલા સારુ તેણે મારા મનમાં ભય ઘાલ્યો.

**મન०**—આહારે મારા જીવરાજ! મારા પ્રાણસમાન જીવરાજ! તારે વિષે નાનપણથીજ મોટપણ, અને ઉદાર ચિત્તતા હું જોતો આવ્યો તે હજુ તેવાંજ છે.

**દીવા०**—ત્યારે છેલ્લે તું શું ધારીને અહિં આવ્યોછે?

**ગણે०**—હું આવ્યો એટલા માટે કે અહિંના લોકનો મારે એક કાગળ જોઈએ, કે હું આ ગામનો ખરો; અને દેવલો આ મારો છોકરો ખરો; એવો કાગળ દેખાડ્યા વગર તે ખાતરી કહેછે કે હું તારા છોકરાને મારે સ્વાધીન લેનાર નહિ; માટે મારે અહિં આવવું પડ્યું. ગામમાં પેઠો તો મને કોઈએ કહ્યું કે દોલતરાયને એક ગાડીવાન જોઈએ છે; તે

સાંભળીને મને એવું થાયછે કે જીવરાજના યોગે મને હમણા પ્રારબ્ધ પણ અનુકૂળ છે; તે તેવોજ હું દોલતરાય પાસે ગયો, ત્યાં તેમણે કહ્યું કે તું પહેલાં જેની પાસે હતો, તેના હાથનું આબરૂપત્ર લાવે તો તને રાખું. જોયું તો મુરલીધરશેઠ તો મરી ગયો, ત્યાં મારાથી જવાતું નથી, માટે બીતો બીતો તમારી પાસે આવ્યો. મનમાં કે કદાચિત્ તમે મને આબરૂપત્ર આપ્યું નહિ તો તમે જીવરાજને હાથે જે મારાઉપર ઉપકાર કરાવ્યો તે વિષે તમારૂં ભલું માગવું અને પાછું જવું.

મન૦—ના, મારા ભલા ગણેશજી, તેમ થવાનું નથી; જીવરાજે જે તારા ઉપર ઉપકાર કર્યા, તેમાં મારો જરા સંબંધ નથી. તેણે પોતે ઉઘાડો થઇને તને ઢાંક્યો; તેણે પોતે ભૂખ્યા રહીને તને તૃપ્ત કર્યો. તેણે પુણ્ય કર્મ કર્યું તેનો ભાગ હું કેમ લેઉં? તારા યોગથી તે પણ કૃપાને પાત્ર થયો; એ તેના ઉપર તારો પણ મોટો ઉપકાર થયો." તેને આજ તેં કેટલા સંકટમાંથી કાઢ્યોછે! હા, આજ જો તું ન હોત, તો તેને અખંડ મારી દૃષ્ટિ આગળથી વેગળો કર્યો હોત.

ગણે૦—મહારાજ, આપ એવું કહોછો ત્યારે મારા જેવો ભાગ્યવાન્ આ સૃષ્ટિમાં કોઈ નથી. શું? જીવરાજને મેં સંકટમાંથી બહાર કાઢ્યો? અમે એક એકને એવા કામ આવ્યા? આહા! આજ શો આનંદનો દહાડો!

મન૦—તે ઘાતકી વનાએ મારૂં અંતઃકરણ ક્ષોભવ્યું હતું. તે લુચ્ચાએ મને એમ ઘણી વાર ઠગ્યોછે. અતઃપર હું તેનો વિશ્વાસ કેમ કરૂં? કરનાર નહિ. પણ મને નિશાળના ગુરૂનું નવલ દેખાયછે.

દીવા૦—કેમ બાપા? તેને પણ તેણે એમજ ઠગ્યો નહિ હશે, એ શાપરથી કહી શકાય?

મન૦—પણ તે મને લખેછે કે જીવરાજ નાશી ગયો. અરેરે! તેણે નિરાશ થઇને પોતાના જીવને એકાદું કંઈ કર્યું, અથવા તે એકદા સંકટમાં પડ્યો તો કેમ થશે!

ગણે૦—એક ઘોડો, એક ઘોડો, એક ઘોડો, માત્ર આપો; હું તેને પાછો લાવું; તે દ્વીપાંતરે ગયો હશે તોપણ ત્યાંથી લાવીશ.

**સાક૦**—(મામાનો હાથ પકડેછે) મારા મામા, તું તેને ક્ષમા કરીશ? તું તેને એક વાર પોતાની છાતી સાથે દાબીશ?

**મન૦**—જો પણ તેણે પોતાનું સર્વસ્વ વેચ્યું હશે, તોપણ તે જન્મ્યો તેવો નાગો મારી પાસે આવે, તોપણ હું તેને હવે અંતર દેનાર નહિ. (સાકર દીવાળીને ઇસારો કરેછે, અને પોતે દોડતી બહાર જાયછે.)

**દીવા૦**—બાપા, જો તે અહિંજ કંઈ હોય તો?

**મન૦**—શું અહિ? તેને કોણે જોયો? ક્યાં છે તે? ક્યાં છે તે જીવરાજ?

ગણે૦—આહા! અહિ જો તે છે! અહિ જો તે છે! તો પછી શું! પછી હું આનંદથી ઊડીશ.

**દીવા૦**—વારૂ બાપા, ત્યારે તે તમારી નજરે પડશે.

## પ્રવેશ ૧૫.

### મનમોહનરાય, જીવરાજ, દીવાળી, સાકર, ગણેશ.

(જીવરાજ દીવાનખાનામાં પ્રવેશ કરીને મામાને સાષ્ટાંગ નમસ્કાર કરેછે. ગણેશના મનમાં આનંદ માતો નથી. સાકર અને દીવાળી આનંદાશ્રુ પાડેછે.)

**જીવ૦**—(હાથ જોડીને ઊભો રહીને) આહા મામા! મારા પૂજ્ય મામા, તમે મારા અપરાધ ક્ષમા કરશો?

**મન૦**—ક્ષમા કરશો? તું મને હવે સહસ્ત્રગુણિત અધિક વહાલો લાગેછે. તને ક્ષમા યોગ્ય છે. તું મને અતઃપર મૂકીને જઇશ મા.

**જીવ૦**—ના મામા, કદી નહિ જાઉં. (ફરીને ગણેશને જુએછે, અને તેનો હાથ ઝાલેછે.) આહા! જો મામા તમે આ ગરીબના અને એનાં છોકરાંના હાલ જોયા હોત તો, જો તે સઘળું તમારે સારૂ થયું હોત, જેમ મારે સારૂ થયું, તો તમને કેટલો ખેદ થાત!

ગણે૦—નહિ જીવરાજ, મારા હાલનું હુંજ કારણ. હું તને ગાડી ઉપર શાને લેઉ? હું તારા હાથમાં તાપટ ઘોડાની રાસો શું કરવા આપું? પણ તારા જેવા છોકરાને ના કોણ કહે? જો તે ગાડી મારા અંગ ઉપર થઇને આરપાર જાત, તોપણ મારાથી તને ના ન કહેવાત. તો જીવરાજ, હવે એની નિશાની રાખ, અને આજથકી મારી સામું નહિ, તે આળ લેઇશ મા. તે લીધું તો હું તને ના કહેનાર નથી. પણ પછી પોતાનો પ્રાણ રાખવાનો નથી.

મન૦—જીવરાજ, તેં પોતાનું ઘડિઆળ, પુસ્તક, અને હું જાણુંછું કે લૂગડાં પણ જે વેચ્યાં, તે મને કેમ લખ્યું નહિ? તને એ વસ્તુઓનો ઉપયોગ માલૂમ નથી, એટલું એ તારામધ્યે ઘેલાપણું નહિ કે?

જીવ૦—હા, મામા, તે ખરૂં; પણ ગણેશના કુટુંબને એક ક્ષણ માત્ર પણ હું જોઉં તે મને મહાપાતક દેખાયું. વળી તમે રીસાઇને ગણેશને હાંકી મૂકયો હતો, માટે મને ભય લાગ્યું કે તેને સહાયવિષે તમે મને મના કરશો; અને પછી જો હું તમારી આજ્ઞા ભાગું તો મોટા ઠપકામાં આવું.

મન૦—શું? ત્યારે તેં મારી આજ્ઞા ભાગી હોત?

જીવ૦—હા, મામા: પણ એટલાસારૂજ માત્ર.

મન૦—મારા શૂરવીર છોકરા, મને તારી બાકી લેવા દે. હશે, પણ મને પત્ર આવ્યુંછે, તેમાંથી એક વાતવિષે મને હજુ સંશય છે તેટલો મારો ભાગ. તું રાત્રે બહાર હતો તે કયાં હતો?

જીવ૦—હું ગણેશને સારૂ પૈસા લેઇને ગયો હતો. અમારો ગુરૂ તે રાતે કંઇ બહાર ગયો હતો, માટે જલદીથીજ દરવાજો અડકાવશે, એ મને માલૂમ હતું, તેમાટે હું વહેલો ઘેર આવવાને નીકળ્યો, તે અંધારામાં વાટ ભૂલ્યો.

સાક૦—અહારે ભાઈ! ત્યારે પછી તારી અવસ્થા શી થઈ અને તું કયાં સૂતો?

જીવ૦—મને વાટમાં એક ઝુંપડું દેખાયું ત્યાં બારણે એક પાટી.

આનો કડકો હતો, તે ઉપર સૂતો; તેવી નિદ્રા મને કદી આવી નહોતી. ગણેશાને સુખ કરીને મારા જીવને ઘણો આનંદ થયો.

દીવા૦—અરે! શો દુષ્ટ વનો પણ! તેને બધું માલૂમ પણ તેણે અમને જણાવ્યુંજ નહિ.

મન૦—આ ક્ષણથકી હું તેનું પાણી મૂકુંછું; હવે તું મારો—

જીવ૦—ના, મામા, એમ કરશો મા; બીજાને દુઃખમાં નાંખીને હું સુખી કેમ થઇશ? અને વળી તમારા પેટનાં છોકરાને?

સાક૦—(તેનો હાથ પકડેછે.) આવા ભાઇને હું કેટલો વખાણું કેટલો જીવસાથે રાખું!

મન૦—વારુ તો; તે નિશાળમાં રહેશે, અને તું મારી પાસે રહે. હું તને મારા હૃદયમાં નિશ્ચય રાખીશ. તને શીખવવાને ગુરુ જોઇએ, તે સો કોસ ઉપરથી તેડાવવાનો હશે તોપણ તેડાવીશ.

ગણે૦—(નમેછે) મારા સારા ધણી, તારી વૃત્તિ મેં સદા સરખી દીઠી.

મન૦—(તેનો વાંસો ઠોકેછે) ગણેશા, તું દોલતરાય પાસે વચને બંધાયોછે શું?

ગણે૦—હું કેમ બંધાઉં? મને તમારી પાસેથી હજુ રજા ક્યા મળીછે?

મન૦—તને રજા મળવાની નહિ. મારી ઇચ્છા છે કે તું અને જીવરાજ એક ઠેકાણે રહો, અને એકએકને સુખી કરો. પણ તેને પુનઃ ગાડીઉપર આવવા દેઇશ નહિ હો! હું તારાં છોકરાંની પણ સંભાળ કરીશ.

ગણે૦—(આનંદનો ઉમંગ આવીને આંખોમાંથી આંસુ ઢાળેછે.) મારા ધણી, તું ખરૂંજ કહેછે? હું આ સ્વપ્ન તો જોતો નથી? આહા! તો પ્રથમ મને ઘોડારમાં જઇને મારા જૂના મિત્રોને ભેટવા દે.

---

## જૂનો ચાકર.

### નારાયણશેઠ, વિઠલ.

વિઠ૦—બાપા, તમે રામજીને કાઢશો, ત્યારે તેની જગાઉપર રાખવાને મેં એક સારો ચાકર જોયોછે.

**નારા૦**—તને તે કામગીરી કોણે કહી વારૂ? હું તેને કાઢનાર એ તેં શાઉપરથી જાણ્યું?

**વિઠ્ઠ૦**—ત્યારે શું તમે સદા તે ઘરડા ડોસાનેજ રાખવાના? તે કરતાં મને જણાયછે કે જુવાન ચાકર ઘણો ઉપયોગી પડશે.

**નારા૦**—સારા ચાકરથી કંટાળવું એ વાત ઘણી અનુચિત છે. તેં તેને ઘરડો કહેતાં તારા મનમાં વિચાર્યું કેમ નહિ? તે મારી ચાકરીમાં ઘરડો થયો. તને તેણે નાનાથી મોટો કર્યો; તને મંદવાડ આવે ત્યારે તે તારી ઘણી ચિંતા રાખતો. તેણે કરીનેજ તે જલદી ઘરડો થયો નહિ હોય એમ શા ઉપરથી? એ ઉપરથી તું જોકે તેં તેના ઘડપણની મશ્કરી કરી એ કેટલી કૃતઘ્નતા! વળી, આ પણ તારો અચિત નિશ્ચય થાયછે કે તરૂણ ચાકર તે કરતાં વત્તો ઉપયોગી પડશે? ત્યારે એવિષે એકાદો નિશ્ચય કરવાને હજુ તું ઘણો નાનો છે; એ તારે જાણવાનું કામ છે. એકાદ દિવસે હું તારા અનુભવમાં આણી આપીશ કે આસ્થાપૂર્વક ચાકરી કરવાવિષે, ધણીનું હિત જોવાવિષે, તરૂણ કરતાં ઘરડા ચાકર ઘણા ઉપયોગી છે.

**વિઠ્ઠ૦**—તમે કહોછો તે અર્થે હું તે ખરૂંજ માનુંછું, પણ તેના નિમાળા ખરી પડચાછે તેને જોઉંછું એટલે મને ચિન્હ દેખાઈને હસવું આવેછે.

**નારા૦**—એ તારાં કંઈ પ્રતિષ્ઠિત લક્ષણ નથી, છોકરા. મને માલૂમ નહોતું કે તું આવો અધર્મી છે. તું જાણતો નથી કે તેને ઘણો મંદવાડ લાગ્યાથી તેના કેશ ગયા? તેની મશ્કરી કરવી તે ઈશ્વરની, જેણે તે રોગ મૂળે ઉત્પન્ન કર્યો.

**વિઠ્ઠ૦**—પણ તે નિત્ય બરબડેછે, અને મોઢું ચઢેલો એવો દેખાયછે; બીજા ચાકર સરખો મોજી નથી.

**નારા૦**—વયને લીધે તેનેવિષે તે પ્રૌઢતા છે. પણ તે બરબડશે શા માટે? તે અરાઢ વીસ વર્ષના છોકરા જેવો ચપળ નથી, માટે શું તે તને ગમે નહિ? અલ્યા છોકરા, એવું મનમાં આણતાં તારા શરીરને કંપારી આવતી નથી? ઈશ્વરે મને ઘણા

દહાડા આયુષ્ય આપ્યું તો એ પ્રમાણે તું મારી પણ મશ્કરી કરીશ નહિ કે?

વિઠુ૦—શું તમારી? ના બાપા, હું એવો નઠારો નથી.

નારા૦—તો રામજીનો ઠઠ્ઠો કરવો એ નઠારાપણું નહિ? કેમકે તે ઘડપણને લીધે પહેલાં જેવો ચપળ નથી.

વિઠુ૦—બાપા, હું ચૂક્યો માટે મને ક્ષમા કરો; મને હવે ઘણો ખેદ થયો કે હું—

નારા૦—તું છાનો કેમ રહ્યો? તને ખેદ શાને થયો તે કહે.

વિઠુ૦—તે મારો અન્યાય જો તમને કહું, તો તમે મારા ઉપર ઘણો ક્રોધ કરશો અને મને મારશો.

નારા૦—છોકરા, તું જાણેછ કે મને મારવાની હોંસ નથી: હું જેવો ઉપાય હોય તેવુંજ કારણ જોઇને એકાદી વખત કરૂંછું. અન્યાય થયાથકી મોટી મમતાએ અને સારો ઉપદેશ કરીને હું તને અને તારી બહેનને સુમાર્ગે લગાડુંછું. તેં અન્યાય શો કર્યોછે તે હું જાણતો નથી, માટે તને હું શિક્ષા કરનાર નહિ, એ મારાથી નિશ્ચય કબૂલ કરાતું નથી. તું શું એવી બોલી કરીને કબૂલ થવાનો? છી! એ સારૂં નહિ, તારા ઉપર મારી મમતા કેટલી છે, એ તું જાણેછેજ, તો તે ઉપર વિશ્વાસ રાખીને તું મારીપાસે કબૂલ થા.

વિઠુ૦—વારૂ બાપા, ત્યારે હું કબૂલ થાઉંછું, કે મેં રામજીને "ચોટ્ટા ડોસા" એમ કહ્યું.

નારા૦—શું! તારાથકી એવી વાત થઇ! તે ભલા માણસ સંઘાતે કેમ ચાલવું તે તું એટલું વીસર્યો? અને તે શબ્દ રામજીએ સાંભળ્યા?

વિઠુ૦—હા, બાપા, માટેજ મને પશ્ચાત્તાપ થાયછે.

નારા૦—પશ્ચાત્તાપ થાય એ સારૂં, છોકરા. પણ મોઢા ઉપર કોઇને ભૂંડું કહ્યું તેનોજ પશ્ચાત્તાપ થવો અને પીઠપાછળ કહ્યું તેનો થવો નહિ, એવું તને જણાતું હશે તો વાસ્તવિક જોતાં બેઉ અન્યાય સમાન છે.

વિઠુ૦—ખઇ, બાપા, મોઢા ઉપર અથવા પાછળ મારે રામજીને એવું બોલવું નહિ; પણ હું મોઢા ઉપર કહું ત્યારે મને ઘણી ખંત થાયછે. કેમકે—

નારા૦—તું મારા આગળ મન મોકળું કરીને કંઈ આગળ કેહેવાને ઇચ્છેછે, એમ મને જણાયછે, માટે ચાલવા દે; વાત પૂરી કર.

વિઠુ૦—હા, બાપા, જ્યારે મેં રામજીને માઠું કહ્યું, ત્યારે તેણે આંખોમાંથી આંસુ ઢાળ્યાં, અને બોલ્યો, હું એક તો ઘડપણના કલેશે પીડાયેલોછું, તે ઉપર. વળી મને છોકરાં મહેણાં દે; શું પ્રારબ્ધ!

નારા૦—ગરીબ બિચારો રામજી! હું જાણુંછું કે તે વાત તેના જીવ સંગાથે લાગી હશે. એ વયમાં તેને છોકરાં ચીઢવે, તે સહેવું ઘણું કઠિણ છે. પણ જે છોકરાને તેણે બાળપણાથી મમતાએ કરીને સંભાળ્યો, એવો કે તેને તેના ઉપકાર કદી વાળતાં આવડે નહિ તે છોકરાએ તેને એમ દુઃખવવું એ તેને અતિ દુઃસહ થયું હશે.

વિઠુ૦—ઓહો બાપા, હું કેટલો નિંદ્ય કહેવાઉં! હું તેની પાસે ક્ષમા માગીશ. અને હું સમ ખાઉંછું કે મારા ઘટમાં પ્રાણ છે, ત્યાંસુધી હું તેને ફરીથી કદી દુઃખવીશ નહિ.

નારા૦—સારૂં છોકરા, કહ્યા પ્રમાણે ચાલીશ તોજ તે આજનો અપરાધ તને ઇશ્વર ક્ષમા કરશે, અને હું પણ ક્ષમા કરીશ. આપણે સઘળા પરસ્વાધીન પ્રાણી છીએ; કામક્રોધાદિને વશ થઇને એકાદી વખત અનુચિત કર્મ કરીએ છીએ; પણ તેનું બળ નીકળી ગયા પછી આપણને પશ્ચાત્તાપ થવો, અને ગર્વ છોડીને થયેલા અપરાધની આપણે સ્વચ્છતા કરવી; અને ફરીને આપણાથકી તેવો ન થવા દેવાવિષે આગ્રહ ધરવો. પણ તું મને કહે કે તને રામજીને એવું કહેવાનું કારણ શું હતું? તેણે કંઈ તારો અન્યાય કર્યો હતો?

વિઠુ૦—હા, બાપા; તેણે પોતાની મેળે નથી કર્યો, તોપણ મને તેમજ જણાયું. હું મારૂં તીરકામઠું લેઇને રમતો હતો, તેટલામાં

તેના મોઢા ઉપર તલ જોઇને મેં તેના ઉપર નિશાન તાક્યું; તે ઉપરથી તેણે મને કહ્યું, "ખબરદાર વિઠ્ઠલ, નહિતો હું તારા બાપાને જઇને કહીશ." તેણે મને એવો ધમકાવ્યો તે ઉપરથી મને ઘણી રીસ લાગી તે કારણ માટે મેં તેને ગાળ દીધી.

**નારા૦**—ત્યારે તેં પોતાની મેળે જાણીને દુઃખવ્યો.

**વિઠ્ઠ૦**—તે હું ના કેમ કહું ?

**નારા૦**—ત્યારે તું ઘણો અપરાધી છે. મટીજ તેની આંખોમાં પાણી આવ્યું.

**વિઠ્ઠ૦**—સારૂં ત્યારે, બાપા, તમે આજ્ઞા આપશો તો હું આ ક્ષણે તેની પાસે જઇને ક્ષમા માગું. તે તે આપતા સુધી મને ચેન પડવાનું નથી.

**નારા૦**—હા, છોકરા. એવા કામને માટે એક ક્ષણ પણ જવા દેવી નહિ. જા, જઇને માગ. હું અહિં છું. (વિઠ્ઠલ જાયછે અને સમાધાન પામીને પાછો આવેછે.)

**વિઠ્ઠ૦**—બાપા, હમણા મારૂં અંતઃકરણ મને સ્વચ્છતા આપેછે, કેમકે રામજીએ મને મનથકી ક્ષમા કરી. અને હું જાણુંછું કે હું અતઃપર એવા અપરાધ કરનાર નહિ.

**નારા૦**—ઇશ્વર તેમ તારી પાસે કરાવે; તેની કૃપા વિના તારો ક્રિયો પણ નિશ્ચય પાર પડવાનો નથી.

**વિઠ્ઠ૦**—તેની કૃપા થવાને શો ઉપાય કરવો ?

**નારા૦**—તે વિષે તું તેને ભજ, અને તેની સહાયતા માગ. તે તને નહિ આપું એમ કહેનાર નથી.

**વિઠ્ઠ૦**—હું તે મારા મનથી માગીશ, પણ, બાપા, મેં ત્રીજું એક તમારી આજ્ઞાવિના કામ કર્યુંછે; કદાચિત્ તમને તેની રીસ ચઢશે.

**નારા૦**—તે શું છે, છોકરા ?

**વિઠ્ઠ૦**—તમે મને કોરો રૂપિઓ બક્ષિશ કર્યો હતો, તે મેં રામજીને આપ્યો.

**નારા૦**—તેસારૂ હું રીસ કેમ ચઢાવીશ? એવાં કામ સ્વબુદ્ધિએ

કરવાં, તેમાં મને આનંદ છે. તને હું પૈસા આપુંછું, તેટલા તું જોઇએ તો ખરચ. તે તારા છે. તેથી તું ધર્મમાર્ગે ખર્ચે તો તે કરતાં બીજું વધતું સારૂં કૃત્ય શું છે? કહેલું છે કે આપણે નાનપણથકી ધર્મકૃત્યનો અભ્યાસ રાખવો, પણ તે ધર્મકૃત્ય પોતાનું સામર્થ્ય જોઇને અને વ્યવસ્થાએ કરવું, નહિતો ધર્મ તેજ અધર્મ થાયછે. પણ રામજીનું હમણા સમાધાન થયું કે નહિ?

**વિઠ્ઠ૦**—તેની આંખોમાંથી આનંદાશ્રુ આવ્યાં તે મેં દીઠાં.

**નારા૦**—હું તને તેવિષે શાબાશી આપુંછું, મારા છોકરા. સારા અંતઃકરણના છે તે કોઇને પણ વ્યથા કરતા નથી. સઘળાંજ સત્કર્મ આપણા અંતઃકરણમાં આનંદ ઉત્પન્ન કરેછે, પણ પરોપકાર કરવામાં ઘણોજ આનંદ છે.

**વિઠ્ઠ૦**—આહો! જો ઇશ્વરે કદી મને સામર્થ્ય આપ્યું તો હું મારી આસપાસના ગરીબ લોકોના ક્લેશ દૂર કરીશ.

**નારા૦**—હું ભગવંતની પાસે માગુંછું, કે તે એ ગુણ તારામાં દૃઢ કરો અને તે આચરવાને તને સામર્થ્ય આપો.

**વિઠ્ઠ૦**—તો પછી હું સદા આજના જેવોજ આનંદ પામીશકે?

**નારા૦**—આ એટલો એકજ આનંદ કદી વીતતો નથી. પ્રથમ, તું પોતાના ઘરના માણસ ઉપર ઉપકાર કરીને ભોગવ. જો તારા ચાકર ભલા માણસ છે, તો તું તેમની સાથે સારી રીતે ચાલીને તેમની મમતા તારા ઉપર થવા દે. તેમને કદી ઇનામ પણ આપ; જો તું તેમને ઘટે ત્યારે અને પ્રસન્ન ચિત્તે કરીને તે આપીશ તો તે તારા દૃઢ મિત્ર થશે.

**વિઠ્ઠ૦**—પણ બાપા, તેને રોજમુરો મળતો નથી?

**નારા૦**—તે તેની ચાકરીનો મળેછે તેમાં આપણે તેને કંઇ વત્તું કર્યું એવું નથી. પણ તે સિવાય તેને કંઇ ઇનામ આપેથી તેની પ્રીતિ આપણા ઉપર ચોંટેછે, અને ઘણા કામમાં આવેછે.

**વિઠ્ઠ૦**—એ કેમ તે હું સારી પેઠે સમજ્યો નહિ.

**નારા૦**—આ રામજીનુંજ હું દૃષ્ટાંત આપુંછું. એની ચાકરીને પેટે હું એને અન્નવસ્ત્ર રોજમુરો આપુંછું, તે લેઇને તેને

બોલી કીધીછે તેટલી ચાકરી કરી એટલે તે વર્ણ્યું નહિ. હવે તું જો કે તે ઘરમાં સઘળી જનસોની ખબરદારી રાખેછે, તથા બીજા ચાકરોની દેખરેખ કરેછે, તેણે કરીને મારો ઘણો નફો થાયછે: એ તે મારી મમતાએ સર્વ કરેછે, કેમકે હું તેને પગાર સિવાય બીજું ઇનામ આપુંછું. તું મોટો થઇશ ત્યારે તું જેને તેને મોઢેથી ચાકરોનો કકળાટ સાંભળીશ; તો હું તને ખઋજ કહુંછું, કે આ અન્યાય ઘણી લોકોનો છે; તે તેને ભય દેખાડીને ચલાવવા ઇચ્છેછે, પ્રીતિએ ચલાવતા નથી.

વિઠ્ઠ૦—હવે હું પક્કું સમજ્યો. મારે માથે પડશે ત્યારે તમે કહોછો તેમજ હું કરીશ, અને તુમારા ઉપદેશ પ્રમાણે ચાલીશ.

નારા૦—તેમ કર્યુંછે તો તને તેઓથકી સંતાપ થશે નહિ: મારા બાપે મને એવિષે એક વાત કહીછે, તે હું નિત્ય સ્મરૂંછું, તે તારે સાંભળવી છે?

વિઠ્ઠ૦—ઓહો બાપા, જો તમને શ્રમ ન થાય, તો હું તે સાંભળવા ઇચ્છુંછું.

નારા૦—તું મારા આગળ પોતાનો અપરાધ કબૂલ થયો, અને તેં રામજીવિષે ઉદારપણું દેખાડ્યું એ તારૂં ભલાપણું જોઇને હું સંતોષ કરીને તે વાત તને સંભળાવુંછું. "જોધસિંહ કરીને કોઈ સરદાર હતો તે સરકારી ચાકરીમાં ઘરડો થયો, ત્યારે તે પોતાના ઈનામી ગામમાં આવીને રહ્યો. તેની બાયડી મોટી પતિવ્રતા હતી અને તેનાં પાંચ છોકરાં તે માબાપની આજ્ઞામાં તત્પર હતાં. તેનું મોટાપણું, તેનો મીઠો સ્વભાવ, તેના ઘરમાંની સ્થિતિરીતિ જોઇને, ગામના સર્વ લોક અને તેના ઓળખીતા પણ તેને માનતા. એવું સુખી કુટુંબ જે જુએ તેનો આત્મા સમાધાન પામે. ઉમેદવાર માણસ તેની ચાકરીમાં રહેવાની ઇચ્છા કરે. તેનો કોઈ ચાકર મુઓ અથવા ગયો તો તેની જગા ઉપર રહેવાને ઊડી પડે. તેના ચાકરોનાં મોઢાં ઉપર સર્વદા આનંદવૃત્તિ દેખાતી, જેમ કોઈ કહેશે કે તેનાં છોકરાં છે, ચાકર નથી. તે આજ્ઞા કરતો તે

નીતિયુક્ત જેવી જેનાં શક્તિયોગ્ય તેવી કરતો, તેણે કરીને કોઈના મનમાં કદી તેની અવજ્ઞા કરવી, એવી કલ્પના આવેજ નહિ. તેને ઘેર ચાકરોમાં અરસ્પરસ ભાઈઓ પ્રમાણે મીઠાસ હતી. કદી તેઓમાં બોલી થઈ, તો ધણીની ચાકરી વધી કોણ બજાવેછે, અને તેના હિતને અધિક કોણ ઇચ્છેછે, એવિષે માત્ર થતી. માનસિંહ રાઠોડ જોધસિંહના જૂના મિત્ર, તે પણ જોધસિંહની પેઠે ચાકરી મૂકીને પોતાના ઇનામી ગામમાં રહેતા હતા, તે એક દિવસે તેમને ઘેર આવ્યા હતા, તેવારે વાત ઉપરથી વાત નીકળતાં માનસિંહે વાત કાઢી કે "હું બીજી સર્વ વાતમાં સુખી છું, પણ મારા ચાકરોવિષે બેજાર છું; મને તે-વિષે સંભાળતાં બસ થયું. જે ચાકર જોઉં છું તે આળસુ, બેઅદબ, અને ચાકરી ચોર દેખાયછે." જોધસિંહે તેમને કહ્યું, "તેટલા વિષે હું સુખી છું: આજ દશ વર્ષ થયાં મને એવું નથી સાંભરતું કે મને કોઈએ સંતાપ્યો. હું તેમને વિષે આનંદ પામુંછું. અને તેઓ પણ મારેવિષે આનંદ પામેછે." માનસિંહ બોલ્યા, "હશે; પણ એવું કંઇક દેખાયછે." તેમને સારા રાખવાવિષે, જોધસિંહ બોલ્યા, "યુક્તિ સહેલી છે; આ જુઓ તમને દેખાડું છું." એવું કહીને તેણે એક પેટી ભણી આંગળી કરી. તેમને માનસિંહે કહ્યું, " હું સમજ્યો નહિ". તે ઉપર તેણે કંઈ ઉત્તર ન કરતાં પેટી ઊઘાડીને દેખાડી તેમાં છ ખાનાં હતાં. એક એક ઉપર એપ્રમાણે લખ્યું હતું:-અધિકોત્તર ખર્ચ.-મારો ખાસગત ખર્ચ.-મારી બાયડીનો.—મારાં છોકરાંનો.—ચાકરોનો.—"ઇનામનો." જોધસિંહ બોલ્યા, "હું મારી આસામીઓથકી એક વર્ષના અગાઉ રૂપિઆ વસૂલ કરૂંછું; તેમના છ ભાગ કરૂંછું, તેમાંનો પહેલા ખાનામાં ભાગ ઘાલુંછું તે અદૃષ્ટ ખર્ચમાં રાખુંછું; તેને તેવું પ્રયોજન પડેછે ત્યારેજ હાથ લગાડુંછું. બીજામાં જે ઘાલુંછું તેટલામાં મારો ખર્ચ ચલાવુંછું. ત્રીજામાં કુટુંબનો પેટખર્ચ, ચોથામાં મારાં છોકરાંનો વિદ્યાભ્યાસ ઈત્યાદિક સંપાદુંછું. પાંચમામાં ચાકરીનો મુસારો, છઠ્ઠામાં તેમને અથવા બીજા કોઈને

ઈનામ, ધર્માદા ઈત્યાદિક ખર્ચ. આ છેલ્લા ખાનાને લીધે મને ચાકરથકી સુખ છે. મુસારામાં તે બોલી પ્રમાણે ચાકરી કરેછે પણ જેની બોલી કરી નથી, એવાં કામો છે તે તે ઈનામને લોભે જીવ લગાડીને અને મારી આજ્ઞા કરતાં પણ વત્તાં કરેછે."

## પુરૂષોત્તમ અને ડાહી.

ઊનાળામાં એક દહાડે ગુલાબરાયે પોતાનાં બેઉ છોકરાં, પુરૂષોત્તમ અને ડાહી, એમને કબૂલાત આપી હતી કે હું તમને આજ સાંજરે મારીસાથે એક સારો બાગ ગામ બહાર પાસેજ છે તે જોવાને તેડી જઈશ. પછી સંધ્યાકાળ પડી ત્યારે માળઉપર પોશાક પહેરવા ગયો; છોકરાં હેઠે હતાં. પુરૂષોત્તમને હવે પોતાની દૃષ્ટિએ મોટી મજા દેખાશે માટે, જે આનંદ થયો તે બ્રહ્માંડમાં ન માય. તે નાચવા કૂદવા લાગ્યો, અહિંથી તહિં અને તહિંથી અહિં કરારે દોડા પાડેછે, અને મોટી તૈયારીમાં છે, એટલામાં બાપે ત્યાં એક ફૂલઝાડનું કુંડું આણીને મૂક્યું હતું તે ઝાડના ફૂલને તેના શેલાનો ઝપાટો લાગ્યાથી તે ડાંખળીથી ભાગી પડચું તે હાથમાં લેઇને તેને ડાહી કહેછે, અલ્યા ભાઈ, આ તેં શું કર્યું? તેના હાથમાં ફૂલ હતું એટલામાં ગુલાબરાય ઉપરથી હેઠળ આવ્યા. તેણે ક્રોધ કરીને ડાહીને કહ્યું, છોકરી મેં એટલા શ્રમે આ ફૂલ રાખી મૂક્યું હતું કે તેથકી બીજ પ્રાપ્ત થાય તે એમ કેમ ભાગ્યું? તે કાંપતી બોલી, મારા બાપા, કૃપા કરીને તમે મારા ઉપર રીસાશો નહિ. ગુલાબરાય લગાર ટાઢા થઈને બોલ્યા, "છોકરી, મને રીસ નથી ચઢી, પણ હમણા આપણે બીજાના બાગમાં જવાનાં, ત્યાં પણ તને એવીજ ફૂલ તોડવાની ઈચ્છા થશે. માટે હું તને બહાર નહિ. તેડી જાઉં, એવિષે તારે માઠું લગાડવું નહિ".

ડાહી અધોમુખ જોવા લાગી, અને સ્તબ્ધ ઊભી રહી તે જોઈને પુરૂષોત્તમથકી છાના રહેવાયું નહિ. તે આંખોમાં આંસુ આણીને બાપપાસે ગયો, અને કહેછે, "બાપા, તે મારી બહેનનો અન્યાય

નથી, તે ફૂલ મેં તોડ્યું. માટે મને ઘેર રાખો અને બહેનને સાથે તેડી જાઓ."

તેમને એવાં યુક્તિવાન અવલોકીને અને તેમની પરસ્પર-વિષે મમતા જોઇને ગુલાબરાયને દયા આવી. તેણે તેમને છાતીસાથે દાબ્યાં, અને બોલ્યોઃ—"તમે બેઉએ મારાં વહાલાં છો; બેઉ જણ મારી સાથે ચાલો."

પછી પુરૂષોત્તમને અને ડાહીને જે આનંદ થયો તે કહી શકાય નહિ. તે બાપની સાથે બાગમાં ગયાં. તેમાં તેણે નાના પ્રકારનાં ઝાડ જોયાં. ત્યાં ડાહી અને પુરૂષોત્તમ પોતપોતાનાં લૂગડાં સંભાળીને બાગમાં ફરેછે, તે જોઇને ગુલાબરાયને આનંદ થયો. તેનું ફૂલ તેમણે બગાડ્યું. તે હોત તો તેથકી તેને સંતોષ થયો હોત ખરો, પણ તે પ્રસંગે તે બહેનભાઇમધ્યે પરસ્પર પ્રીતિ, તેમની નિર્દોષતા, તથા ડહાપણ જોઈને તેને તેથકી સહસ્ત્રગુણિત આનંદ થયો.

## હઠી છોકરી.

અરે છોકરાં! જે તમને કોઇને ખોટા ગુણની ખોડ લાગી હશે, તે તમારા સુખ સારૂ હું આ આગળની વાત કહુંછું; તેમાં તમારા લક્ષમાં આવશે કે એક વાર જો મનમાં દૃઢ નિશ્ચય કર્યો તો હરેક લાગેલી ખોડ મૂકવી અવઘડ પડતી નથી. ચંદ્રા કરીને એક છોકરી હતી તે સાત વર્ષસૂધી પોતાનાં માબાપના લાડમાં હતી. તે વયે પોતાના જ્ઞાનનો ઉદય થવા માંડેછે, અને પોતાને સારૂં માઠું સમજાવા માંડેછે, પણ ચંદ્રાનેવિષે તે ઊલટું થયું. તેને જે એક ભૂંડી ટેવ પડી, તેનું દૃષ્ટાંત એક કૂતરાવિના બીજા કોઇનું મને દેખાતું નથી. જેમ એકાદું હડકાયું કૂતરૂં દોડેછે, અને જેના તેના ડીલ ઉપર બચકાંજ ભરવા જાયછે, તેમ કોઇએ ચૂકથી તેની રમતને હાથ અડકાડ્યો તો તે તેની સામું વાંકી વળીને જુએ અને એક ઘડીસૂધી દાંત ઓઠ પીશે. એકાદા અન્યાય સારૂ તેને કોઈ હળવેજ જો ધમકાવે, તો તે તરતજ

ઊછળે, હાથ પગ પછાડે, અને રીસ કરીને આસપાસના પદાર્થ ભૂમિઉપર ફેંકી દે. તેનો બાપ, તેની મા, અને સઘળાં ઘરનાં માણસ તેનાથી કાયર થયાં. કોઈ પોતાની પાસે ઊભી રાખે નહિ. માબાપ પણ પોતાનો તિરસ્કાર કરેછે, માટે તેને એકાદ વખતે પશ્ચાત્તાપ થાય, અને તે આંખોમાંથી આંસુ પણ ઢાળે. પણ ટેવ પડતાં પડતાં પછી તેનો ખેદ થાય નહિ એમ થયું, અને તેનો દુષ્ટ સ્વભાવ દહાડે દહાડે દૃઢ થતો ગયો. દીવાળીના દહાડામાં તેણીએ પોતાની માને એક ભરેલી ઝાંપલી છેડાતળે ઢાંકીને ઓરડામાં લેઈ જતાં દીઠી તેવારે તે તેની પાછળ ઓરડામાં ઘસવા લાગી, તેટલે તેની માએ તેને હડસેલીને પાછી ખસેડી. તે સમયે તેને આફરો આવીને જે તેણીએ અનર્થ કર્યો, અને રીસે બારણાનું પાટીઉં અફાળ્યું તેથી સઘળું ઘર ખળભળ્યું. પછી એક ઘડી જવા દેઇને તેની માએ તેને બોલાવી લીધી, તે વખતે ઓરડામાં જઇને તેને ઘણો વિસ્મય થયો. જ્યાં ત્યાં દીવા બળેછે, અને નાના પ્રકારનાં સારાં સારાં રમકડાં ઓરડામાં માંડી મૂક્યાંછે એવું જોઇને તે ચકિત થઈ; આનંદે કરીને તેના મોઢાવાટે એક શબ્દ નીસરે નહિ. તેની મા તેને બોલી, ચંદ્રા, અહિં આવ, અને આ ચિઠ્ઠી ઉપર શું લખ્યુંછે તે વાંચ. તે રમકડાંમાં એક ચિઠ્ઠી હતી, તે ચંદ્રાએ હાથમાં લેઇને વાંચી, તો તેમાં મોટે અક્ષરે એ લખ્યુંછે કે, "આ રમકડાં જે છોકરી સારા ગુણથી ચાલેછે તેને સારૂ છે."

ચંદ્રા લાજીને નીચું જોવા લાગી, એક શબ્દ બોલતી નથી; તેને તેની માએ પૂછ્યું, કેમ છોકરી, એ કોને સારૂ છે વારૂ? તે આંખોમાં આંસુ આણીને બોલી, "એ મારે સારૂ નથી, બા." વારૂ ત્યારે, તે બીજી ચિઠ્ઠી છે, તેમાં જો કંઈ તારૂં છે કે? ચંદ્રાએ તે હાથમાં લેઇને વાંચી. "આ તે હઠીલી છોકરીને સારૂ છે, જેની બુદ્ધિને ભૂંડા ગુણ લાગ્યા છે, અને જે બીજી દીવાળી આવે ત્યાંસુધી તે ઠીક કરવાને ઇચ્છેછે." તે વાંચીને ચંદ્રાને રડવું ભરાઈ આવ્યું. તેણીએ માને ગળે બાથ ભીડી અને કહેછે,

"ઓહો બા, એ હું, એ હું." તેવારે પ્રેમબાઇને પણ પ્રેમ આવ્યો, કંઇ છોકરીના દુષ્ટ ગુણ સ્મરીને અને કંઈ તેનો પશ્ચાત્તાપ જોઇને, કંઈ પળ જવા દેઇને તે ચંદ્રાને કહેછે, "લે છોકરી, આ તું લે; તેં સારા ગુણ પકડવાવિષે નિશ્ચય કર્યો, તે તારો ઈશ્વર પાર પાડો."

ચંદ્રા બોલી, "ના, બા, આ વખત એ સઘળાં પહેલી ચિઠ્ઠી માંહેલી છોકરી નાં છે, તો હમણા એ રહેવા દે; ત્યાંસુધી હું તેવી થઇશ." એ ઉત્તર સાંભળીને પ્રેમબાઇને ઘણો આનંદ થયો. તેણીએ તે સઘળાં રમકડાં એક પેટીમાં ઘાલી, તેને તાળું દેઇને, ચંદ્રાને કહ્યું, "છોકરી, આ કૂંચી તારે સ્વાધીન લે, અને તને જ્યારે જણાય કે હવે હું આ લેવાને યોગ્ય છું, ત્યારે પેટી ઉઘાડજે."

એ વાતને માસ બે થયા ત્યાંસુધી ચંદ્રાને કદી છર આવ્યો નહિ. એક દિવસે તેણીએ માના ગળામાં હાથ નાંખીને પૂછ્યું, "બા, હવે આ પેટી ઉઘાડું?" પ્રેમબાઇને આનંદાશ્રુ આવ્યાં, તે તેને કહેછે, "હા મારી પ્રાણ, ઉઘાડ હમણા, પણ મને આગળથી કહે કે તેં પોતાનો સ્વભાવ ઠીક કરવા સારૂ શો ઉપાય કર્યો વારૂ?" ચંદ્રા બોલી, "તે વિશે મને મોટી મહેનત પડી, હું નિત્ય મારા મનમાં તે વાત ઘોળું. પણ સવાર સાંજ પરમેશ્વરની પ્રાર્થના કરૂં, કે હે પ્રભુ! મારો નિશ્ચય ચળવા દેઇશ મા." તે સાંભળીને પ્રેમબાઇને કેટલો આનંદ થયોછે તે વર્ણવાતો નથી. પછી ચંદ્રા તે સઘળાં રમકડાંની ધણી થઈ. અને પોતાની માનો પ્રેમ તેણીએ પોતાના ઉપર સંપૂર્ણ ખેંચી લીધો.

એક દિવસ પ્રેમબાઇ પાસે એક છોકરી આવી હતી, તે એવીજ હઠી હતી. તેની સમક્ષ પ્રેમબાઈએ ચંદ્રાની વાત કહી. તે સાંભળીને તે છોકરીને જે પશ્ચાત્તાપ થયો તેણે કરીને તેણીએ પણ ચંદ્રા પ્રમાણે પોતાના દુષ્ટ ગુણ છોડવાનો, અને તે પ્રમાણે સર્વને વહાલી થવાનો નિશ્ચય કર્યો. તેને પણ તેવુંજ ફળ પ્રાપ્ત થયું. એ પ્રમાણે પોતાના આચરણથી ચંદ્રાએ બીજાને સારા ગુણ લગાડ્યા, તેણે કરીને તે અધિક સુખી થઈ.

## આશાભંગ.

એક રવિવારને સવારે, અનુપરાય, બાપની સાથે કતારગામ મઝા કરવા સારૂ જવાને, સજીને તૈયાર થયો હતો. ત્યાં જવાની પૂર્વે પંદર દહાડા થયાં તેના મનમાં સર્વદા ઘોળાતું હતું. જે સવારમાં કોઈ દહાડા વહેલો ઊઠતો નહિ, પણ તે દહાડે કૂકડા આરડે ત્યારનો ઊઠયો. ઘરમાંહેલા સર્વ માણસોને ઊઠાડયાં, ગાડીવાનને તાકીદ કરી. અને પોતે નાહી ધોઈને તૈયારીમાં છે, એટલામાં અકસ્માત્ આકાશ કાળું થયું, વાદળાં એકઠાં થયાં, મોટો વાયુ છૂટયો તેથી સર્વ ઝાડ ડોલવા માંડયા, અને ચોતરફ ધૂળે દિશા ધુંધ થઈ. અનુપરાય ક્ષણે ક્ષણે અંગણામાં જઈને આકાશભણી જુએ, અને ફરીને માળે જાય. તે ત્રણ ત્રણ પગથિયાં કૂદે અને રતિરાય જે પોતાનો બાપ, તેને આશા આપે કે બાપા, કંઈ ચિંતા નહિં, એ હમણા જ્યાં ત્યાં સઘળું વીખરાશે, અને દિશા નિર્મળ થશે. હું જાણુંછું કે આપણે નીકળીએ તોપણ ચિંતા નથી.

રતિરાએ છોકરાનાં ભવિષ્યો સાંભળીને તેમ કર્યું નહિ. તે બોલ્યો, બાપુ, લગાર વાટ જોવી જોઈએ. એટલું કહેછે તેટલામાં વીજળીઓના ચમકારા થવા લાગ્યા, અને મોટો વરસાદ ભરાઈ આવ્યો. તે વારે અનુપરાયને જે પસ્તાવો થયોછે, તે કહ્યામાં આવે નહિં. તે બોલ્યો, બાપ્પો, આજજ શાને આવ્યો! સાંજનો પહોર દહાડાસુધી વરસાદ વરશીને પછી જ્યાં ત્યાં વાદળ વીખર્યું અને તડકો પડયો; ઝાડપાંદડાં સર્વ સાફ દેખાવા લાગ્યાં. પછી અનુપરાય ઘણો દિગ થઈ રહ્યો હતો, તે લગાર હુશિઆરીમાં આવ્યો જોઈને, બાપે તેને બહુચરાજી સુધી બહાર ફેરવ્યો. તેવારે હવાની સ્વચ્છતા જોઈને, પક્ષીઓના શબ્દ સાંભળીને જ્યાં ત્યાંથી સુગંધ આવેછે તે લઈને, તેના હૃદયને આનંદ થયો. તેને રતિરાય કહેછે, વરસાદ વરસ્યાથી સર્વત્ર શો ફેરફાર થયો તે તેં દીઠો? કાલે જ્યાં ત્યાં કેવું ધૂંધળું દેખાતું

હતું? ગરમી કેવી થતી હતી? સર્વે વ્યાકુળ કેવું થયું હતું! એટલું જ્યાં ત્યાં સાફ દેખાવાનું શું કારણ વારૂ? અનુપરાય બોલ્યો, "આજનો વરસાદ."

તે વરસાદ ભરાઈ આવ્યો માટે સવારે ચરભડતો હતો, તેને તે શબ્દ ઉચ્ચારતાં ઘણું અવઘડ પડ્યું. તે લજ્જિત થયો, તેવારે બાપના ધ્યાનમાં આવ્યું કે એને એ વાત સમજાઇ કે જેમાં ઘણાનું કલ્યાણ, તે વાત આપણું અકલ્યાણ થઇને પણ બની, તથાપિ સારી. તે કરવાની પોતાને ભાગે આવી, તોપણ મોટા હર્ષે કરીને કરવી, ચરભડવું નહિ.

---

# અંતિક.

## નાટક એક અંકનું.

### પાત્ર.

વિજયસિંહ રાજા.........{ જીતકરીને પોતાની રાજધાનીમાં આવ્યાછે.

યશોદાબાઈ મેઢતણી.

કેસરીસિંહ ... ..........નાયક ગાડદીનો. તેનો વડો દીકરો.

શામરાય..................અંતિક. તેનો નાનો દીકરો.

સુખરાય..................સરશિલેદાર. તેનો ભાઈ.

શાળાગુરૂ.

ખિજમતદાર.

## સ્થળ—રાજાનું મંદિર.

### પ્રવેશ ૧.

( રાજા પોતાના મહેલમાં મંચક ઉપર સૂતોછે. તેના બહારના ઓરડામાં અંતિક એક બાજઠ ઉપર સૂતોછે. )

**રાજા.** ( પરોઢીએ ઊઠેછે. )

ઓહો! આજ મને ઊંઘ એવી આવી! અને સ્વસ્થપણાનું

સુખ કેવું! અહિં વાજાં નોબતોનો ઉપદ્રવ નથી. (તે ઘડિઆળ જુએછે.) શું? વી ઘટિકાજ રાત્ર ગઈ? ના વત્તી હશે. હું જાણુંછું કે હું સારો એક પ્રહર ઉપર ઊંઘ્યો. અંતિક, અરે અંતિક!

**અંતિ૦**—(અરધો જાગતો ઊછળીને બેસેછે, અને પાછો પડેછે.) હેં! કોણ હાંક મારેછે? આવુંછું.

**રાજા**—ત્યાં કોણ છે કે નહિ રે? કેમ, કોઈ બોલતું નથી?

**અંતિ૦**—(વાંકો વળેછે. અને બગાસાં ખાયછે) ઓહો! શી ઊંઘ આવી હતી!

**રાજા**—કોઈ બોલેછે એવું મુને સંભળાયછે. કોણ છે તે? દીવો ફેરવેછે અને આગળ જઇને અંતિકને જુએછે. શું આ બચ્ચું અહિ એકલુંજ! એને મારી ચોકી કરવી કે મારે એની? એ ખિજમતદારનાં જ્ઞાનને શું કહેવું!

**અંતિ૦**—(અરધો જાગતો ઊઠીને આંખો ચોળેછે) મહારાજ.

**રાજા**—ઊઠ છોકરા, તારા ઘડિઆળમાં કેટલા વાગ્યાછે તે કહે; મારૂં બંધ પડ્યું છે.

**અંતિ૦**—(બાજઠને સાહીને ઊભો રહેછે, અરધો ઊંઘમાંજ છે) હેં! શું મહારાજ?

**રાજા**—(હસેછે) તું હજુ ઊંઘમાં છે કે? ઓહો! શું મોં! આવું ચિત્રામણ કાઢ્યું તો ચમત્કારિક દેખાશે. છોકરા તારા ઘડિઆળમાં કેટલા વાગ્યા તે કહીશ?

**અંતિ૦**—(આંખો ચોળેછે) ઘડિઆળ મહારાજ! મને ક્ષમા કરવી; મારી પાસે નથી.

**રાજા**—તું ઊંઘમાં બોલેછે. કે તારી પાસે ખરેજ ઘડિઆળ નથી?

**અંતિ૦**—મારી પાસે ઘડિઆળ કદી પણ નહોતું.

**રાજા**—નહોતું, તારા બાપે તને અહિં ઘડિઆળ વગર મોકલ્યો? તારા જેવા પાસે તો ઘડિઆળ જરૂર જોઇએ.

**અંતિ૦**—મારો બાપ? ઓહો! ઓહો! જો તે જીવતો હોત—

**રાજા**.—તારે બાપ નથી ત્યારે ?

**અંતિ૦**—મારો જન્મ થયા આગમજ તે મુઓ. મેં તેને દીઠોજ નથી.

**રાજા**.—બાપ નથી ત્યારે બીજું કોઈ વડીલ તારે હશે, તેણે અથવા તારી માએ તને ઘડિઆળ આપવું જોઈએ.

**અંતિ૦**—મારી મા, મહારાજ ! ઓહો ! તે તમને માલમ નથી? તે ઘણી દરિદ્રતાએ પીડાએલીછે. તેની પાસેનું સઘળું તેણીએ મારે સારૂ ખર્ચ કર્યું; ઘડિઆળ લેવાને તેની પાસે પૈસા નથી.

**રાજા**.—બીજું કોઈ તારે વડીલ છે કે નહિ ?

**અંતિ૦**—મારો મામો છે, મહારાજ.

**રાજા**.—( હસેછે ) વિશ્વમાં ઘણા મામા છે, પણ તારા મામાનું નામ શું ?

**અંતિ૦**—તે આપની હજૂર પાયગા ઉપર રહેછે.

**રાજા**.—ખરૂં મને સાંભર્યું; તેજ તને મારી પાસે લાવ્યો હતો. હવે મારા છોકરા, તું આ મીણબત્તી પકડ, અને સામેના ઓરડામાં જા; ત્યાં આરસાની બેઉ બાજૂએ બે ઘડિઆળ ટાંગ્યાંછે. તેમાંહેથી જમણી કોરનું લાવ; ખબરદાર હો, મીણબત્તીની જ્યોત કશાને લગાડીને ઘર સળગાવીશ નહિ. તો—જલદી કર.

**અંતિ૦**—( જાયછે ) હા, મહારાજ.

---

## પ્રવેશ ૨.

### રાજા.

શો સારો છોકરો છે ! શી તેની સરળતા ! એવી એકાદી મોટા માણસમાં હોત, અને તે માણસ જો મારો મિત્ર હોત તો શું જોઇતું હતું ? પણ આ નાનો ઘણો છે; મારે એનું કામ નહિ; એને હું એની મા પાસે મોકલુંછું.

## પ્રવેશ ૩.

રાજા, અંતિક.

**અંતિ૦**—(એક હાથમાં મીણબત્તી લેઈને અને બીજા હાથમાં ઘડિઆળ) મહારાજ, ત્રણ ઘટિકા રાત્ર છે.

**રાજા**.—તો મારો તર્ક ખોટો નથી; હવે જલદીથી અજવાળું થશે. (અંતિક પાસેથી ઘડિઆળ હાથમાં લઈને) પણ મેં તને લાવવાને કહ્યું તે એ ન હોય; એજ જમણી કોરે હતું?

**અંતિ૦**—જમણી કોરે એજ હતું.

**રાજા**.—વારૂ ત્યારે, એજ હતું તોપણ જો તને પોતાનું હિત સમજાત, તો બીજું આણત, કેમકે આ હીરાજડિત છે, તેમાટે તારાસરખા છોકરાને રાખવાને યોગ્ય નહિ, પણ આ તેં લોભે આણ્યું હશે, અથવા જે અધિક આશા કરીને સઘળુંજ બુએછે, તેના જેવું કરવાને ગયો હઈશ. મને ખરૂં કહે.

**અંતિ૦**—મહારાજ, શું કહોછો તે હું સમજ્યો નહિ.

**રાજા**.—ત્યારે તને સમજાવુંછું. તને ડાબું જમણું શું તે સમજાયછે?

**અંતિ૦**—(ફરી ફરીને એક હાથ ભણી જોઈને બીજા હાથભણી જુએછે) ડાબું અને જમણું, મહારાજ?

**રાજા**.—(તેનો વાંસો ઠોકેછે) વારૂ છોકરા, તે હશે: જા દોડ, પહેલાંથી તારા મામાને અહિં બોલાવી લાવ.

---

## પ્રવેશ ૪.

રાજા.

કેવો ભલો! શો મનોહર આ છોકરો છે! એ પણ મારે બીજું કારણ હતું કે એને પોતાનાં કુટુંબમાં મોકલવો, કેમકે રાજ્યદરબાર એ બુદ્ધિ ભ્રષ્ટ થવાનું ઠેકાણું છે; અહિં રહીને એને બગડવું નહિ. ખરેજ, હું એને એને ઘેર મોકલું તે સારૂં, પણ જો એની મા ઘણી દુર્બળ હોઈ એનું સંરક્ષણ કરવાને શ-

ક્તિમાન નથી, તો એણે ક્યાં જવું? હું પ્રથમ એ વાતનો શોધ કરૂંછું. વારૂ, સુખરાય મને બધું જોહેશે.

## પ્રવેશ ૫.

### રાજા, અંતિક.

**અંતિ૦**—(આવીને કહેછે) મહારાજની પાસે મારો મામો આવેછે.

**રાજા.**—તું આવો કેમ ગુસ્સ સરખો દેખાયછે? તને શું ઊંઘ આવેછે? છોકરા.

**અંતિ૦**—હા, મહારાજ, લગાર આવેછે ખરી.

**રાજા.**—ત્યારે જા ફરીથી તારા બાજઠ ઉપર ઊંઘ. હું તારા જેવડો છોકરો હતો, તે વખત મને ઊંઘ કેવી ગળી લાગતી હતી તે હું જાણુંછું. જા સુખે, હું તને આજ્ઞા આપુંછું. (અંતિક જઈને બાજઠ ઉપર સુએછે).

## પ્રવેશ ૬.

### રાજા, સુખરાય, અંતિક (સૂતોછે).

**સુખ૦**—મહારાજ, આપનો સેવક.

**રાજા.**—માંહે આવો સુખરાય; કેમ તમારી પાસે નાનો બોલાવનારો મોકલ્યો હતો તે કેવો છે? તે મારી હજૂર ચાકરીમાં ઉપયોગી છે કે નહિ?

**સુખ૦**—(ગાલ ખંજવાળેછે) બહુ મહારાજ, તે નાનો ખરો.

**રાજા.**—અથવા ઘોડા ઉપર સ્વાર થઈને મારે કામે જવાને?

**સુખ૦**—પછી તે પાછો આવશે શાને?

**રાજા.**—અથવા મારી પાસે અહિં રાત્રે ચોકી કરવાને?

**સુખ૦**—(લગાર હશીને) હા, જો મહારાજ જાગતા રહો નહિતો.

**રાજા.**—ત્યારે જુઓ કે હું એ છોકરાને શું કરૂં? કંઈ નહિ; એ સાફ દેખાયછે, તો એવા છોકરાને જે તમે મારી પાસે

લાવ્યા, તે તેણે મારી ચાકરી કરવી, એ અર્થ ઉપર લાવ્યા નહોતો; મારે તેનો ભાગ્યોદય કરવો એ માટે લાવ્યા એમ હું જાણુંછું. તમે કહ્યું કે એની માથી એને પળાતો નથી, તે શું એવી દરિદ્રતાએ પીડિત છે? ખરૂંજ કહો.

**સુખ૦**—(છાતીએ હાથ દઇને) હા, મહારાજ, એમાં અસત્ય લેશ નથી.

**રાજા.**—શા કારણ માટે વારૂ?

**સુખ૦**—આ પાછલી લડાઇને લીધે. એ લડાઇમાં કેટલાએક ભાગ્યવાન થયા, અને કેટલાએક ધૂળ મળ્યા. એની માનું જે કાંઇ હતું, તે માંહેલું કંઇજ રહ્યું નહિ; વસ્તુમાત્ર લૂંટાઇ, બળી, ચોરાઇ, ફૂટી, તૂટી ગઇ. તે ઉપર વળી તેને પંચાતો લડવી પડીઓ, કેમકે લડાઇની પાછળ તે આવેછેજ; જેવી દુકાળની પાછળ જરીમરી. પણ એટલી વાતે માત્ર તે દૈવવાન કે તેના છોકરા ઠેકાણે લાગ્યા છે. નાનો આ તમારો અંતિક છે, અને મોટો ગાડદીઓમાં આસામી છે. હવે ગમે તેમ કરીને પણ તે પોતાના દિવસ કાઢશે.

**રાજા.**—મહા વિપત્તિએ કાઢશે એમાં સંશય નહિ.

**સુખ૦**—ખરૂં, મહારાજ. (લગાર ઉદાશીપણે) તે એક ગામડામાં જઇને રહીછે; ત્યાં એકલીજ રહેછે. હું તેની પાસે જતો નથી. હું તેનો ભાઇ છું એટલે તેની વિપત્તિ મારાથકી જોવાતી નથી.

**રાજા.**—તમે તેના ભાઇ કે? ખરેખાત?

**સુખ.**—હા, મહારાજ. ભાઇપણું દૈવે આવ્યુંછે ખરૂં.

**રાજા૦**—(તેને ધિક્કારીને) દૈવે આવ્યુંછે? અને તમે તેને મળવાને જતા નથી? હું સમજ્યો, રાયજી. તેની વિપત્તિ જોઇને તમને લાજ લાગશે, અને કદાચિત્ તમારા મનને માઠું લાગ્યું તો તમારા ઉપર કંઇ ખર્ચ પડશે. (સુખરાય ગભરાયછે.) તમારી બહેનનું નામ શું છે?

**સુખ.**—યશોદાબાઇ મેઢતણી, મહારાજ.

**રાજા.**—(વિચાર કરેછે) યશોદાબાઇ મેઢતણી? રણધીરરાય

મેઠતયા આપણા લશ્કરની સરપાગા ઉપર હતા નહિ ?
**સુખ૦**—હા, મહારાજ.
**રાજા.**—તે પહેલી લડાઇમાંજ પડ્યા, નહિ કે ?
**સુખ૦**—ખરૂં, તે આ છોકરાના બાપ, મહારાજ. ઘણો સાઅવટનું માણસ, અને મોટા સિપાઈ હતા; તે હલ્લા ઉપર ગયા, ત્યારે જેમ કોઈ કહેશે કે વિજળી જાયછે. તેમની સિંહની છાતી હતી.
**રાજા.**—મને તેમનું સ્મરણ સારીપેઠેછે, અને હું ઇચ્છુંછું કે-
**સુખ૦**—(પાસે જાયછે) મહારાજ શું ઇચ્છોછો ?
**રાજા.**—તેમની બાયડી સાથે બોલવું.
**સુખ૦**—તે આજ્ઞા થઇ તો આ ક્ષણે કરાશે. તે શહેરમાં છે.
**રાજા.**—તે અહિં છે? બોલાવો તેને જલદી. તેને અહિં આવવા દો; હું તેની સાથે બોલીશ તેનો છોકરો તેને સ્વાધીન કરીશ.
**સુખ૦**—મહારાજ,—
**રાજા.**—તમે તે મને ન કહો; જાઓ જલદી. (તે બહાર જાયછે.)

## પ્રવેશ ૭

### રાજા, અંતિક (ઊંઘેલો).

**રાજા.**—શું? તેની એવી દશા થઇ! એ કેટલો અનર્થ! આ લડાઇમાટે કેટલા લોક વિપત્તિમાં પડ્યા હશે! એટલું સારૂં છે કે મેં થઇને લડાઈ ઉદ્ભવી નહિ. છૂટકો નહિ માટે મારે તરવાર પકડવી તો પડી (તે ઊઠેછે અને લગાર અહિંથી તહિં ફરીને અંતિકના બાજઠ પાસે ઊભો રહેછે). સંતોષકારક છોકરો! કેવો સ્વસ્થ ઊંઘ્યોછે! જેમ, કોઇ કહેશે કે નિદ્રામાં સમાધિ લાગીછે. એ પોતાના મનમાં સમજતો હશેકે હું પોતાના સગાને ઘેર છું; મને અહિં કોઇની અડચણ નથી. ઓહો! કેવળ સરળ ભાવ તે આ છે. (ફરીથી ફરેછે.) એની મા જો સુખરાય સરખી હશે તો મારે તેનું કંઇ મનમાં લાવવાનું કામ નથી. પણ પ્રથમ તેનું સ્વરૂપ ઓળખવાને હું તેને આગળથી કરી જોઈશ,

અને પછી મારે જે કર્તવ્ય તે કરીશ. (તે બાજઠ સંગાથે અડીને છોકરાભણી નિહાળીને જુએ છે; તો તેના ગજવામાંથી કિંચિત બહાર નીકળેલું એક પત્ર તેની દૃષ્ટિએ પડ્યું.) પણ આ શું છે? (તે પત્ર ઉઘેડેછે અને લખનારનું નામ વાંચેછે, તેટલે, યશોદાબાઇની સહી જોઇને કહેછે) આ એની માએ મોકલ્યું છે. હું આ વાચું, કેમકે હું તેનું સ્વરૂપ જાણવાને ઇચ્છુંછું. તે પોતાના છોકરાંસાથે કૃત્રિમ કરશે નહિ; વારૂ જોઇએ આતો, (તે વાંચેછે.) "મારા પરમ પ્રિય દીકરા."

"તારા જેવા છોકરાએ તો ઘણું કરીને પત્ર લખવું અવશ્ય "છે. પણ તું મને લખવાને આળસ કરતો નથી, અને તે પણ "સારૂં લાંબું લખ્યુંછે, એ તારી મારે વિષે આસ્થા જોઇને મારો "નિશ્ચય થયો કે મારા ઉપર તારી ભક્તિ છે તે જોઇને હું તારી "ઉપકારી છું. તું મને લખેછે કે તારા મામાએ તનેરાજાસાહેબ-"પાસે પ્રવિષ્ટ કર્યોછે; તે મારા ઉપર માયા રાખેછે; તે ઘણા "મોટા, શાંત છે; અને તારૂં પણ મન તેમના ઉપર ઘણું લો-"ભાયછે." (તે છોકરાભણી જુએછે) શું મારા વહાલા,તેં એવું પોતાની માને લખ્યું હતું ત્યારે તું મારા ઉપર પ્રીતિ કરેછે, માટે હું તારા ઉપર કરૂંછું એમાં કંઇ વિશેષ નથી કરતો. "મારા દીકરા, "તું તેમની કૃપા સંપાદેછે. એ વાત સારી કરેછે, કેમકે તેમના "સાહિત્યવિના તને આ લોકમાં અન્ય ગતિ નથી. તારે બાપ "નથી, અને મા છે, તોપણ તે સારૂ તારી ઓછી માયા કરવી "એવું નથી; હું તારૂં ભરણપોષણ કરૂં એવું ઇશ્વરે મારે હાથે "રાખ્યું નહિ. તે મને રાત દહાડો ઘણી વ્યથા કરેછે; મારી સ-"ઘળી વિપત્તિઓમાં પણ એ વિપત્તિ મોટી છે. જ્યારે હું "મારી એકલીભણી જોઉંછું, ત્યારે મને ઘણું સંકટ દેખાતું "નથી, પણ જ્યારે તું મારા મનમાં આવેછે, ત્યારે મારૂં હૃદય "દુખાયછે અને આંસુ ખળતાં નથી."

અહિં ઘણી કોમળતા અને ઘણી ચિત્તની આર્દ્રતા દેખાયછે; એ સારી મા છે; એવીજ સારી બાયડી હોય—પણ તે કેમ ન હોય? છેજ એમાં મને સંશય નથી.

"મારા લાડકવાયા! શું કરૂં? મારી ઇચ્છા પ્રમાણે તને હું
"ભાગ્યવાન થવાને માર્ગે લગાડી શકતી નથી. હું નિરૂપાય
"થઇને અહિં એકાંતવાસી પડીછું. તોપણ એટલું કરીશ કે
"હું તને મમતાએ, અને મારા મનથી વારંવાર સારો ઉપદેશ
"કરવાને ચૂકીશ નહિ; અને જ્યારે મારા શબ્દ તારી પાસે
"પહોંચશે, ત્યારે તે તને સન્માર્ગજ દેખાડશે. તો તું આજ-
"સુધી મારા મન પ્રમાણે ચાલ્યો, એની નિશાની, તું આ
"મારૂં પત્ર પોતાની સાથે નિત્યરાખતો જા. બીજું હું તને
"શું આલું?" (અંતિક સામું જુએછે) આ માની આજ્ઞામાં
ચાલેછે એ આ ઉપરથી સિદ્ધ થાયછે,—"તું મારી પાસેથી
"જવા લાગ્યો, તેવારે મેં તને મારાં આંસુએ નવડાવીને જે
"ઉપદેશ કર્યોછે, તેને અને તારા સ્વધર્મને તું ચૂકે એવો
"જ્યારે તારા ઉપર પ્રસંગ પડે, તેવારે તું આ પત્ર સંભાર, એ
"ઉકેલ, એ વાંચ, અને મનમાં આણ કે મારી મા છે, તેણીએ
"મારી આશા ઉપર સર્વ જીવ રાખ્યોછે, અને એકાંતવાસી
"કાળ કાઢેછે." તેણીએ મારા ઉપર માત્ર; શું? એને બીજો
ભાઇ નથી? "અને વિચાર કર કે હું કુમાર્ગે ગયો તો તે દુઃખે
"પ્રાણ છોડશે; પછી એવું થશે કે જે હૃદય આ લોકના સ-
"ઘળા પદાર્થ કરતાં મને અધિક ચહાતું હતું, તેને મેં કટારીએ
"ઘોંચ્યું."

તે ખરૂં કહેછે કે છોકરો ભુંડો નીકળ્યો એટલે માબાપને એ-
વુંજ થાયછે.—એ બીગડે એવું આ ઠેકાણું છે ખરૂં; એવું
છતાં તેણીએ એને અહિં કેમ મોકલ્યો વારૂ? "તારાવિષે મને
"કોઇપણ વાતની શંકા આવીને અથવા તારા ઉપર મારો
"અવિશ્વાસ થઇને, હું એમ કહુંછું એવું નથી. તારા આચ-
"રણ જોઇને મારી ખાતરી થાયછે કે તારાથકી વાંકી વાત
"કદાપિ થવાની નહિજ. પણ તારા ભાઇના ગુણે મને ઘણી
"રડાવી. હું જાણુંછું કે મારા કાલાવાલા જાણીને તેવા મારા દુઃ-
"ખને કારણ થવાનો નહિ." એમ છે કે! એનો વડો ભાઇ!

ગાડદી? તેવિષે મારે વળી સારી પેઠે સમજી લીધું જોઇએ. "તેં "સદા મારી મર્યાદા પાળી; તારૂં ચરિત્ર જોઇને આનંદાશ્રુ "મને આવેછે, એ હું તને ખરૂંજ કહુંછું. તો છોકરા, તારે "એમજ ચાલવું, ભલા થવું; પછી તારી મા ગમે તેવી "દરિદ્રતામાં હો, ગમે તેવી દુઃખી હો તોપણ સર્વ વિપત્તિ વી-"સરશે." એ બાયડી મોટું માણસ દેખાયછે. એવું ન હોત તો એની બુદ્ધિ વિપત્તિમાં નીચ થવી જોઇએ તે ઉંચી થઇછે; એ સાધ્વી છે. "તારા પત્રને છેડે તું મને લખેછે "કે તારી બરોબરીના સઘળાઓપાસે ઘડિઆળ છે. એ ઉ-"પરથી મેં જાણ્યું કે તારે પણ એક જોઇએ, પણ તેટલુંજ તું "લખીને છાનો રહ્યો, એ તારો સંકોચ જોઇને હું આનંદ "પામી. હું દેવહીન છું માટે તને એક મોકલી શકતી નથી; હું "દરિદ્રી છું એ તને સર્વ માલૂમ છે. માટે મને ક્ષમા કર. કાંઈ "કામ માટે મારે રાજધાનીએ જવું પડેછે; મારી પાસે થોડા "રૂપિઆ છે તે વાટખર્ચીને જોઇએ: તે ખર્ચ અગત્યનો "છે, કર્યા વગર છૂટકો નથી. પણ મારૂં વચન લે કે મારૂં ચાલ-"તાસુધી હું તારી ઇચ્છા પૂરીશ; અને તારે જોઇએ તે આ-"પવાને હું શક્તિવાન નથી, તોપણ હું તને સારી બુદ્ધિ આપ-"વાને કદી અંતર કરનાર નથી. ફરીને તું જલદીથીજ મારી "દૃષ્ટિએ પડજે એવી ઇચ્છા કરૂંછું, એ મારો આશીર્વાદ છે." એ બાયડીએ આવી વિપત્તિમાં રહેવું નહિ. હું આ પત્ર લઇને મારી બાયડીને દેખાડીશ. પણ નહિ, એ આ છોકરાનું ધન, હું કેમ હરણ કરૂં? (તે પાછું તે પત્ર તેના અંગરખાના ગજવામાં ઘાલેછે.) શો સ્વસ્થપણે આ હજુ સૂતોછે! (છોક-રાનો હાથ પકડેછે.) છોકરા! ઊઠ, ઊઠ, (અંતિક ઊઠેછે અને કેટલીક વારસુધી તેમની સામું જુએછે.) મારા જીવના સમ, આ છોકરો મનોહર છે. ચાલ મારા વહાલા, હવે ઊઠ, બારણે દહાડો ઘણો ચઢ્યો, ઊઠ.

**અંતિ૦**—(હળવેજ ઊઠેછે) હા, મહારાજ.

રાજા.—તું હજુ ઊંઘમાંજ છે. ચાલ મારા મહેલમાં જા. (તે જાયછે) દીવા હોલવ, અને દરવાજો અડકાવ.—થયું કે? હવે જ્યાંથી ઘડિઆળ લાવ્યો ત્યાં જા; અહિંથી આ વાટે જલદી પાધરો જા, અને તહિંથી પાછો આવ. કેમ હવે સારી પેઠે જાગતો થયો કે નહિ?

અંતિ૦—હા, મહારાજ.

રાજા.—હવે કહે મને, તને પત્ર લખતાં આવડેછે?

અંતિ૦—હા, મહારાજ, લખવા બેસું તો લખું. મેં બે લાંબાં પત્ર લખેલાંછે.

રાજા.—તારી માતાને લખ્યાં હશે એમ જણાયછે.

અંતિ૦—(સંતોષથી) હા, મહારાજ, મારી માને.

રાજા.—તેની વાત કરીએ છિયે, ત્યારે તારી આંખોમાં આનંદની ઝળઝળી મને દેખાયછે. (એક કોરે) દરિદ્ર દશામાં છતાં પણ શી એમની માંહોમાંહે પ્રીતિ! પણ તારી મા રૂડી છે કે?

અંતિ૦—આહા મહારાજ, તમે તેને ઓળખતા હો તો!

રાજા.—હું તેનીસાથે ઓળખાણ કરીશ, પણ તે તને કેવી લાગેછે?

અંતિ૦—તે એવી ભલી છે, અને એવી મારાપર માયા રાખેછે—

રાજા.—ત્યારે તેના છોકરા પણ તેના જેવાજ જોઈએ. હું સાંભળુંછું કે તારો વડો ભાઈ સારો નથી. પણ તું—

અંતિ૦—(ડોકું હલાવેછે) મારો ભાઈ કેસરીસિંહ?

રાજા.—હા, હું સાંભળુંછું કે તે તારી માને ઘણી કષ્ટી કરેછે; એ ખરૂં છે કે?

અંતિ૦—ઓહો મહારાજ, મારાથી તે બોલાતું નથી. જો જમાદારને કાને વાત ગઈ તો તે ઘણા તીખા છે.

રાજા.—હું તને વચન આપુંછું કે તેને એમાંનું કાંઈ જાણવા નહિ દેઉં. તું સર્વ જે છે તે બોલ. તારા ભાઈએ શું કર્યું?

અંતિ૦—તેણે પુષ્કળ ખોટા ચાળા કર્યાછે, તે બધા હું જાણતો

નથી, પણ મારી મા તે ઉપર ઘણી રીસાઈ હતી, તે હું જાણુંછું; તેની આબરૂ ઢાંકવી માટે તે ઘણી ખરાબીમાં પડી. (તે રાજાપાસે જાયછે અને હળવે બોલેછે) તે બોલી કે એમ કર્યું નહોત, તો કંઈ દહાડાનો ચાકરીમાંહેથી કાઢી મૂક્યોજ હોત.

**રાજા**.—શામાટે કાઢી મૂક્યોજ હોત?

**અંતિ૦**—ઓહો, મહારાજ, મારાથકી તે કહેવાતું નથી.

**રાજા**.—શું? મને?

**અંતિ૦**—તેણીએ મને પણ જણાવ્યું નથી.

**રાજા**.—(હસેછે) તે તેણીએ ઠીક કર્યું, પણ તેં તારે સારૂ કદી ઘડિઆળ સંબંધી માને લખ્યું હતું?

**અંતિ૦**—એકજ વખત.

**રાજા**.—ત્યારે તે તારા ઉપર રીસાઈ નહિ?

**અંતિ૦**—ના, ના, મહારાજ. તેણીએ મને ઊલટું લખ્યું કે હું ગમે તેમ કરીને પણ મારૂં સામર્થ્ય ચાલતા સૂધી તારે સારૂ એક વેચાતું લેઈશ. તેને મેં લખ્યું માટે તેની મને હમણા ખટક થાયછે. કેમકે તેને પેટ ભરવાની ભ્રાંતિ છે. તેની અવસ્થા જોઈને હું ઘણો દુઃખી છું.

**રાજા**.—તારે દુઃખી થવુંજ જોઈએ. સારા છોકરાએ માઉપર ખર્ચ નાંખવા નહિ. તેણે તેનું સાહિત્ય કરવું, એ તેનો સ્વધર્મ છે. ઘડિઆળનીજ વાત છે ત્યારે તને તે કોઈ પણ આપશે. (તે નાણાની કોથળી બહાર કાઢેછે) પકડ, લે આ બાર મોહર, એ મેં તને ઇનામ આપી. તારો હાથ આગળ ધર.

**અંતિ૦**—(હાથ આગળ કરેછે, રાજા તે ઉપર મોહર ગણીને મેલેછે) મહારાજ, આ શું મને?

**રાજા**.—હા, ખરૂંજ; પણ સાચું કહે, તું એનું શું કરીશ?

**અંતિ૦**—આટલાનું ઘડિઆળ આવશે નહિ?

**રાજા**.—આવશે, પણ સારૂં. પણ તારે ઘડિઆળનુંજ અગત્ય નથી. અહિં તે ઘણાં છે. (અંતિક આશા ભર્યો તેમની સામું જુએછે.) હું તારે ઠેકાણે હોઉં તો આ નાણાંનો હું કંઈ સારો

ઉપયોગ કરૂં. વારૂ, તું તારી મરજીમાં આવે તે કર. હું નિત્ય કૃત્ય કરવા જાઉંછું. પણ પાછો આવું ત્યાંલગણ તું અહિંજ રહેજે. (રાજા ચાલવા માંડેછે.)

**અંતિ૦**—(તેમને બોલાવેછે) મહારાજ.

**રાજા.**—કેમ, તારે શું જોઇએછે?

**અંતિ૦**—મારી મા શાહેરમાં આવી હશે. તે આજ સવારે આવવાની હતી. હું તેને મળી આવું? (ફોસલાવેછે) મહારાજ, મને આજ્ઞા આપશો?

**રાજા.**—ના, છોકરા, કંઇ પ્રયોજન નથી; તારી મા તારા પાસે આવશે; તને તે અહિંજ મળશે, લગાર ધીરજ રાખ.

(તે જાયછે.)

---

## પ્રવેશ ૮.

### અંતિક.

તે અહિં આવશે? તે મને અહિંજ મળશે? એનું કારણ શું હશે? જે હોય તે ખરૂં, પણ મારે તો મળવાસાથે કામ છે. એક, બે, ત્રણ, ચાર, (મોહરો ગણેછે) બાર મોહરો ઘડિઆળ લેવાને? શો હું નવાન જાણુંછું કે તે આ વખત મારા હાથમાં છે; કડિંગ કડિંગ વાગેછે તે મને સંભળાયછે; હું તેને કૂંચી ફેરવુંછું. પણ રાજાએ કહ્યું કે હું તારી જગ્યાએ હોઉં, તો આ નાણાંનો કંઈ સારો ઉપયોગ કરૂં, એનો શો અર્થ હશે વારૂ? તે શું કરત? હા, તેની પાસે ઘડિઆળની કમી નથી, માટે તેને તેની નવાઈ લાગતી નથી. વારૂ, પણ તેણે મને વળી એમ પણ કહ્યું કે સારા છોકરાએ માને સાહિત્ય કરવું. નિભ્રાંત તેણે એ મારા પ્રકરણમાંજ કહ્યું. એટલી મોહરો મારી માપાસે હોય તો તેને ઘણી ઉપયોગી થશે નહિ? (તે બેઉ હાથમાં ચાંપીને મોહરો છાતીસાથે લગાડેછે) ઘડિઆળ લેઉં કે માને આપું? ના, ઘડીઆળજ લેવું; તો માભણી પણ જોવું, અને આવી મમતાળુ માભણી તો અગત્ય કરીને. તેણીએ કાલે મને

પત્ર મોકલ્યું તેમાં તે લખેછે કે હું મોટી વિપત્તિમાં છું. તેને આ નાણાં આપ્યાં તો કેવો આનંદ થશે! એકી વારેજ તેનું સંકટ દૂર થશે. તો શું હું આ તેને સારૂ મારે પોતાને માટે નહિ જેવા કરૂ? (નિશ્ચય કરેછે) હા, તે કરવાજ. પણ હમણા તે વહેલી આવે તો સારૂં, નહિ તો મારી બુદ્ધિ એકવાર ફરશે, મને ઘડિઆળનો પણ ધ્યાસ છે. ચૂપ ચૂપ, કોઇ આવેછે.

---

## પ્રવેશ ૯.

યશોદાબાઈ, સુખરાય, અંતિક.

અંતિ૦—(માને મળવા દોડેછે.) શું તું મારી માડી?

યશો૦—(છોકરાભણી લક્ષ ન દેતાં સભ્રાંત આસપાસ જુએછે) મને સમજાતું નથી; પણ હું મોટી ચિંતામાં છું. ભાઇ, રાજાસાહેબે મને કેમ બોલાવી હશે વારૂ?

સુખ૦—આ છોકરો જુઓ; એને તમારે સ્વાધીન કરવાનો છે. (તે સાશ્ચર્ય સચિત છોકરાનું મું જુએછે, તે આનંદે કરીને તેના ગળામાં બાઝીને લટકેછે) એને અહિં લાવવો એ ઘેલાઈ; રાજા એને શું કરે? બીજા છોકરા વધશે અને રોજગારે લાગશે, પણ આ (અનાદરથી) એવું ખોટું છોકરૂં છે કે કોઇ પણ કામમાં ન લાગે, એણે તમારા દુઃખનું દૂધ પીધુંછે માટે એવો થયોછે એ હું જાણુંછું. એ ઝાડ મૂળથીજ બગડયું. એને શક્તિ નહિ આવે; એ વધશે નહિ.

યશો૦—(ખેદ પામીને) ઓહો! ભાઈ, દૈવ મારૂં.

સુખ૦—તો રાજાસાહેબપાસે તમે એવિષે પ્રાર્થના કરશો મા હો: કરીને ફળ નહિ. વડાને સારૂ જોઇએ તો કંઇ બોલો; તે કાંઇ પણ માણસ જેવો દેખાયછે.

યશો૦—વડાને સારૂ?

સુખ૦—હા, તેને પણ બોલાવ્યોછે.

યશો૦—ભાઈ, તું મને બીવડાવેછે. તેના ગુણ રાજા સમજે—

સુખ૦—(અનાસ્થાએ) હશે, કેમ ન સમજવા? (નાક મરડે-

છે; અને ઉદાસીનતા દેખાડેછે) તેણે લોકોની ઉચાપત કરીછે; અને તેને કોઈ દહાડો લશ્કરમાંથી નાશી જવું પડશે, અથવા બંદીખાનામાં બેસવું પડશે. એ રાજાએ જાણ્યું તો કેમ થશે? અને એ સઘળું આવશે મારા ઉપર. (તપીને) તું જો કે મારી ભલાઈજ મને નડેછે, અને મને જણાયછે કે તેને સારૂ મારે પહેરામાં જવું પડશે. હું તારા છોકરાના એટલામાં પડ્યો ન હોત તો સારૂં થાત વારૂ, પણ અતઃપર નહિ પડું. (તે બરબડતો બરબડતો આગળ જાયછે, પાછો આવેછે) નહિ, મારા ઘટમાં પ્રાણ છે ત્યાંસુધી હું આજ પછી તારા છોકરાનું નામ લેનારજ નહિ.

(તે જાયછે.)

## પ્રવેશ ૧૦.

યશોદાબાઈ, અંતિક.

અંતિ૦—(તેને ચિંતામાં દેખીને) મામાનો સદા તીખો સ્વભાવ હોયછે. બોલવા દે તેને. માડી, તું કશી ચિંતા કર મા.

યશો૦—તું છાનો રહે, દીકરા; તું સમજતો નથી.

અંતિ૦—ઓહો! હું મામા કરતાં વત્તું સમજુંછું. તે કહેછે તેવા રાજા સાહેબ નથી. તે કોઈને ઉપદ્રવ કરવાના નહિ. એનો દાખલો આ જો; જો તરતજ. (હાથમાંહેની બાર મોહરો દેખાડેછે) જો, આ સઘળી તેમણે મને આપીછે.

યશો૦—(આશ્ચર્ય પામીને) એવું થશે? રાજા સાહેબે.

અંતિ૦—તેમણે એક મોટી કોથળીમાંથી કાઢી. તે બધી મોહરોએ ભરેલી હતી. અને તું આવ્યા આગમજ તરતજ મને આપી. મા, જો તેમની ઇચ્છા થઈ; જો તેમની કૃપાદૃષ્ટિ થઈ, તો પછી શું? તેઓ શ્રીમંત છે. એટલે આપણને ભરપૂર કરી મૂકશે.

યશો૦—પણ એ કેમ થયું તે હું સમજતી નથી. તેમણે કંઈ પણ ધારીને આપી હશે.

અંતિ૦—એમાં સંદેહ શો? તેમનું ઘડિઆળ બંધ થયું હતુ તેઓ કાલે આખો દહાડો શિકારે ગયા હતા, તેથી તેને કૂંચી આપવી ભૂલ્યા હશે; અને આજ પ્રાતઃકાળે (તે ઓરડાભણી જાયછે અને દરવાજો ઊઘાડેછે) માડી, આ જગ્યા રાજાસાહેબને સૂવાની છે. તેમણે મને તહિં તેડયો અને કહ્યું કે, છોકરા, તારા ઘડિઆળમાં કેટલી રાત રહીછે તે જો. મારી પાસે ઘડિઆળ નહોતું.—

યશો૦—માટે તને તેઓએ આ મોહરો આપી?

અંતિ૦—હા, તેમણે ઘડિઆળ વેચાતું લેવાને આપી. (ફરીથી મોહરો દેખાડેછે) આ જો ચાર મોહરો.

યશો૦—મારી સામું શું જુએછે? હું તારૂં ખરૂં માનવાની નહિ.

અંતિ૦—કેમ? પણ મારે ઘડિઆળની ઉતાવળ નથી; તે હું જ્યારે લેઈશ ત્યારે કામ આવશે. (માનો હાથ પકડેછે) આ તું લે, માડી, તારી પાસે રાખ.

યશો૦—(હેડકી ખાઈને) શું? મારા પ્રાણ, એમ છે કે?

અંતિ૦—માડી, તું સદા રૂએછે, તે મને માઠું લાગેછે. ઓહો! મારી પાસે ઘણા પૈસા હોત તો સારૂં થાત. પછી હું તને કદી રોવા દેત નહિ. હા, બધું બદામે બદામ તને આપત.

યશો૦—(તેના ઉપર પડેછે) શું? તું તેમજ કરત? ખરેજ?

અંતિ૦—તને સંતોષમાં જોઈને મને ઘણો આનંદ થાયછે.

યશો૦—(તેને બોકી કરેછે) તારી વાસના જોઈને, દીકરા, હું સુખી થઈ. રાજાસાહેબ પોતાની સઘળી દોલત મને આપે, તોપણ આ વખતના આનંદનું મૂલ થનાર નહિ. દીકરા, તને અનુભવ નથી; મારા સરખી હીનભાગ્યણી મા છે તેને છોકરાની પોતાનેવિષે સદયહૃદયતા જોઈને, કેટલો આનંદ થાયછે!

અંતિ૦—(તે તેનો હાથ ફરીથી પકડેછે) પણ તું આ પૈસા લે, હું તારી વિનતિ કરૂંછું; ના કહીશ મા.—

યશો૦—હા, દીકરા. હું લેઉંછું અને તું અહિં છે, માટે તારે જે ગરજ છે, તે તને એનું—

અંતિ૦—મને શું એનું ઘડિઆળ લેઈ આપવાની છે?
યશો૦—તું રાજા સાહેબપાસે છે માટે તારી પાસે એક જોઇએ.
અંતિ૦—મારે તેની કંઈ ગરજ નથી. રાજા સાહેબના પ્રતિ ઓરડામાં ઘડિઆળો છે. તેમણે મને સ્વતઃ કહ્યું કે ઘડિઆળ વગર તારૂં કંઈ અટકવાનું નથી.
યશો૦—પણ તેમણે તને ઘડિઆળ સારૂ પૈસા આપ્યાછે, નહિ?
અંતિ૦—તે એટલુંજ બોલ્યા.
યશો૦—મને દેખાયછે, કે ત્યારે તું ઠગે છેતરેછે; તું મારી મમતાને લીધે એકાદું જૂઠું બોલતો હઇશ.
અંતિ૦—જૂઠું? તો તને મારૂં ભાસતું નથી? આ વખત અહિં રાજાસાહેબ હોત તો, તને જણાયું હોત. ઓહો! તે પણ વહેલા આવે તો સારૂં. (પાછો ફરીને જુએછે.) આ, તેજ પોતે આવ્યા, હવે જો વારૂ.—

## પ્રવેશ ૧૧.

### રાજા, યશોદાબાઈ, અંતિક.

અંતિ૦—(રાજા સામો જાયછે) વારૂ, પહેલાંથી ઘડિઆળ લેવા તમે મને બાર મોહર આપી એ ખરૂં કે નહિ, મહારાજ?
રાજા.—હા, મારા નાનકડા માણસ.
અંતિ૦—અને પછી, તારે ઘડિઆળોની ખોટ નથી, એ પણ તમે કહ્યું કે નહિ?
રાજા.—તે પણ ખરૂંજ.
અંતિ૦—(પાધરોજ માભણી ફરીને) જો, માડી, હવે કેમ?
યશો૦—(ગભરાઇને) મહારાજ, આ છોકરો અજ્ઞાન, સરળ ભાવે બોલેછે; મર્યાદા કેવી રાખવી તે એ સમજતો નથી. એની ક્ષમા રાખવી.
રાજા.—ક્ષમા આપુંછું, બાઈ, મને સૂધાપણું ઘણું ગમેછે; એવું સર્વમાં હોત તો વાસ્તવિક શું ન થાત? આવા સર્વ જોઇએ. છોકરા, મને જણાયછે કે તારી માને તારૂં સાચું ભાસ્યું નહિ!

અંતિ૦—(લગાર સચિંત) ના, મહારાજ. પ્રથમ તેને ખરૂં ભાખ્યું નહિ; હું તેને મોહરો આપુંછું પણ તે લેતી નથી.

રાજા૦—તે તે લેતી નથી, એ તેં શું કહ્યું? તો શું તારી દૃષ્ટિમાં મારૂં બક્ષિસ હલકું દેખાયું, માટે તું બીજાને આપવા ગયો? એવું થનાર નહિ.

અંતિ૦—(કચવાયછે) મહારાજ—

રાજા.—મને જો આગમજથી માલૂમ હોત તો હું તને આપત નહિ. ખરૂં કહે તેં તેમ કર્યું કે શું

અંતિ૦—(માભણી આંગળી દેખાડેછે) હા, મહારાજ, મારી મા ઘણી ગરીબ છે.

રાજા.—(તેની હડપચી ઝાલેછે) ભલા છોકરા, ત્યારે તેં તારી ગરીબ માની દયા જાણીને ઘડિઆળની આશા મૂકી? તેને સહાય કરીને ઘડિઆળ ગુમાવવું, એ તને ઘણું કઠણ લાગ્યું નહિ વારૂ? (તે પોતાનું ઘડિઆળ બહાર કાઢેછે) આ લે, આ વેળાએ આ એકજ મારી પાસે હોત, તોપણ હું તને આપત.

અંતિ૦—(આનંદથી લેછે) આહા! મહારાજ, પણ આ ચાલતું છે કે નહિ?

રાજા.—બીરા મા, એ સારૂં ચાલતું છે. (અંતિક તે દેખડાવવા માપાસે દોડેછે) શાબાસ છોકરા, મેં તને આપ્યું હતું તેનું તેં સારૂં સાર્થક કર્યું. (તેને મોહરોની કોથળી આપેછે) આ લે; એમાં સો મોહરો છે, એ મેં તને બક્ષિસ આપી.

અંતિ૦—(તેની સામે સાશ્ચર્યે જુએછે) મહારાજ, આ શું?

રાજા૦—તું અપમાન કરેછે? લે આ.

અંતિ૦—શું? બધી કોથળી? (પાછી આપવા માંડેછે) મહારાજ, એ ઘણું છે.

રાજા૦—હા, તારે ઘણું ખરૂંજ. પણ હું એમાટે આપુંછું કે તું એનો સારો ઉપયોગ કરે. વારૂ એનો ઘણો ઉપયોગ કોને છે?

અંતિ૦—ઘણો ઉપયોગ કોને છે! (તે રાજા સામે અને માસામે વારે વારે જુએછે) આ લે મા, તને—

યશો૦—(રાજા આગળ આવેછે) મહારાજનો મારા ઉપર ઘણો-

રાજા૦—ઉપકાર માનવાનું કંઈ કારણ નથી. એ મેં થોડું આપ્યું. હું જાણુંછું કે એટલામાં તમારૂં સંકટ દૂર થશે નહિ. પણ, બાઇ, (છોકરાસામો હાથ કરેછે) આ છોકરો મારી ચાકરીને ઘણો નાનો છે. મારા કામનો નહિ માટે હું એને પાછો મોકલુંછું, એનું તમારે માઠું લગાડવું નાહે. કેમ, તમે બોલતાં નથી?

યશો૦—મહારાજે ક્ષમા કરવી—

રાજા૦—શું?

યશો૦—મારૂં દરિદ્ર જોઇને મને લજ્જા આવેછે. એને હું પાછો લેઈ જઇને શું કરૂં? મારાથી એનું પોષણ કેમ થશે? મેં એના ઉપર આશા રાખી હતી. હવે હું પ્રાણ ધારણ કેમ કરીશ? (રોવું બંધ કરેછે) એ ઘણો નાનો છે; એને બાપ નથી. આગળ એનો પરિણામ શો થશે? મહારાજ, હું અલ્પબુદ્ધિવાળી છું. ક્ષમા કરવી.

અંતિ૦—(રંજીસ થઇને રાજાનો હાથ પકડેછે) મહારાજ, મા રૂએછે.

રાજા૦—તું તારી માપાસે રહેશે કે નહિ?

અંતિ૦—(આજીજી કરીને) મહારાજ, ત્યારે આપ મને ઘેર મોકલી દોછો?

રાજા૦—તું જવાને રાજી નથી? વારૂ તો, બાઈ, રહેવા દો એને મારી પાસે; પણ અહિં રહીને એનું કેમ થશે? આ કદાપિ બગડશે. વારૂ, પણ એનું મને ભય લાગતું નથી.

યશો૦—એ બગડશે (છોકરાસામી આંખો કરેછે), એ બગડશે, આપ કહોછો, મહારાજ.

રાજા૦—શું એ બગડનાર નહિ?

યશો૦—(સભય) મહારાજ, હું આપનો અભિપ્રાય સારી પેઠે સમજી નહિ, માટે મારી બેઅદબી ક્ષમા કરવી.

રાજા૦—મારો અભિપ્રાય એવો છે કે મારા બીજા અંતિક છે

તેમના ગુણ સારા નથી; એ તેમની સંગતિએ બગડી શકે, પણ અનુભવી જોઈએ, આવો—.

યશો૦—(છોકરાનો હાથ ઝાલેછે.) ના, મહારાજ; એ તેવો નથી.

રાજા૦—પણ જુઓ, એનો જરા લાંબો વિચાર કરવો.

યશો૦—તેવિષે મને સંશયજ નથી. એને કોઈપણ સ્થળે રહેવા દો.

રાજા૦—પણ વિદ્યાભ્યાસ વિના એનું કેમ થશે?

યશો૦—ભગવાન જે કરશે તે ખરૂં. તેને શરણ છે. જો એ પરિશ્રમ કરીને ઉદયમાં નહિ આવે, ત્યારે મજૂરી કરશે, દરિદ્રતા ભોગવશે; પણ એણે દુરાચરણી માત્ર થવું નહિ એટલી મારી ઇચ્છા છે.

રાજા૦—બાઈ, તમારૂં મોટાપણું જોઇને મને સંતોષ થયો. તમને સર્વ વાતે સહાય થવું એ મને યોગ્ય છે. (ઘણા ભાવેકરીને) તમારી શી ઇચ્છા છે? શી વાતે હું તમારૂં પ્રિય કરીશ? મોકળું મન કરીને બોલો. હું તમારો મિત્ર છું; સંકોચાઓ નહિ.

યશો૦—(ગદ્ગદિત થઈને) હું તમારો કેવી રીતે પાડ વાળીશ?

રાજા૦—તમારી અવસ્થા શી છે, તમારી માલમત્તા શી છે, તે મને બધું કહો.

યશો૦—મારી માલમત્તા જે છે તે હમણા મારી નથી.

રાજા૦—ત્યારે હું જાણુંછું કે તમારા ઉપર ઘણું કરજ છે. સરકારમાં તમારી કંઈ પંચાત ચાલીછે એવું હું સાંભળુંછું; તેનું કેમ શું છે? તે મને કહેશો કે?

યશો૦—મહારાજ, એક કજીઓ મારા ઇનામી ગામનો છે તે ક્યારનો ચૂકયો હોત પણ મારી પાસે નાણું નથી. મારે કોઇનો આશ્રય નથી, હું તે ઘરમેળે ચૂકવવા માટે આવી હતી, પણ તેમ થતું નથી.

રાજા૦—સારૂં, ત્યારે તે કંઈ ખોટું થયું નથી. તમારો ઇનસાફ હવે વાજબી થશે; મારૂં વચન લો. અને હું તમને એક હજાર રૂપિઆની નિરાંત કરી આપુંછું. હું જાણુંછું કે પછી તમારી સઘળી અડચણો દૂર થશે.

યશો૦—(પગે લાગેછે) હું અભાગ્યણી ઉપર, મારા ઉપર આટલી કૃપા !

રાજા૦—(તેને ઊઠાડેછે) તમે આ શું કરોછો, બાઇ ? તમારી હું પ્રાર્થના કરૂંછું કે ઊઠો. તમારા ભર્તારે જે સરકાર ચાકરી બજાવીછે તે જોયા થકી તો હું આ કરૂંછું એ ઘણું થોડું છે. કહો મને હવે, તમે છોકરાનેપાછો તેડી જશો કે નહિ?

યશો૦—મહારાજ, એ ઉપકાર જન્મોજન્મ વીસરવાની નથી.

રાજા૦—અને છોકરા તું હવે માપાસે જઇશ કે નહિ ?

અંતિ૦—(ઘડીઆળસાથે રમેછે) માપાસે ? હા, મહારાજ.

રાજા૦—તું મારીપાસે રહેતો નથી ત્યારે ?

અંતિ૦—વારૂ, ત્યારે, જેવી મહારાજની મરજી..

રાજા૦—ત્યારે જો હું હમણા તને માપાસે કાઢું તો તું મારી પાસેથી નહિ જેવો થઇશ નહિ? અને તારી તો ઇચ્છા છે કે મારી પાસે રહેવું; અને તારી માની પણ તેવીજ ઇચ્છા છે. વારૂ, મારે કાંઈ બીજો પ્રકાર કરવો જોઈએ. બાઈ, તમે અહિં રહો. હું આ આવ્યો.

## પ્રવેશ ૧૨.

યશોદાબાઈ, અંતિક.

યશો૦—(બાજઠ ઉપર બેસેછે) આહા શો સુદિન આ! કેવું અકલ્પિત સુખ એ !

અંતિ૦—કેમ મા ? કેમ? તું હવે ખુશી થઇ કે નહિ?

યશો૦—(તેને પાસે લેછે) અરે મારા પ્રાણસમાન, મારા પરમપ્રિય દીકરા !

અંતિ૦—પણ તને ઘણો ઘણો હર્ષ થયો હોય એવું મને દેખાતું નથી. તને ઘણો આનંદ થાય એવું હું ઇચ્છુંછું.

યશો૦—બાપુ, હવે મોટી લજ્જા થાયછે, કેમકે હું ભગવતને મેણું દેતી હતી. તું થયો તેવુંજ તારા બાપનું વર્તમાન આવ્યું, તેવારે હું તારાથી દુઃખ પામી અને તું શાને જન્મ્યો, એમ

કહીને તને મેળું માર્યું; (તે તેને આલિંગે છે અને તેને બચ્ચીઓ દે છે) અને તેજ તારા હાથથી હું આજ સર્વ સંકટમાંથી મોકળી થઈ. તેં આજ મારાં આંસુ સૂકવ્યાં. હે ભગવાન, હવે હું બીજી શાની વાંછા કરૂં? હું પરિપૂર્ણ થઈ. મને કંઈ અપેક્ષા રહી નહિ. પણ એક તેટલુંજ તારા ભાઈનું સુખ માત્ર મારે ઊણું છે, પછી મારૂં સઘળું ઠીક થયું.

અંતિ૦—મારા ભાઈનું કેમ? તેનું શું છે?

યશો૦—જો રાજા સાહેબે તેના ગુણ જાણ્યા તો—

અંતિ૦—તેમણે જાણ્યું તોપણ તેનું શું થવાનું છે? તેં જોયું નહિ કે તે કેવા કૃપાળુ અને કેવા મોટા છે?

યશો૦—ખરૂં પણ આપણા ઉપર, કેમકે આપણે તેમનો કંઈ અપરાધ કર્યો નથી.

અંતિ૦—પણ તેમણે મને વચન આપ્યુંછે કે હું કોઇને કહેનાર નહિ.

યશો—(બીને) શું તેમણે તને વચન આપ્યુંછે? શાનું?

અંતિ૦—હા ખરૂંજ, માટે તું બીશ મા.

યશો૦—તેં તેમને કહ્યુંછે, તેથી હું થરથરૂંછું.

અંતિ૦—ના કહ્યું એમ કહીશ તો કંઈ કહ્યું નથી, હું જાણતો હતો તેટલુંજ માત્ર કહ્યું. પછી તેમણે મને તેનું આચરણ પૂછ્યું, તે હું શું અમથુંજ ખોટું કહું? તને માલૂમ છે કે તેં મને ખોટું બોલવાની મનાઈ કરીછે?

યશો૦—પણ, છોકરા, આ શું કર્યું?

અંતિ૦—કેમ? માડી. તું ચિંતા કેમ કરેછે?

યશો૦—અરે ભગવાન્! ચિંતા કેમ કરેછે, એ વળી પૂછેછે! જો રાજાએ ચોકશાઈ કરી અને જો તેઓએ તે જાણ્યું તો પછી તારી માનું અને તારા ભાઈનું ઠરેઠેકાણું નથી.

અંતિ૦—(તે રડવા લાગેછે) ઠરેઠેકાણું નથી?

યશો૦—ચૂપ, કોઇ આવેછે (તે તેને બોકી દેછે અને તેને હિ-

મત આપેછે.) એકે શબ્દ બોલીશ નહિ; તારી આંખો લૂછ. તને રડતો દીઠો તો એકાદી હાનિ થશે, ચિંતા કરીશ મા..

## પ્રવેશ ૧૩.

યશોદાબાઈ, અંતિક, રાજા, સુખરાય, કેસરીસિંહ.

રાજા.—આવો, સિંહજી; અહિં આવો. (કેસરીસિંહને) રણધીરરાયના પુત્ર કેસરીસિંહ નાયક ગાડદી તે તમેજ કે?

કેસ૦—(ઘણો નમીને) હા, મહારાજ.

રાજા.—યોગ્ય. તમારા તીર્થરૂપ ઘણા સજ્જન, અને મોટા શૂર હતા. મારી નિશા છે કે તમે પણ તેમની ચાલ પકડી હશે; અને જેણે કરીને તમે તેમના પુત્ર શોભો એવું કરતા હશો.

કેસ૦—મહારાજ, તેમ મારે કરવું, એ મને યોગ્ય છે.

રાજા.—બરૂ, તમે યોગ્ય છો માટે યોગ્ય હશે તેજ કરશો. આ જુઓ તમારી માતા. એના ગુણ, અને આ છોકરાનું શુભ લક્ષણ જોઇને તમારૂં કુટુંબજ મોટું છે, એવું મારી બુદ્ધિમાં આવ્યું; અને હું જાણુંછું કે તમને સર્વને એકે ઠેકાણે જોવાં, માટે અહિં બોલાવી આણ્યાંછે.

કેસ૦—(વળી જરા ડોળથી નમેછે.) મહારાજે એ આજ મને મોટી આબરૂ આપી.

રાજા.—તમને યોગ્ય છે, તે કરતાં મેં કંઈ વધારે કર્યું નથી.

કેસ૦—મહારાજ, મને આપનું કૃપાપાત્ર કરોછો.

રાજા.—બરૂંજ, તમને ભાગ્યવાન કરવા, એવી મારી ઘણી ઇચ્છા છે, પણ તમારૂં સ્વરૂપ મારા ધ્યાનમાં આવ્યુંછે તેમજ વાસ્તવિક છે, એવી મારી નિશા થવી જોઈએ, કેમકે તમારૂં નિસ્પૃહતાનું બોલવું, તમારી પ્રૌઢતાનું ડોળ જોઇને—

કેસ૦—ઓહો! મહારાજ! ધન્ય હું.

રાજા.—તે ઉપરથી મને જણાયછે કે એક તો તમે ઘણા મોટા છો; અથવા ઘણા નઠારા છો, પણ આવાં માબાપને પેટે બીજા છોકરા થનાર નહિ; નહિજ. વારૂ ત્યારે આ

સમયે મારે તમારી સેવા શી કરવી? તમને એક પદવી ઉપર અધિક ચઢાવ્યા, તો તેણે તમારી યોગ્યતા ઘણી વધશે, એવું કંઈ દેખાતું નથી? વારૂ, તમને કેમ જણાયછે?

સુખ૦—(લગાર વિચાર કરીને) સાચું, મહારાજ.

રાજા.—વારૂ એક પદવી મૂકીને બીજી પદવીએ ચઢાવ્યા તો જમાદાર માત્ર થશો; સો મુખો ઉપર સર, તેમાં પણ કંઈ વત્તું નથી, પણ પ્રથમ (સુખરાયભણી ફરેછે) રાય, તમારા ભાણેજની યોગ્યતાવિષે તમારૂં શું મત છે?

સુખ૦—(લગાર ગભરાઈને) મારૂં, મહારાજ? મારૂં મત?

રાજા.—એ ભાષણ ઉપરથી વિપરીત હશે એવું દેખાયછે.

સુખ૦—ના, મહારાજ, ઘણું સુપરીત છે; હું જાણુંછું કે એ હિંમતવાન છે, અને આગળ શૂર નીપજશે.

રાજા.—(કેસરીસિંહ સામું તે પિતાની પેઠે જુએછે) કેમ સિંહજી, એ ખરૂં કે?

સુખ૦—અને વળી એ સ્વરૂપે પણ ફાંક્ડો દેખાયછે.

રાજા.—હા, એ સારો જુવાન છે એ મને પ્રત્યક્ષ દેખાયછે, પણ એનું આચરણ, એની રીતિ કેવી છે? તમને એવી હલકી વાતો પૂછવાને મને લાજ આવેછે. પણ મુખ્યત્વે કરીને એ કીયા પ્રકારનો મનુષ્ય છે તે મારે જાણવું જોઇએ.

સુખ૦—(હશીને) લગારેક રંગીલો; કોઇ સમયે લગારેક છે પણ ઠીક છે, પણ મહારાજ, એ સિપાઇને દૂષણ નથી.

રાજા.—ખરૂંજ કે? મને એ આજસુધી સમજાયું નહોતું. હવે, બાઈ, મારે તમારી સાક્ષ માત્ર જોઇએ. તમે એવિષે શું કહોછો? (લગાર વિસામીને)–કંઈ નહિ, હું જાણુંછું.

યશો૦—હું તેવિષે શું કહું, મહારાજ?

રાજા.—જે તમને સૂઝતું હોય તે ખરૂંજ કહેજો.

યશો૦—પણ, મહારાજ, મારાથી તે કહેવાશે? મારે તેની પ્રશંસા કરવી છે, તે હું તેની સમક્ષ કરૂં તો મહારાજ માનશો કે?

અથવા, જે જેનાં આચરણ પ્રમાણે તેને ફળ તત્કાળ દેઈ શકોછો, એવાપાસે મને તેની ખોટી વાત બોલાવવી યોગ્ય છે?

રાજા.—(હશીને) બાઈ, તમે મોટાં સુજ્ઞ છો. એ ઉત્તરમાં તમે મારૂં કૃપાળુપણું રાખીને, બાયડીઓનું પ્રૌઢપણું દેખાડ્યું. તમારી પ્રશંસા હું કેમ ન કરૂં! (કેસરીસિંહને જરા ગંભીર વાણીએ) સિંહજી, એકએકની ચાલ નિરનિરાળી હોયછે; તેવી મારી પણ છે. કોઈને વધારવું, એવું મારા મનમાં આવ્યું એટલે હું પહેલાંથી તેને હોદ્દામાં મૂકુંછું એ તમને કેમ દેખાયછે?

કેસ૦—(બીને અને ગભરાઈને) મહારાજ, હેં હેં હેં—

રાજા.—હા, મારી ચાલ એવીજ છે. તારી તરવાર સુખરાયને સ્વાધીન કર. તારાવિષે મને લગાર સંકોચ દેખાયો હોત તો એટલું ન થાત. પણ અજ્ઞાન! આ બોલવામાં ઢીઠપણું, પોતે દુર્ગુણી છે એ પોતાના મનમાં સમજીને જે એવા ભરોસાનું બોલવું બોલેછે તે મનુષ્યથકી શાની આશા રાખવી? તે મનુષ્યે મને ક્રોધ આણ્યો એવું કોઈ જાણશે? તે મનુષ્ય પોતાની મહા મોટી માને આ પ્રમાણે ગાંજે એવું કોણ માનશે? એટલું કરીને પણ ફરીથી-(ક્રોધથી) ઘાલો રે એને એક મહિનો બંદીખાનામાં. બાઈ, ખરૂં કહુંછું કે તમારે સારૂ હું એનું કંઈ અધિક મનમાં લાવતો નથી. બાકી જે વાતો મારે કાને આવીછે તે ઉપરથી મને દેખાઈ આવ્યું કે એ મોટો અપરાધી છે. (રોષયુક્ત અને તીવ્ર વાણીએ) સુખરાય, આવો ઉપર, એનું કંઈ ખોટું આચરણ દીઠામાં આવે તો મને તત્કાળ જણાવજો—સમજ્યા? તે ક્ષણે હું એને આગળ યોગ્યતાએ ચઢાવવાનો છું, માટે (સુખરાયસામું જોઈને) સુખરાય, તમારે અથવા (નમ્ર વાણીએ) તમારે બાઈ મારી પાસે આ વખત એની સિફારસ કરવી નહિ. એને કંઇ પણ મિષે કાંઈ આપવું નહિ. એને જોઈતું હોય તો એણે પોતાના રોજમુરામાંથી ખર્ચ ચલાવવો. (આંગળીએ

સૂચના કરેછે.) હવે જાઓ જી તમારા બંદીશાળામાં. (સુખરાય અને કેસરીસિંહ જાયછે.)

## પ્રવેશ ૧૪.

### રાજા, યશોદાબાઈ, અંતિક.

રાજા.—કેમ, બાઈ, તમે કષ્ટીસ ખાં દેખાઓછો?

યશો૦—મહારાજ, હું મા છું.

રાજા.—પણ તમે ઈતર અજ્ઞાન મા જેવાં નથી, કે જે લગાર છોકરાને દુઃખ થશે માટે તેને શિક્ષા કરતાં નથી.

યશો૦—તે મમતા કરેછે તે ખોટી મમતા છે, પણ મને ચિંતા એટલીજ કે તે હવે જન્મસુધી મહારાજની કૃપામાંથી જાય નહિ.

રાજા.—તેવિષે તમે કાળજી ન કરશો; મારા મનમાં એટલુંજ, કે હું તેના ઉપર જે આગળ ઉપકાર કરવાનો છું તેને યોગ્ય થવું અને તેના વયસામું પણ કંઈ જોવું જોઈએ; માટે હું તેને થયેલા અપરાધ ક્ષમા કરીશ; પણ એવું સદા નહિ કરૂં. જોઈએ આવો' કેમ થાયછે તે. એકાદાને પશ્ચાત્તાપ થઈને તે ઠેકાણે આવેછે, કે એકાદો ઊલટો અધિક બગડેછે. તે કેમ પણ હો, તમે સ્વસ્થ રહો. હું જાણુંછું કે હવે તમારો છોકરો માર્ગે આવશે, અને તે જેમ જેમ સુધરશે તેમ હું તેનાઉપર કૃપા કરીશ. (અંતિકભણી વળીને) આ છોકરાવિષે મેં શું ધાર્યુંછે તે તમે જાણોછો?

યશો૦—જે કંઈ હશે તે તેના કલ્યાણાર્થેજ હશે, મહારાજ. મહારાજ, આપનું મોટાપણું જોઈને, આપનું કલ્યાણચિંતન કર્યાવિના, મારો એક દિવસ પણ નકામો ગયો નથી. પણ આપના ગુણ આજ પ્રત્યક્ષ જોઈને મેં જાણ્યું કે મેં આપનું સ્વરૂપ કંઈજ જાણ્યું નહિ.

રાજા.—તમને માલુમ છે? હું ઇચ્છુંછું કે એને મારા રાજ્યનો સ્તંભ, મારો વિશ્વાસુ સેવક, અને મારાં છોકરાંનો મિત્ર કરી રાખવો કે જે એકાદ દહાડો પ્રસંગ પડ્યો તો પોતાના બાપ પ્રમાણે રાજ્યના કલ્યાણાર્થે પ્રાણ ખર્ચ કરશે.

## પ્રવેશ ૧૫.

રાજા, યશોદાબાઈ, અંતિક, ખિજમતદાર.

**સેવક.**—મહારાજ, વિનંતિ છે, બહાર રાજશાળાગુરૂ આવ્યાછે.

**રાજા.**—તેમને માંહે આવવા દો. બાઈ, મારા મનમાં છે તે હું હમણા તમારા સમક્ષ કહુંછું, તમને સૂચવું માત્ર.

---

## પ્રવેશ ૧૬.

રાજા, યશોદાબાઈ, અંતિક, રાજશાળાગુરૂ.

**ગુરૂ.**—(નમેછે) મહારાજની આજ્ઞા સાંભળવા સિદ્ધ છું.

**રાજા.**—ઘણો સંતોષ થયો. બોલાવ્યા હતા એટલાસારૂ કે રાજશાળામાં મોટાનાં છોકરાં તમને શું આપેછે?

**ગુરૂ.**—મોટાનાં છોકરાં મહારાજ? તે માબાપના મોટપણ ઉપર છે.

**રાજા.**—વારૂ, પણ તમે શું લેશો તે કહો.

**ગુરૂ.**—છસેં રૂપિઆ વર્ષના, મહારાજની આજ્ઞા થયાથી.

**રાજા.**—વારૂ ત્યારે, આ છોકરો તમારે સ્વાધીન કરવા હું ઇચ્છુંછું. તેમાટે એને જે જોઇશે તે હું પૂરૂં પાડીશ. પણ પ્રથમ મને કહો કે છોકરાઓની ચોકશી ઉપર કોણ રહેછે? કેમકે તે મુખ્ય જોવું જોઈએ.

**ગુરૂ.**—જુદા જુદા ઉપગુરૂઓ છે.

**રાજા.**—તે હું જાણુંછું કે તેઓ પોતપોતાના કામમાં યોગ્યજ હશે, પણ હું તેમને ઓળખતો નથી. મારો સર્વ ભરોસો તમારા ઉપર છે, તમે મારા ધ્યાનમાં ઊતર્યાછો, માટે કૃપા કરીને તમે પોતે આ છોકરાની સર્વ તપાસ રાખજો.

**ગુરૂ.**—જેવી આજ્ઞા.

**રાજા.**—હું આજ્ઞા કરીને નથી કહેતો. સંતોષે એ તમારે માન્ય કરવું.

**ગુરૂ.**—મહારાજનો જેમાં સંતોષ છે તે મારે કરવું તેમાંજ મારૂં કલ્યાણ છે.

રાજા.—હું તમારો ઉપકારી થઇશ. (અંતિકને હાથે પકડીને) મારા છોકરા આવ. આ ગુરૂ જોયા કે નહિ? એ ઘણા શાંત અને મહાજન છે; તું એમની સાથે જઇને એમની પાસે રહે, અને સારો વિદ્યાભ્યાસ કર.

અંતિ૦—(ક્ષણભર ગુરૂના મોઢા સામું જોઇને) હા, મહારાજ.

રાજા.—પણ એ તારા ધણી, અને તારા હિતકર્ત્તા, એવા તું એમને માન. એમના વચનથી આઘો પાછો થઇશ મા. અને એમની મોટી મર્યાદા પાળ. અને જો એમણે તારી ફર્યાદ કરી—

અંતિ૦—તેવિષે મહારાજે નિશ્ચિંત રહેવું.

રાજા.—કેમકે હમણાજ તારી દૃષ્ટિએ પડ્યું કે હું જેવો ગુણવાન ને સારો, એવોજ દુર્ગુણી ને મોઠો છું. તારો જરા કજિયો સાંભળ્યો તો—હો!

અંતિ૦—(મોટી નમ્રતાએ ગુરૂને નમેછે) ગુરૂજી, તમે મારા ઉપર રીસાશો એમ હું કદી કરવાનો નહિ.

રાજા.—આ છોકરો તમને કેવો જણાયછે?

ગુરૂ.—મહારાજ, આપનો વરદહસ્ત જેને માથે છે તેને શું જોવાનું છે! હું એને મારા છોકરા પ્રમાણે ચલાવીશ.

રાજા.—વારૂ ત્યારે એને લેઇ જાઓ. બાઇ, એ વાતની તમને કંઇ અડચણ નથી એમ મને જણાયછે.

યશો૦—હે ભગવાન! અડચણ? મહારાજ.

રાજા.—જા ત્યારે પ્રિયકર, અને કદી સદાચરણ, સાચો માર્ગ છોડીશ મા. તને કશી પણ વાતનું હું ઓછું પડવા દેઇશ નહિ, પણ તું મને ખિન્ન જેવો દેખાયછે.

અંતિ૦—(રાજાનો હાથ ઝાલેછે) ઈશ્વર તમને સર્વ સુખ આપો.

રાજા.—(કોમળતાએ) અને તને પણ તેવાંજ આપો. અને તારૂં કલ્યાણ કરો, મારા મિત્ર. ઓહો! તેનું હૃદય કેવું ભરાયછે! (ગુરૂને) હવે તમે એને તેડી જાઓ. અને બાઇ તમે એની સાથે જાઓ, અને તમારો છોકરો જ્યાં રહેવાનો છે તે સ્થળ જુઓ.

યશો૦—(સાષ્ટાંગ નમસ્કાર કરેછે) મહારાજના ઉપકાર, હું શું-
(તેનો કંઠ ભરાયો, અશ્રુના ઓઘ આવ્યા, બોલાતું નથી.)

રાજા.—એ તમે શું કરો છો, બાઈ? એ મને ગમતું નથી.

યશો૦—મને એ પણ-

રાજા.—(તેને બળાત્કારે ઊઠાડેછે) મારી માતા, તું મને એટલું મોટપણું આપીશ મા. ઊઠ, ઊભી થા.

યશો૦—(તે ઊઠેછે) વારુ ત્યારે, હું હવે આજ્ઞા લેઉંછું. (ઊંચા હાથ કરેછે) હું એ આવું નિત્ય ભગવત પાસે કરતી જઈશ અને તમારા જેવા ઉદાર, દીનદયાળ, એમનું સદા કલ્યાણ હોવા માટે તેની પ્રાર્થના કરીશ.

રાજા.—(તેને ચાર ડગલાં પહોંચાડેછે) આવજો. બાઈ, તમારું ભગવાન સારું કરો!

(તે સર્વ છાંડીને જાયછે.)

## પ્રથમ ભાગ સમાપ્ત.